# પ્રસ્તાવના

**સામાન્ય** માણસના અંતઃકરણને, ભગવાન બુદ્ધે, જેની કાળજી લેવામાં ન આવતી હોય એવા શાલવનની ઉપમા આપી છે. ભગવાન કહે છે. "હે ભિક્ષુઓ ! સમજો કે, કોઈ ગામ પાસે કે શહેર પાસેનું શાલવન એરંડાઓથી આચ્છાદિત થયું છે. કોઈ માણસ તેની સુધારણા અને અભિવૃદ્ધિ કરવા ઇચ્છે છે તે માણસ તે જંગલમાંના વાંકા અને વિનાશક ઝાડો તોડીને બહાર નાખી દેશે, અને જંગલ સાફ કરીને શાલવૃક્ષના સીધા રોપાઓને વધવા દેશે. આથી કેટલેક કાળે એ શાલવન વૃદ્ધિ પામશે તે જ મુજબ, હે ભિક્ષુઓ, તમે અકુશલ વિચારોનો ત્યાગ કરો, અને કુશલ વિચારોની વૃદ્ધિ કરવા માટે મહેનત કરો તેનાથી તમારી અભ્યુન્નતિ થશે"

—(મજ્ઝિમનિકાય કકચૂપમસુત્ત.)

ઉપરની ઉપમામાં આવતા એરંડાચ્છાદિત શાલવનની જેવી હિન્દી સંસ્કૃતિની સ્થિતિ થઈ છે. સેંકડો વરસો સુધી તેની કાળજી લેવામાં આવેલી ન હોવાથી તેમાં કુસંસ્કારોનું જંગલ વ્યાપી ગયું છે, અને આ જંગલ કાપી નાખ્યા સિવાય તેમાંના સુસંસ્કારોનો વિકાસ થવો અશક્ય છે. ભાવિ સંશોધનકારોને આના સંશોધનકાર્યમાં પ્રસ્તુત પુસ્તક જો થોડુંઘણું પણ ઉપયોગી થશે તો, આ માટેનો મારો પરિશ્રમ સાર્થક થશે

ચાર પાંચ વરસથી આ પુસ્તક લખવાનો વિચાર મારા મનમાં ઘોળાયા કરતો હતો; પરંતુ અનેક અડચણોને લીધે એ વિચારને મૂર્ત સ્વરૂપ આપી શકાતુ નહોતુ. આથી કેટલાય આપ્તમિત્રોની આર્થિક સહાય લઈને હું કાશીમાં રહ્યો. અહીં કાશી વિદ્યાપીઠના સંચાલકોએ મારા રહેવાની ઉત્તમ વ્યવસ્થા કરી આપવાને લીધે આ કાર્ય વગર મુશ્કેલીએ સિદ્ધ થયું. આથી આર્થિક મદદ આપનારા આપ્તમિત્રોનો અને કાશી વિદ્યાપીઠના સંચાલકોનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છુ.

કાશી વિદ્યાપીઠ, બનારસ,
માર્ગશીર્ષ સુદિ ૧૦
તા. ૫, ડિસેમ્બર ૧૯૩૫.

ધર્માનંદ કોસંબી

# અનુક્રમ

## ૧ વૈદિક સંસ્કૃતિ—


| | |
|---|---|
| પ્રાસ્તાવિક . . . . | ૩ |
| બાબિલોનિયન સંસ્કૃતિ . . . | ૬ |
| આર્યોનું નિવાસસ્થાન અને સમય . . . | ૮ |
| આર્ય અને બાબિલોનિયન લોકોના દેવાદેવ . | ૧૧ |
| આર્યોની સપ્તસિંધુ ઉપર ચઢાઈ . . . | ૧૫ |
| સપ્તસિંધુનો પહેલો સમ્રાટ . . . . | ૨૨ |
| વૈદિક સંસ્કૃતિનો ઉદ્ભવ અને વિકાસ . . | ૩૦ |
| વૈદિક વાઙ્મયનો સમય . . . . | ૪૭ |


## ૨ શ્રમણ સંસ્કૃતિ—


| | |
|---|---|
| અહિંસા ધર્મનું મૂળ . . . . . . | ૫૩ |
| બુદ્ધના સમયની શ્રમણસંસ્થા . . | ૬૨ |
| બુદ્ધની સંક્ષિપ્ત માહિતી . . . . | ૬૭ |
| બુદ્ધનો મધ્યમ માર્ગ . . . | ૭૬ |
| બુદ્ધ અને પાર્શ્વના ઉપદેશની તુલના . . | ૭૭ |
| અશોક અને શ્રમણ સંસ્કૃતિ . . . | ૮૨ |
| શ્રમણ સંસ્કૃતિના ગુણદોષો . . . | ૮૫ |

## ૩ પૌરાણિક સંસ્કૃતિ—


| | |
|---|---|
| પૌરાણિક સંસ્કૃતિનો ઉદ્દભવ | ૧૦૧ |
| ઈન્દ્ર | ૧૦૬ |
| બ્રહ્મદેવ | ૧૧૧ |
| અશોકથી શક રાજાઓ સુધી | ૧૧૯ |
| મહાદેવ | ૧૨૧ |
| લીંગપૂજા | ૧૩૫ |
| વાસુદેવ કૃષ્ણ | ૧૪૦ |
| મહાભારત | ૧૫૧ |
| ભગવદ્ગીતા | ૧૬૫ |
| શ્રમણોની અવનતિ | ૧૭૮ |
| કાલિદાસનો સમય | ૧૮૫ |
| બ્રાહ્મણોને પુરાણો લાભકારક નીવડ્યાં | ૧૮૮ |
| દર્પકાળ | ૧૯૦ |
| શૈવોનો જુલમ | ૧૯૬ |
| ગૌડપાદ અને શંકરાચાર્ય | ૧૯૮ |
| પુરાણોના હુમલા | ૨૦૨ |
| કાપાલિકોનું પરાક્રમ | ૨૦૮ |
| શ્રમણ સંસ્કૃતિની ઇતિશ્રી | ૨૧૭ |
| મુસ્લીમ કારકીર્દિ | ૨૨૧ |
| રામાનુજ અને માધ્વપંથ | ૨૨૫ |
| રાધાકૃષ્ણપંથ | ૨૨૮ |
| રામાનંદી અને વારકરીપંથ | ૨૨૯ |
| અકબરનો પ્રયત્ન | ૨૩૫ |


## ૪ પાશ્ચાત્ય સંસ્કૃતિ—


| | |
|---|---|
| ગ્રીક અને રોમન લોકો | ૨૪૨ |

યુરોપની સંસ્કૃતિ . . . . . . . ૨૪૪
અંગ્રેજોનો વિજય . . . . . . ૨૪૮
બ્રહ્મસમાજનો ઉદય . . . . . . ૨૫૪
આર્યસમાજનો ઉદય . . . . . . ૨૫૬
શિવાજી ઉત્સવ અને ગણપતિ ઉત્સવ . . . ૨૫૯
મહાત્મા ગાંધીજીનું રાજકારણ . . . ૨૬૧
પાશ્ચાત્યોનું અધિદૈવત . . . . ૨૬૫
રશિયન ક્રાંતિ . . . . . . . ૨૬૭
જાપાની તથા રશિયન ક્રાંતિની તુલના . ૨૭૨
રશિયન ક્રાંતિનો પ્રભાવ . . . . . ૨૭૪

૫ સંસ્કૃતિ અને અહિંસા—

વન્ય સંસ્કૃતિ . . . . . . ૨૮૧
સામ્રાજ્ય અને તેના ગુણદોષ . . . . ૨૮૨
વ્યાપારી ક્રાંતિના ગુણદોષ . . . ૨૮૭
દુઃખનું મૂળ તૃષ્ણા . . . . . ૨૯૧
અપરિગ્રહ . . . . . . . ૩૦૩
સત્યાગ્રહ . . . . . . . ૩૧૮
પ્રજ્ઞા અને અહિંસા . . . . ૩૨૫

# પ્રાસ્તાવિક

આર્ય લોકો ક્યારે અને ક્યાંથી આવ્યા એ સંબંધે અનેક મતો પ્રચલિત છે. ઈસ્વીસન પૂર્વે ૧૨૦૦ વરસોથી ઇ. સ. પૂ. ૨૫૦૦૦ વર્ષો સુધીમાં આર્યોના આગમનના જૂદા જૂદા અનેક કાળ અનેક લેખકોએ માનેલા છે. તેજ મુજબ સિંધથી ઉત્તર ધ્રુવ સુધીમાં તેમનાં અનેક વસતિસ્થાનો માનવામા આવે છે. આ વિષય મહત્ત્વનો અને મનોવેધક હોય તો પણ પ્રસ્તુત પુસ્તક સાથે તેનો ખાસ સંબંધ આવતો નથી. છતાં માત્ર સત્યાન્વેષણની વૃત્તિથી અહીં તે વિષયના કેટલાક મુદ્દાઓ સંબંધે ચર્ચા કરવાનું યોગ્ય જણાય છે. કારણ કે અહિંસાનો વિકાસ થવા માટે સત્યજ્ઞાનની જરૂર છે.

૨. વૈદિક વાઙ્મયથી હું બહુ પરિચિત નહોતો. એવામાં મારા પુત્ર ચિ. દામોદરે ૧૯૨૭ માં જાતક-અટ્ઠકથાની નીચેની ગાથા તરફ મારું ધ્યાન ખેંચ્યુઃ

अंतरादिन्नं अयुज्झपुरानं पञ्चविधा ठपिता अभिरक्खा।
उरग करोटि पयस्स च हारी मदनयुता चतुरो च महन्ता॥

એ વખતે અમે બંને અમેરિકામા હતા, અને તે જર્મન ભાષાનુ વધારે અધ્યયન કરવા માટે જાતક–અટ્ઠકથાનુ ભાષાંતર વાચતો હતો. આ ગાથામાં કંઈક ઐતિહાસિક તથ્ય હોવાનુ તેને સૂઝયું. ટીકાકારે આ ગાથાનો જે અર્થ* બેસારેલો હતો તે મને બરાબર બધબેસતો ન લાગ્યો; અને હજી પણ મને એ અર્થ બધબેસતો લાગતો નથી. છતાં આ ગાથામાં કંઈક ઐતિહાસિક સત્ય સમાએલું હોવાનું મને પણ લાગ્યુ. પરંતુ તે વખતે વિસુદ્ધિમગ્ગનું મરકગ્ણ કરવામા હું રોકાએલો હોવાથી વૈદિક વાઙ્મયનો અભ્યાસ કરીને આ સબધે વિચાર કરવાનો અવકાશ મને મળ્યો નહિ.

૩. ત્યાર પછી ૧૯૨૮ મા ગુજરાત વિદ્યાપીઠમા હુ હતો ત્યારે ઋગ્વેદ વાચવાનુ શરૂ કર્યું તેમા મને એમ જણાયુ કે, ઉપરની ગાથામા કહ્યા પ્રમાણે, ઇંદ્ર એક કાળે મનુષ્ય હતો, અને તેની હયાતીમા જ અથવા તો તેના મૃત્યુ પછી તે દેવ મનાવા લાગ્યો. આ સંબધે "वैदिक इंद्र देव कीं मनुष्य ?" એ મથાળાવાળો એક લેખ મરાઠીમા મે લખ્યો જે 'विविध ज्ञानविस्तार' નામના મરાઠી માસિકના તે ૭૮ વરસના સપ્ટેબરના અકમા પ્રગટ થયો આ સંબધે ઘણી ચર્ચા થશે એમ મને લાગેલુ. પરતુ હજી સુધી તેવી ચર્ચા મારા જોવામાં આવી નથી.

૪. નાગરી પ્રચારિણી પત્રિકાના સવત ૧૯૮૬ ના વૈશાખ–કાર્તિકના અંકમાં શ્રીયુત્ જયશકર પ્રસાદે લખેલ "પ્રાચીન આર્યાવર્ત ઔર ઉસકા પ્રથમ સમ્રાટ" લેખ મારા જોવામાં આવ્યો. એમા પણ ઉપરની ચર્ચાને ઉપયોગી બને એવી મહત્ત્વની હકીકત મને મળી નહિ ઇંદ્ર એક કાળે સમ્રાટ્ હતો એ મને માન્ય છે પણ તેના સામ્રાજ્યની મર્યાદા સિંધ અને પંજાબથી આગળ વધી નહોતી એમ મને લાગે છે.

* વિ૦ ૧, ૫૬–૫૭ જુઓ

૫. જ્યારે હું ઋગ્વેદનું વાચન કરતો હતો ત્યારે, તેમાંની કેટલીક હકીકતોનો બાબિલોનિયન સંસ્કૃતિની સાથે નિકટનો સંબંધ હોય એમ મને લાગ્યું. ૧૯૩૪ ના ઑગસ્ટ માસમાં જ્યારે હું હિંદુ યુનિવર્સિટિમાં રહેવા આવ્યો, ત્યારે આ સંબંધે મેં ડો. પ્રાણનાથ સાથે વાતચીત કરી. સિંધ અને પંજાબમાં મળી આવેલ પ્રાચીન નગરાવશેષમાંની મુદ્રાઓ–સિક્કાઓ–ની લિપિ ઉકેલવાનો પ્રયત્ન તેઓ કેટલાંક વરસોથી કરે છે. 'ૐ ह्रां; ह्रीं' વગેરે તાંત્રિક પારિભાષિક શબ્દોની સાથે તે ભાષાનો સંબંધ બેસારવાનો તેઓ પ્રયત્ન કરે છે. આ જ વિષય સંબંધે પૂનામાં તેમણે એક બે વ્યાખ્યાનો આપ્યાનું મેં સાંભળ્યું હતું. પણ મારો મત એવો હતો કે, ઉપરના અક્ષરોનો સંબંધ જો કોઈની સાથે હોય તો તે ઋગ્વેદની સાથે હોવો જોઇએ. આ બાબત કંઈક અંશે તેમને ગળે ઉતરી હોવાનો સંભવ છે, અને ત્યારથી તેઓ ઋગ્વેદ અને બાબિલોનિયન વાઙ્મયનો સંબંધ શોધવાનો પ્રયત્ન કરી રહ્યા છે. આ બાબતના તેમના કેટલાક લેખો કાશીના 'સનાતન ધર્મ' નામના અઠવાડિકમાં પ્રસિદ્ધ થયા. પણ પછી સનાતનીઓનો વિરોધ થવાથી એ લેખમાળા તેમને બંધ રાખવી પડી. તેમનો મત એવો જણાય છે કે, ઋગ્વેદની કેટલીક ઋચાઓ બાબિલોનિયન ઋચાઓની સાથે બંધબેસતી આવે છે, એટલું જ નહિ, પણ '**सृण्येव जर्भरी तुर्फरीत्**' (ઋ૦ ૧૦–૧૦૬–૬) વગેરે ઋચાઓનો જે અર્થ સાયણાચાર્ય વગેરે પણ બેસારી શક્યા નથી, તે અર્થ બાબિલોનિયન ઋચાઓને આધારે સ્પષ્ટ સમજાય છે. બાબિલોનિયન ભાષાઓનું મને મુદ્દલ જ્ઞાન ન હોવાથી આ સંબંધે કંઈ પણ મત આપવો એ ધૃષ્ટતા ગણાય. છતાં બાબિલોનિયન સંસ્કૃતિ અને વૈદિક સંસ્કૃતિનો સંબંધ અતિ નિકટનો હોવો જોઈએ, એ સંબંધી મારી ખાતરી થતી જાય છે.

૬. પરલોકવાસી લો૦ મા૦ તિલકે 'Sir R. G. Bhandarkar Commemoration Volume' માં ૧૯૧૭ માં 'The Chaldean

and Indian Vedas' નામનો લેખ લખ્યો છે. કાશ વિદ્યાપીઠના અધ્યાપક પંડિત રુદ્રદેવ શાસ્ત્રીએ હમણાં જ આ લે તરફ મારૂ ધ્યાન ખેંચ્યુ, તેનો વિચાર યોગ્ય સ્થળે કરવામાં આવશે.

## બાબિલોનિયન સંસ્કૃતિ.

૭. ઈ. સ. પૂ. ચાર પાંચ હજાર વર્ષ ઉપર મેસોપોટેમિયાન અગ્નિખુણે જે લોકોની વસાહત હતી તેમને સુમેરિયન કહેવામાં આ છે. આ સુમેરિયન લોકો ક્યાંથી આવ્યા એ સંબંધે ઘણા મતભે છે. મોટા ભાગના વિદ્વાનોનુ માનવું એવું છે, કે તેઓ મધ્ય એશિયા માંથી આવ્યા હશે. કારણ કે આર્ય લોકો સાથે આ લોકોનો ઘણો સંબંધ હતો એવું સિદ્ધ થયું છે. આ લોકોએ પ્રથમ પોતાની વસાહતને યુફ્રેતિસ અને તૈગ્રિસ નદીના મુખ+ પાસે કરી; અને પછી ધીમે ધીમે તેઓ ઉત્તર તરફ જવા લાગ્યા. આ લોકો નાનાં નાનાં શહેરોમા રહેતા, અને આ શહેરો વચ્ચે વારંવાર યુદ્ધો થતાં.

૮. એવામાં સેમેટિક જાતના લોકો આવ્યા અને તેમણે ઉત્તર

* વિ૦ ૧૨૦-૨૩ જુઓ.

+ આજે આ બન્ને નદીઓનો સંગમ સમુદ્રને મળ્યા પહેલાં જ થાય છે પણ પ્રાચીન કાળે તે જૂદી જૂદી સમુદ્રને મળતી. આજે સમુદ્ર પણ ૧૨૫ માઇલ દૂર ગયો છે.

When Sumeria was beginning to flourish, these two rivers had separate outlets, and Eridu, the seat of the cult of sea god Ea, which now lies 125 miles inland, was seaport at the head of the Persian Gulf. A day's journey separated the river mouths when Alexander the Great broke the power of the Persian Empire

—Myths of Babylonia and Assyria: p. 22-23.

તરફનો પ્રદેશ હસ્તગત કર્યો આ લોકો ક્યાંથી આવ્યા, એ સંબંધે પણ ઘણા મતભેદો છે. પરંતુ પ્રાચીન આરબ લોકોની સાથે તેમનો નિકટ સંબંધ હોય એવુ જણાય છે. આ લોકો કંઈક અંશે જંગલી હતા. ઉત્તરના સુમેરિયન લોકો ઉપર તેમણે વિજય મેળવ્યો, છતા સુમેરિયન સંસ્કૃતિ તેમને અપનાવવી પડી. માત્ર તેઓએ ભાષા પોતાની ચાલુ રાખી—જો કે સુમેરિયન ભાષા પણ ચાલતી હતી આગળ જતા જ્યારે આ લોકોએ દક્ષિણના સુમેરિયન રાજાઓ ઉપર વિજય મેળવ્યો, ત્યારે લગભગ સઘળી જગાએ આ લોકોની ભાષાનો પ્રચાર થયો, અને આપણી આજની સંસ્કૃત ભાષાની માફક સુમેરિયન ભાષા મૃતભાષા બની. તે સમજવા માટે કોષ અને વ્યાકરણો રચના પડ્યાં.

૯. આ સેમેટિક લોકોએ પ્રથમ ઉત્તર તરફનો જે પ્રદેશ જીત્યો તેને અક્કાડ ( Accad ) કે અગાદે ( Agade ) કહેતા, અને દક્ષિણ તરફના સુમેરિયન લોકોના પ્રદેશને સુમેર ( Sumer ) કે શુમેર ( Shumer ) કહેતા. આ બન્ને પ્રદેશોને બાબિલોનિયા કહેવાનો રિવાજ ચાલુ છે; અને આ અર્થમા જ આ શબ્દ આ વિભાગમા વાપરવામા આવ્યો છે

૧૦ ઈ સ. પૂ. ૧૮ મા સૈકાની શરૂઆતમા કેશી લોકો ( Kassi ) બાબિલોનિયા ઉપર ચડાઈઓ કરવા લાગ્યા, અને ૧૭૬૦ ના અરસામા ગંદશ ( Gandash ) નામના કેશી રાજાએ પોતાનુ સાર્વભૌમ રાજ્ય સ્થાપ્યુ આ કાળ પહેલા સો બસો વરસોથી કેશી લોકો ઉદરનિર્વાહ માટે બાબિલોનિઆમા આવવા લાગ્યા હતા. તેઓ પાક વખતે કાપણી કરવામા અને અનાજ એકઠું કરવામા મદદ કરતા, અને પાછા પોતાના પહાડી મુલકમા જતા રહેતા. પર્શિયા અને બાબિલોનિયાની વચ્ચે આવેલા એલામ ( Elam ) નામના પ્રદેશમા તેમનું રહેઠાણ હતું બીજી બાબતોમા આ લોકો બાબિલોનિયન

લોકો કરતાં પછાત હતા, છતાં એક બાબતમાં તેઓ બહુ આગળ વધેલા હતા. તે આવ્યા પહેલાં બાબિલોનિયન લોકો ઘોડાથી તદ્દન અજ્ઞાત હતા, અને કેશી લોકો ઘોડેસ્વારીમાં એટલા કુશળ હતા, કે ઘોડેસ્વાર લશ્કરની મદદથી તેઓએ બાબિલોનિયા જીતી લીધો.

૧૧. પ્રથમ કેશી લોકો બાબિલોનિયન લોકો સાથે ભળતા નહિ. તેમણે કર વસુલ કરવાની બાબતમાં કેટલાક સુધારા કર્યા; પણ બાકીની બીજી બધી બાબતોમાં બાબિલોનિયન લોકોની સંસ્કૃતિ અપનાવી લીધી. અક્કેડિયન કે સેમેટિક લોકોએ સુમેરિયનોને જીતી લીધા, પરંતુ સુમેરિયન સંસ્કૃતિએ સેમેટિક લોકોને જીતી લીધા. તે જ મુજબ કેશી લોકોએ જો કે બાબિલોનિયન લોકોને જીતી લીધા, છતાં બાબિલોનિયન સંસ્કૃતિએ તેમને જીતી લીધા. મતલબ, દેવદેવતા અને બીજી સામાજીક બાબતોમાં સુમેરિયન પરંપરા ચાલુ રહી. કેશી લોકોએ પોતાની ભાષાનો પ્રચાર કરવાનો પણ પ્રયત્ન ન કર્યો. તેમનો બધો વહેવાર અક્કેડિયન ભાષામાં જ ચાલતો હતો. શરૂઆતમાં તેમનાં નામો માત્ર બાબિલોનિયન નામોથી જૂદાં તરી આવતાં હતાં. જેમ શક, માલવ, હૂણ, ગુર્જર, પર્શિયન વગેરે જૂદી જૂદી જાતિના લોકોએ આપણા દેશમાં પ્રવેશ કર્યા પછી પોતાની મૂળ સંસ્કૃતિ છોડીને હિંદુ સંસ્કૃતિનો સ્વીકાર કર્યો, તે પ્રમાણે આ કેશી લોકોએ બાબિલોનિયામાં પ્રવેશ કર્યા પછી ધીમે ધીમે બાબિલોનિયન સંસ્કૃતિ સંપૂર્ણપણે સ્વીકારી લીધી.

## આર્યોનું નિવાસસ્થાન અને સમય.

૧૨. આર્યોનો આ કેશી લોકો સાથે નિકટનો સંબંધ હોવો જોઈએ; કારણ કે આર્ય લોકો પણ ઘોડેસ્વારીમાં કાબેલ હતા. એટલે આર્યોનું રહેઠાણ એલામમાં અને આર્યોનો ઉદયકાળ ઈ. સ. પૂ. બે હજારથી સત્તરસો વર્ષ સુધીનો ગણવો જોઈએ. કેશી લોકોની અને આર્યોની ભાષામાં પણ ઘણું સામ્ય હોવાની એક કલ્પના પ્રચલિત છે.

પરંતુ કેશી લોકો બાબિલોનિયન લોકોમા એટલા બધા ભળી ગયા હતા કે, તેમના કેટલાક રાજાઓનાં નામ સિવાય કેશી લોકોની ભાષા કેના પ્રકારની હતી એ સમજવાનું એકે સાધન નથી.

૧૩ ઋગ્વેદમાં અનેક જગાએ ઇંદ્રના ઘોડાઓ સાથે કેશી શબ્દ વિશેષણ તરીકે વાપરવામાં આવ્યો છે. સાયણાચાર્યે આ શબ્દનો અર્થ યાળ કરેલો છે. પરંતુ ઘોડાને યાળ હોય છે એ કહેવાની શી જરૂર? આ શબ્દનો અર્થ કેશી લોકોએ કેળવીને તૈયાર કરેલા, કે કેશીના દેશમાથી લાવેલા, એવો કરવો જોઈએ હિંદુસ્થાનમા મધ્યયુગમા સિંધના ઘોડા (સૈન્ધવ) પ્રખ્યાત હતા, તેમ વૈદિક કાળમા કેશી ઘોડાઓ પ્રખ્યાત હશે, એમ જણાય છે. '**अवावचीत्सारथिरस्य केशी**' (ઋ૦ ૧૦–૧૦૨–૬) આ વાક્ય ઉપરથી કેશી આગથી પણ રથ ચલાવવામા કુશળ હોવાનુ જણાય છે

૧૪ **शूष** અને **शुष्म** આ બે શબ્દો ઋગ્વેદમા બલવાચક હશે એવુ જણાય છે પણ '**प्र मन्महे शवसानाय शूषमाङ्गूषं**' (ઋ૦ ૧–૬૨–૧) વગેરે જગાએ **शूष** શબ્દ ઇંદ્રના વિશેષણ તરીકે વાપરવામા આવ્યો હોય એમ લાગે છે. **शुष्म** શબ્દની વ્યુત્પત્તિ બરાબર સમજાતી નથી શુષન્ (Shushan) એક કાળે એલામની રાજધાની હતી. એટલે એ શબ્દ અને આ બે શબ્દોનો કઈક સબધ હોય એવુ લાગે છે ઇંદ્ર એ શૂષ એટલે શુષનમા રહેનારો; **शुष्म** એટલે શુષનનુ સામર્થ્ય કે શક્તિ એટલે આર્યોનુ મૂળ વસતિસ્થાન શુષનની આસપાસ હોવુ જોઈએ; અને ત્યા જ પ્રથમ ઇંદ્રની સરદારી તળે પોતાનુ સાર્વભૌમત્વ સ્થાપ્યુ હશે

૧૫. મિતજ્ઞુ શબ્દનો ઉલ્લેખ ઋગ્વેદમા ચાર જગાએ કરવામા આવ્યો છે. સાયણાચાર્ય આ શબ્દનો અર્થ મિતજાનુક અથવા સંકુચિતજાનુક એવો કરે છે પરંતુ એલામની વાયવ્ય દિશામાં રહેતા

મિતન્નિ ( Mitanni ) લોકો સબંધે આ ઉલ્લેખ કરવામા આવ્યો હોય એમ લાગે છે આ લોકો આર્યોના મિત્ર હતા તેમના રાજા ઓના નામો પણ આર્ય હતા બોઘઝ-કોઈ ( Boghaz–Koi ) મા મળી આવેલ મિતન્નિ રાજાના એ લેખ ઉપરથી એમ જણાય છે, કે આર્યોની માફક આ લોકો પણ મિત્ર વરુણ, ઈન્દ્ર, અને નાસત્ય વગેરે દેવોની પૂજા કરતા હતા

૧૬ અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આર્ય લોકો અતિ પ્રાચીન સમયે ઉત્તર ધ્રુવ તરફ અથવા તો મધ્ય એશિયામા રહેતા હોય અને ત્યાથી પછી એલામમા ક્રમ ન આવ્યા હોય ? આમ બનવુ સંભવિત છે પરતુ આપણે જે વિચાર કરવાનો છે તે આર્યોના ઐતિહાસિક કાળના નિવાસસ્થાનનો છે, તેઓના મૂળ સ્થાનનો નહિ. તેઓ વેડેસ્વારીમા કુશળ હતા એ હકીકત તથા કેશી અને મિતન્નિ જાતિઓની સાથે તેમનો જે સબંધ દેખાય છે એ બન્ને હકીકતના આધારે આર્ય લોકો ઐતિહાસિક કાળમાં એલામમા રહેતા હતા એમ માની શકાય

૧૭ એલામની દક્ષિણે વસતા બાબિલોનિયન લોકો સાથે આ આર્યોની સારી એવી મૈત્રી હોવાનું જણાય છે ઉર ( Ur ) અને ઉમ્મા ( Umma ) નામના બે શહેરોમા રહેનાર લોકોનો ઉલ્લેખ ઋગ્વેદમા ઘણી જગાએ કરવામા આવ્યો છે ' चित्रसेना इषुवला अमृधा सतोवीरा उरवो व्रातसाहा ' (ઋ૦ ૬–૭૫–૯) ' ये अग्रमास उरवो वहिष्ठास्तेभिर्न इन्द्राभि वक्षिवाजम् ' (ઋ૦ ૬–૨૧–૨૨) વગેરે ઋચાઓમા આ ઉરુ લોકના વર્ણનો અને ' त्रिग्वेभिरुरुमेभिरा गहि ' (ઋ૦ ૫–૫૧–૧) ' प्रथमास ऊमा ' (ઋ૦ ૧૦–૬–૭) ' अनु व विश्वे मदन्त्वू मा ' (ઋ૦ ૧૦–૧૨૦–૧) વગેરે ઋચાઓમા ઉમ્મામાં રહેતા લોકોના વર્ણનો મળી આવે છે, અને એ ઉપરથી આ શહેરોમા રહેના લોકો પ્રત્યે આર્યલોકોનો ઘરનો આદર હતો એવુ પણ અનુમાન થઈ શકે છે

૧૮. પશ્ચિમે વસતા મિતન્નુ કે મિતાન્નિ લોકો, અને દક્ષિણ તરફ ઉરુ અને ઊમા વગેરે શહેરોમાં વસતા બાબિલોનિયન લોકો સાથે આર્યોને મૈત્રી હતી; પણ ઉત્તરે રહેતા તેમના જ લોકોમાંના પર્શિયન લોકો સાથે તેમને હાડવેર હતું, એમ '**सं मा तपन्त्यभितः सपत्नीरिव पर्शवः**' (ઋ૦ ૧-૧૦૫-૮) આ ઋચા ઉપરથી જણાય છે. આવેસ્તા ગ્રંથમાં ઇંદ્રનો બે જગાએ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અહીં તેને દૈત્ય અથવા રાક્ષસ કહેવામા આવ્યો છે. દેવ એટલે કુકૃત્યમાં પ્રવૃત્ત કરનારા રાક્ષસો; અહુર મજદની પ્રાર્થનાથી અને યજ્ઞ વગેરે સાધનોથી તેમને હાંકીકાઢીને સુખ કેમ પ્રાપ્ત કરવું, એનાં વર્ણનો આવેસ્તામાં અનેક જગાએ મળે છે. આ ઉપરથી પણ ઉપરોક્ત કથનને પુષ્ટિ મળે છે.

૧૯. એક સમયે એલામમાં રહેતા આર્ય, અને પર્શિયામાં વસતા આર્ય લોકો મિત્ર અને વરુણ દેવતાઓની પ્રાર્થના કરતા. તેમાં મિત્ર એટલે સૂર્ય. તે સમયના બધા લોકોમાં જૂદે જૂદે સ્વરૂપે સૂર્યની ઉપાસના કરવાનો રિવાજ પ્રચલિત હતો. વરુણ દેવ આર્યોને એકત્રિત કરનાર અતિ પ્રાચીન કાળનો કોઈ નેતા કે રાજા હોવો જોઈએ. ઈંદ્રે એલામમાં પોતાનું રાજ્ય સ્થાપવાને લીધે તેનું મહત્ત્વ વધ્યું. પણ તેથી પર્શિયન લોકોને તે અત્યંત અપ્રિય થઈ પડ્યો હોવો જોઈએ.

**આર્ય અને બાબિલોનિયન લોકોના દેવાદેવ.**

૨૦. ઉપર લખેલ લો. તિલકના લેખમાં '**असितस्य तैमातस्य बभ्रोरपोदकस्य च**' (અથર્વ૦ ૫-૧૩-૬) આ ઋચામાં આવેલ **तैमात** શબ્દનો સંબંધ તેમણે **तिअमात्** ( Tiamat ) શબ્દની સાથે જોડ્યો છે. તિઅમાત્ એક રાક્ષસી હતી અને પાતાળ લોકમાં તેની સત્તા ચાલતી હતી, એમ બાબિલોનિયન લોકો માનતા હતા. લોકમાન્યનું એવું કહેવું છે કે અથર્વવેદમાં આ રાક્ષસીનો જ ઉલ્લેખ

तैमात શબ્દથી કરવામાં આવ્યો છે. પણ तिअमात् શબ્દ નારીજાતિનો છે અને तैमात નરજાતિનો છે; અને तैमात એટલે तिअमात् રાક્ષસીનો પુત્ર, એવો અર્થ જો લીધો હોય તો તે બરાબર બંધબેસતો આવે છે. तिअमात् શબ્દનું રૂપાન્તર દુર્મતિ શબ્દમાં થયું હશે દાખલા તરીકે, 'जहि यो नो अघायति...यामन्नप भूतु दुर्मतिर्विश्वाप भूतु दुर्मतिः' (ઋ૦ ૧–૧૩૧–૭) 'अपामीवामप स्रिधमप सेधत दुर्मतिम्' (ઋ૦ ૮–૧૮–૧૦) વગેરે ઋચાઓ જુઓ.

૨૧. તિઅમાત્ રાક્ષસીના પતિનું નામ અપ્સુ તેનો ઉલ્લેખ 'अप्सुजित्' (ઋ૦ ૮–૧૩–૨, ઋ૦ ૯–૧૦૬–૩) 'अप्सुक्षित्' (ઋ૦ ૧–૧૩૯–૧૧) વગેરે જગાએ મળી આવે છે, એમ લોકમાન્ય તિલકે પોતાના લેખમાં જણાવેલું છે. છતાં મારું એમ માનવું છે કે, કોઈ કોઈ જગાએ अप्सु શબ્દનું રૂપાંતર 'अभ्व' થયું હોય. 'वाधते कृष्णमभ्वम्' (ઋ૦ ૧–૯૨–૫) 'द्यावा रक्षतं पृथिवी नो अभ्वात्' (ઋ૦ ૧–૧૮૫–૨–૮) 'गुहन्तीरभ्वमसितं रुशद्भिः' (ઋ૦ ૪–૫૧–૯) વગેરે ઋચાઓમાં આનો ઉલ્લેખ મળે છે *

૨૨. यह्व શબ્દનો સંબંધ બાઈબલના जेहोवा (Jehovah) શબ્દ સાથે છે, એમ લોકમાન્ય કહે છે પણ મને લાગે છે કે, તે શબ્દનો સંબંધ સુમેરિયન શબ્દ 'यअ' કે 'य' (La) ની સાથે હશે આ સુમેરિયાનો જૂનો દેવ છે. તેનો સંબંધ ઋગ્વેદમાં અનેક જગાએ અગ્નિની સાથે આવે છે. 'त्वं देवानामसि यह्व होता' (ઋ૦ ૧૦–૧૧૦–૩,) આ ઋચામાં 'તું યહ્વ નામનો દેવ' એવો અર્થ દેખાય છે. અને ઘણી જગાએ યહ્વ અને યહ્વી વિશેષણો પણ જોવામાં આવે છે.

* હિંદી ભાષાનો હોવા કે 'હાઉ' શબ્દ अभ्व શબ્દમાંથી આવેલ છે એવો ડૉ. મંગળદેવ શાસ્ત્રીનો મત છે. ગોમાતકી ભાષામાં તેમજ ગુજરાતી ભાષામાં હાઉ શબ્દ પ્રચલિત છે

य દેવના અનુયાયી કે य દેવમાંથી ઉત્પન્ન થએલા એવો આનો અર્થ થઈ શકે. 'पावकया यश्चितयन्त्या कृपा क्षामन्नुरुच उपसो न भानुना' (ઋ૦ ૬-૧૫-૫) આ ઋચામાં તો ખાસ य દેવનો જ ઉલ્લેખ છે એવી આશંકા લાગે છે.

૨૩. ઉર્વશી શબ્દનો અર્થ લોકમાન્ય જલદેવતા ( Watery Nymph ) કરે છે, પરંતુ उर्वशी શબ્દ उरु+अस्ने ई પ્રત્યય લાગવાથી બનેલો છે. સુમેરિયન ભાષામાં अस् શબ્દનો અર્થ મનુષ્ય થાય છે. એટલે આ શબ્દનો અર્થ ઉરુમાં વસનારી સ્ત્રી એમ થતો હોવો જોઈએ. આ સ્ત્રી પુરૂરવસ્ ઐલની સાથે એલામમાં આવી. પણ પુરૂરવસનું જંગલી વર્તન તેને ન ગમ્યું તે તેથી ત્યાંથી ચાલી ગઈ. તે ગઈ ત્યારે તેની અને પુરૂરવની વચ્ચે થએલ સંવાદ ઋગ્વેદમાં (૧૦-૯૫) છે, તેના ઉપરથી ઉરુમાં વસતી સ્ત્રીઓ અને એલામમાં વસતા પુરુષોના વિચારો કેવા પ્રકારના હતા તેનો થોડો ખ્યાલ આવી શકે છે.

૨૪. અહીં સુધી લોકમાન્યના લેખમાં આવતા શબ્દોનો વિચાર કર્યો. હવે ઋગ્વેદમાં બીજા બાબિલોનિયન દેવતાઓના જે નામો મળી આવે છે તેનું ટુંકમાં દિગ્દર્શન કરીએ. બાબિલોનિયન દેવ અંશન ( Anshan ) એ ઋગ્વેદમાં આવતો અંશ છે. 'त्वमंशो विदथे देव भाजयुः' (ઋ૦ ૨-૧-૪) આ જગાએ સાયણાચાર્ય अंशनो 'एतन्नामको देवोऽसि' એવો સ્પષ્ટ અર્થ કરે છે. एतन- ( Etann ) નો સંબંધ एतश સાથે હોવો જોઈએ. 'स एतशो रजांसि देवः सविता महत्विना' (ઋ૦ ૫-૮૧-૩) વગેરે ઋચાઓમાં આનો ઉલ્લેખ જોવો.

૨૫. પરંતુ બાબિલોનિયાના મુખ્ય દેવો તો इश्तर (Ishtar) અને तम्मूज् ( Tammuz ) કે दमुत्सि (Damuzi ) હતા.

તેમનો સંબધ उषः અને दमूनः શબ્દો સાથે છે. 'पुन पुनर्जा-यमाना पुराणी' (ઋ० १-९२-१०) 'उपा याति स्वसरस्य पत्नी' (ઋ० ३-६१-४) 'यां त्वा जज्ञुर्वृषमस्या रवेन' (ઋ० ७-७५-४) વગેરે જગાએ ઉષાદેવીનાં જે વર્ણનો છે તેનો ધસ્તરની દંતકથાઓ સાથે અત્યંત નિકટનો સંબંધ જણાય છે. ધસ્તર દેવતા ૭ માસ પાતાળમાં જાય છે અને પાછી પૃથ્વી ઉપર આવે છે, એ કથા અને ઉષાદેવીની કથાનો સંબંધ છે એમ જો માનીએ તો આર્યો ઉત્તર ધ્રુવથી આવ્યા એમ માનવાનું કશું કારણ રહેતું નથી.

૨૬. तम्मूज् કે दमूनः નાં વર્ણનો ઋગ્વેદમાં થોડીક જગાએ મળે છે. 'अपश्चिदेप विम्वो दमूनाः प्र सध्रीचीरसृजद्विश्वश्चन्द्राः' (ઋ० ३-३१-१६) 'नित्यश्चाकन्यात्स्वपतिर्दमूना यस्मा उ देवः सविता जजान' (ઋ० १०-३१-४) વગેરે ઋચાઓમાં तम्मूज़नुं વર્ણન હોવું જોઈએ.

૨૭ આ ઉપરાંત અનેક જગાએ ઇંદ્રને મેષની સંજ્ઞા આપેલી જોવામાં આવે છે. 'अमि त्यं मेषं पुरुहूतमृग्मियमिन्द्रं' (ઋ० १-५१-१) વગેરે ઋચાઓમાં આનો ઉલ્લેખ મળે છે. અહીં માયણા-ચાર્ય મેષનો 'शत्रुभिः स्पर्धमानं' એવો અર્થ કરે છે, પરંતુ આ અર્થ કેમ હોઈ શકે એ સમજાતું નથી. સુમેરિયાના મેષ (Mes) દેવતાનો આ ઉલ્લેખ હોવો જોઈએ. એ જ મુખ્ય પાતાળ-દેવતા अलतु (Allatu)નું વૈદિક રૂપાંતર अराति શબ્દમાં થયુ હોવું જોઈએ.

૨૮. અહીં સુધી કરવામાં આવેલાં બધાં અનુમાનો બરોબર પૂરેપૂરાં સાચાં છે એવો મારો આગ્રહ નથી. મારી પાસે સુમેરિયન અને અક્કેડિયન ઇતિહાસ-પુરાણ ઉપર લખેલ માત્ર બે જ ગ્રંથો છે.+

---

+ આ બે ગ્રંથો તે History of Samer and Akkad, and History of Babylon, by L. W. King આ એક, અને Myths A Babylonia and Assyria, by D. A. Mackenzi આ બીજો.

અને બાબિલોનિયન ઇતિહાસ પુરાણ સમજવા માટે આ પુરતાં નથી. ઉપરાંત મને સુમેરિયન અને અક્કેડિયન ભાષાઓનું પૂરૂં જ્ઞાન નથી, આથી તે ભાષાનાં ઐતિહાસિક સ્થળોનાં અને દેવતાઓનાં નામો વેદમાં કયા સ્વરૂપે આવ્યાં છે તે કહેવું મુશ્કેલ છે. મારો ઉદ્દેશ તો માત્ર એટલું જ બતાવવાનો છે કે વૈદિક સાહિત્યની સાથે બાબિલોનિયન ઇતિહાસ પુરાણોનો નિકટનો સંબંધ છે. તે સિદ્ધ થયો છે કે કેમ એ તજજ્ઞો જ કહી શકશે.

## આર્યોની સપ્તસિંધુ ઉપર ચડાઈ.

૨૯. આજે જે ભાગને સિંધ અને પંજાબ તરીકે ઓળખવામાં આવે છે તે ભાગને વેદકાળમાં સપ્તસિંધુ તરીકે ઓળખવામાં આવતો હોય એમ જણાય છે. ઋ૦ ૧–૩૨–૧૨, ૧–૩૫–૮ ઋ૦ ૨–૧૨–૧૨, વગેરે જગાએ **'सप्तसिंधून्'** એવી જાતનો શબ્દપ્રયોગ કરવામાં આવેલો જણાય છે. વળી ઋ૦ ૮–૨૪–૨૭ માં **'सप्तसिन्धुषु'** એવો શબ્દ-પ્રયોગ પણ નજરે પડે છે. એટલે ઋગ્વેદના કાળમાં પંજાબ અને સિંધ પ્રાંતોવાળા ભાગને સપ્તસિંધુ તરીકે ઓળખવામાં આવતો એમ માનવામાં વાંધો નથી. આવેસ્તા ગ્રંથમાં આ ભાગને હપ્તહિન્દુ નામ આપવામાં આવ્યું છે. ઋગ્વેદના ચોથા મંડળના સત્તર, અઢાર અને ઓગણીશમા સૂક્તમા અનુક્રમે ૧, ૭ અને ૮ મી ઋચાઓમાં **'सिन्धून्'** એવો શબ્દપ્રયોગ નજરે પડે છે. આ ઉપરથી સપ્ત-સિંધુને બદલે માત્ર સિંધુ કહેવાનો રિવાજ પ્રચલિત થયો હશે એમ અનુમાન થાય છે. તે શબ્દનું પ્રાચીન ઇરાની રૂપાંતર હિંદુ છે; અને આ ઉપરથી જ આજના હિંદુ અને હિંદુસ્થાન શબ્દો પ્રચલિત થયા હશે.

૩૦. એલામમાં રહેતા આર્યોની એક શાખા મિતન્નિ દેશમાં ગઈ અને ત્યાં તેણે એક બળવાન સામ્રાજ્ય સ્થાપ્યું. આનો ઉલ્લેખ

અગાઉ જણાવેલ બોધઝકોઈના શિલાલેખમા મળે છે. દક્ષિણે તો કેશીઓનુ (Kassite) બળવાન સામ્રાજ્ય હોવાથી તેમની સાથે એલ (Elamite) આર્યોને મિત્રાચારીથી વર્તવુ પડયુ હશે. પશ્ચિમન આર્યોની સાથે તેમને ઘણી લડાઈઓ થઇ પરંતુ તેમાં તેઓ ઝાઝા ફાવ્યા નહિ તેથી તેમણે પોતાનો મોરચો પૂર્વ તરફ વાળ્યો હોય તો નવાઈ નથી તેઓ કયા માર્ગે સિંધમા આવ્યા તે જાણી શકાતુ નથી, પણ જેમ શક, હૂણ વગેરે લોકોએ ખૈબરઘાટને માર્ગે હિંદ ઉપર સ્વારી કરી તેમ આ લોકોએ પણ એ જ માર્ગે સ્વારી કરી હશે એવુ અનુમાન કરવા માટે કોઈ આધાર મળતો નથી. અગાઉ જણાવી ગએલ એકત્રીશમા જાતકમા જે ઈંદ્રની કથા આવે છે તેના ઉપરથી આર્ય લોકો ઇરાની અખાતના કિનારે કિનારે થઈને સિંધમા આવ્યા હોય એવુ અનુમાન કરી શકાય છે, અને ઋગ્વેદમા સમુદ્રના જે વર્ણનો મળે છે તે ઉપરથી આ અનુમાનને પુષ્ટિ મળે છે.

૩૧ આ સપ્તસિંધુના પ્રદેશ ઉપર વૃત્રનુ પ્રભુત્વ હતુ. આ વૃત્રને અહિ પણ કહે છે. 'वृत्रं जघन्वाँ असृजद्वि सिंधून्' (ઋ૦ ૪-૧૯-૮) આ ઋચામા તેને વૃત્ર નામ આપવામા આવ્યુ છે, તો, 'यो हत्वाहिमरिणात् सप्तसिंधून्' (ઋ૦ ૨-૧૨-૩) આ ઋચામા તેને અહિ નામે ઓળખવામાં આવ્યો છે તે લોકોને દાસ અથવા દસ્યુ કહેતા આથી વૃત્રને પણ ઘણી જગાએ દાસ કે દસ્યુ શબ્દ વિશેષણ તરીકે લગાડવામા આવ્યો છે. 'विश्वा अपो अजयद्दासपत्नी' (ઋ૦ ૫-૩૦-૫) 'दासपत्नीरहिगोपा' (ઋ૦ ૧-૩૨-૧૧) વગેરે વાક્યો ઉપરથી સપ્તસિંધુ ઉપર દાસલોકોનુ સ્વામિત્વ હતુ એ સ્પષ્ટ થાય છે. આજે એવુ માનવામા આવે છે કે દાસ લોકો ક્રૂર અને જંગલી હતા પણ દાસ શબ્દનો મૂળ અર્થ આવો જણાતો નથી. દાસ એટલે દાતા ( જેને અંગ્રેજીમા નોબલ કહેવામા આવે છે ) અર્થ હોવો જોઈએ

૩૨. મહાભારતમા વૃત્રગીતા નામનું એક પ્રકરણ છે. તેમાં ભીષ્મ વૃત્રની પુષ્કળ સ્તુતિ કરે છે. તે સાંભળીને ધર્મરાજા બોલે છે—

अहो धर्मिष्ठता तात वृत्रस्यामिततेजसः ।
यस्य विज्ञानमतुलं विष्णौ भक्तिश्च तादृशी ॥*

( હે પિતામહ, અમિતતેજ વૃત્રની ધર્મિષ્ઠતા સંબંધે શું કહેવું ? તેનું તે અતુલ વિજ્ઞાન ! અને તેની વિષ્ણુ ઉપરની ભક્તિ !)

૩૩. ત્યાર પછી યુધિષ્ઠિર ભીષ્મને પૂછે છે, કે આવા બુદ્ધિવાળા અને વિષ્ણુભક્ત વૃત્રને ઇંદ્રે કઈ રીતે માર્યો ? ત્યારે 'મહાદેવે જ્વર થઈ વૃત્રના શરીરમાં પ્રવેશ કર્યો અને વિષ્ણુએ ઇંદ્રના વજ્રમાં પ્રવેશ કર્યો, તેથી વૃત્રનો વધ થઈ શક્યો' વગેરે કથા ભીષ્મ કહે છે. પછી જ્યારે વૃત્રનો વધ કરવામા આવ્યો ત્યારે વૃત્રના શરીરમાંથી બ્રહ્મહત્યા નીકળી અને તેણે ઇંદ્રને ઘેર્યો, વગેરે હકીકત આવે છે.

૩૪. આ કથા સંબંધે વૈદિક સાહિત્યમાં જો આધાર મળ્યો ન હોત તો આ કથાની ગણના નરી દંતકથામા કરી શકાત. પણ વિશ્વરૂપને માર્યાનો, વૃત્રને માર્યાનો, યતીઓને કૂતરાઓ પાસે ફાડાવી ખવરાવવાનો, અરુર્મઘોને મારી નાખવાનો અને બૃહસ્પતિ ઉપર પ્રતિહાર કરવાનો એવા પાંચ આરોપો દેવોએ ઇંદ્ર ઉપર કર્યાની કથા ઐતરેય બ્રાહ્મણના પાત્રીશમા અધ્યાયના બીજા ખંડમા મળે છે. આ ઉપરથી વૃત્ર બ્રાહ્મણ હતો એવું ઠરે છે. કોઈ કોઈ વાર પુજારીઓએ જ રાજસત્તા હાથ કરવાના દાખલા તેમજ રાજા પણ કોઈ કોઈ વાર દેવોનો પુજારી બનવાના દાખલા સુમેરિયન લોકોમા મળે છે. એટલે કે બ્રાહ્મણ અને ક્ષત્રિયોના કાર્યો એક બીજાથી સાવ ભિન્ન છે એવી માન્યતા તે વખતે નહોતી. પરશુરામની કથા પણ આ વિધાનને પુષ્ટિ આપે છે. આથી વૃત્ર બ્રાહ્મણ હતો એમ માનવામા વાધો આવતો નથી.

*કુંભકોણ, શાંતિપર્વ, અ૦ ૨૮૭, ઔધ, અધ્યાય ૨૮૧, શ્લોક ૧.

૩૫. તે સમયના જૂદા જૂદા લોકોમા સૂર્યોપાસના ચાલુ હતી આ સૂર્યોપાસના બાબિલોનિયામાં મર્દૂક (Marduk) દેવના સ્વરૂપે, અસુ અને ઇરાન દેશમા મિત્રના સ્વરૂપે અને સિંધ દેશમાં વિષ્ણુના સ્વરૂપે પ્રચલિત હોય એવું જણાય છે. **'अथाब्रवीद् वृत्रमिन्द्रो हनिष्यन्त्सखे विष्णो वितरं विक्रमस्व'** (૮-૧૮-૧૧) આ ઋચામાં આવતા **विक्रमस्व** શબ્દનો અર્થ માયણાચાર્યે 'પરાક્રમ કર' એવો કર્યો છે, પરંતુ 'દૂર થા' એવો તેનો અર્થ હોય એ સભવિત છે. અને જો એ જાતનો તેનો અર્થ કરવામા આવે તો ઉપરની મહાભારતની કથા સાથે તેનો સંબંધ મળી શકે છે. વૃત્રને મારની વખતે ઇંદ્ર વિષ્ણુને કહે છે, 'હે મિત્ર વિષ્ણુ! તું પૂર્ણપણે દૂર થા.' એટલે તુ તારા ભક્ત વૃત્રને મદદ કરીશ નહિ, એવો અર્થ થઈ શકશે, અને તેથી મહાભારતની કથાને પુષ્ટિ મળશે

૩૬. મોહનજોડેરો અને હરપ્પા બન્ને જગાએ હમણાં જ મળી આવેલા નગરાવશેષો દાસ લોકોના સમયના છે એમ જો માનવામા આવે તો કેટલીક બાબતોમાં દાસ લોકોની સંસ્કૃતિ ઉચ્ચ પ્રકારની હતી એમ કબુલ કરવુ જોઈએ દાસ લોકો સુમેરિયન લોકોમાંના જ હોય એ પણ સંભવનીય છે. યુફ્રેતિસ અને તગ્રસ નદીઓના મુખ પાસે સુમેરિયન લોકોએ વસવાટ કર્યા પછી કેટલાક વખતે આ લોકોમાના દાસ લોકોએ સપ્તસિંધુ દેશમા વસવાટ કર્યો હશે. પણ જ્યારે સુમેર દેશમાં અક્કડિયન સેમેટિક લોકોનુ મહત્ત્વ વધ્યું ત્યારે સુમેરિયન લોકોનો વસવાટ અને દાસ લોકોના વસવાટ વચ્ચેનો સંબંધ તૂટી ગયો હશે. કેસી લોકોના આવ્યા પહેલાં જેમ બાબિલોનિયન લોકો ઘોડાથી અજ્ઞાન હતા, તેવી જ રીતે આર્યો આવ્યા પહેલા દાસ લોકો પણ ઘોડાથી અજ્ઞાન જ હતા એવુ લાગે છે. કારણ કે, મોહનજોડેરો અને હરપ્પામાં મળેલી મુદ્રાઓ ઉપર બીજાં અનેક જનાવરોનાં ચિત્રો જેવામા આવે છે, પણ ઘોડાનું ચિત્ર જેવામાં આવતુ નથી. આથી જે અનેક કારણોને લીધે દાસ લોકો હાર્યા તેમાં

તેઓ પાસે ઘોડેસ્વાર લશ્કર નહોતું એ પણ એક મુખ્ય કારણ હોવું જોઈએ.

૩૭. અક્કેડિયન સેમેટિક લોકોએ સુમેરિયા ઉપર વિજય મેળવ્યા પછી સુમેરિયામાં જે નાનાં નાનાં શહેરો હતાં તે બધાં એક થયાં; અને સુમેર અને અક્કાડ એક સામ્રાજ્ય તળે આવ્યા. ત્યારથી ત્યાંના લગભગ ઘણા સાર્વભૌમ રાજાઓની પૂજા શરૂ થઈ. તે જ હકીકત સપ્તસિંધુ દેશમાં પણ બની હશે. દાસ લોકો નાનાં નાનાં શહેરોમાં રહેતા હતા, અને આ શહેરો વચ્ચે અંદર અંદર લડાઈઓ થતી હતી. વૃત્ર જો કે નામનો નેતા હતો, છતાં પણ બધાં શહેરો ઉપર તેની સત્તા ચાલતી હોય એવું જણાતું નથી. આથી આર્ય લોકો વૃત્રનો પરાભવ સહેલાઈથી કરી શક્યા.

૩૮. દાસ લોકો રજપૂતોની માફક જ શૂરવીર હોય એવું જણાય છે. પણ તેમનામાં સંપ ન હોવાથી તથા ઘોડેસ્વાર લશ્કર ન હોવાથી તેઓ આર્યોની સામે થઈ શક્યા નહિ. નમુચિ દાસે તો પોતાના રાજ્યની બધી સ્ત્રીઓને પણ યુદ્ધમાં લડવા માટે ઉતારી હતી, એવો ઉલ્લેખ ઋ૦ ૫-૩૦-૯ ઋચામાં મળે છે. '**स्त्रियो हि दास आयुधानि चक्रे किमा करन्नबला अस्य सेनाः।**' (દાસે સ્ત્રીઓ પાસે યુદ્ધ કરાવ્યું પણ આવી દુર્બળ સેના શું કરી શકે?) અર્થાત્ આ યુદ્ધમાં નમુચિ મરાયો.

૩૯. શંબર દાસનાં તો ઈંદ્રે નવ્વાણુ શહેરો ભાગ્યાં. '**नवतिं च नवेन्द्रः पुरो व्यैरच्छंबरस्य**' (ઋ૦ ૨-૧૯-૬). બીજી એક ઋચામાં ઈંદ્રે એક સો શહેરો ભાંગ્યા એવો ઉલ્લેખ મળે છે '**यः शतं शंबरस्य पुरो बिभेदाश्मनेव पूर्वीः**' (ઋ૦ ૨-૧૪-૬). આમ છતાં શંબરે ચાળીસ વર્ષ સુધી તો ઈંદ્રને દાદ ન દીધી '**यः शंबरं पर्वतेषु क्षियन्तं चत्वारिंश्यां शरद्यन्वविन्दत्**' (ઋ૦ ૨-૧૨-૧૧). એટલે કે શંબરનો પરાભવ થયા પછી ચાળીસ વર્ષ

સુધી તે પર્વતોમાં સંતાઈ રહ્યો હતો, અને આર્યો ઉપર છાપા મારતો હતો અને ચાળીસમા વર્ષે ઇંદ્રે તેને પકડીને મારી નાખ્યો.

૪૦. કોઈ પણ સામ્રાજ્યના અંતકાળે એ સામ્રાજ્યમાં ફાટફૂટ પડવા લાગે છે આ સ્થિતિ દરેક દરેક સામ્રાજ્યના ઇતિહાસમાં જોવામાં આવે છે. દાસ લોકોએ સામ્રાજ્ય સ્થાપ્યું હોય એવું જણાતું નથી; પરંતુ તેમનામાં અંદર અંદરનો કુસંપ ભરપૂર હતો. દાખલા તરીકે ત્વષ્ટા આસુર હતો તે વૃત્રને મારવા માટે વજ્ર તૈયાર કરે છે અને ઇંદ્રને આપે છે. 'त्वष्टास्मै वज्रं स्वर्यं ततक्ष' (ઋ૦ ૧-૩૨-૨) આ વજ્ર કેવી જાતનું હતું એ સમજાતું નથી. જંગીસખાને ચીન દેશ કબજે કર્યો પછી ત્યાંના કારીગરોની મદદથી તેણે એક લાકડાનું યંત્ર તૈયાર કર્યું હતું કિલ્લેબંદીવાળા શહેરો જીતવા માટે તે આ યંત્રનો ઉપયોગ કરતો. જ્યાં પથ્થર ન મળતા ત્યાં તેના લોકો બહારથી ખટારા ઉપર તેમજ ઊંટો ઉપર પથરો લાવતા અને આ પથરો આ યંત્રની વાટેરમાં ઝપાટાબંધ ફેંકવામાં આવતા. તે જ મુજબ શહેરના મકાનોને આગ લગાડવા માટે આ યંત્રથી બળતા લાકડાં શહેરમાં ફેંકવામાં આવતા. ત્વષ્ટાએ ઇંદ્રને માટે જે જાતનું વજ્ર તૈયાર કર્યું તે આવા પ્રકારનું હોવાનો સંભવ છે. આ વજ્રની સહાયથી ઇંદ્રે દાસ લોકોના શહેરો ભાંગી નાખ્યા. આના બદલામાં ઇંદ્રે ત્વષ્ટાના પુત્ર ત્રિશીર્ષને પોતાનું પુરોહિત પદ આપ્યું.

૪૧. આગળ જતાં આ ત્રિશીર્ષ પોતાની વિરુદ્ધ બંડ કરશે એવું લાગવાથી ઇંદ્રે તેને મારી નાખ્યો. આ ત્રિશીર્ષને વિશ્વરૂપ પણ કહેતા હતા. તે સંબંધી તૈત્તિરીય સંહિતામાં આ પ્રમાણે ઉલ્લેખ આવેલો છે —" विश्वरूपो वै त्वाष्ट्रः पुरोहितो देवानामासीत् स्वस्रीयोऽसुराणां...तस्मादिन्द्रोऽबिभेदीदृङ् वै राष्ट्रं वि परावर्तयतीति तस्य वज्रमादाय शीर्षाण्यच्छिनत्...तं भूतान्यभ्यक्रोश-

न्ब्रह्महन्निति।" (ત્વષ્ટાનો પુત્ર અને અસુરોનો ભાણેજ વિશ્વરૂપ દેવોનો પુરોહિત હતો...તે બંડ કરશે એવી બીક લાગવાથી ઇંદ્રે તેનાં માથા ભાંગી નાખ્યાં*...ત્યારે લોકો બ્રાહ્મણને મારનાર કહીને ઇંદ્રની નિંદા કરવા લાગ્યા.) [તૈ० સં० કાંડ ૨-૫-૧]

૪૨. ત્રિશીર્ષાની આ કથા મહાભારતના ઉદ્યોગપર્વમાં આવી છે. ત્રિશીર્ષાને માર્યા પછી તક્ષ ઇંદ્રને પૂછે છે. "ऋषिपुत्रमिमं हत्वा ब्रह्महत्याभयं न ते?" (આ ઋષિપુત્રને મારવાથી તને બ્રહ્મહત્યાની બીક નથી લાગતી?) ઇંદ્ર તેને જવાબ આપે છેઃ 'पश्चाद्धर्मं चरिष्यामि पावनार्थं सुदुश्चरम्।'× (હું પાછળથી સુદુશ્ચર ધર્મનું આચરણ કરવાનો છું.) એટલે હમણાં જે થયું છે તે ઠીક જ થયું છે. તેનું પ્રાયશ્ચિત્ત શું કરવું તે પાછળથી જોઈ લેવાને. અહીં ક્લોઈવ અને તેના મિત્ર ઉમીચંદનું સ્મરણ થયા વગર રહેતું નથી.

૪૩. હવે પ્રશ્ન એ થાય છે કે, શંબર દાસના શહેરો ઇંદ્રે કોના માટે ભાંગ્યા? દિવોદાસ માટે. 'भिनत्पुरो नवतिमिन्द्र पूरवे दिवोदासाय महि दाशुषे' (ઋ० ૧-૧૩૦-૭) 'शतमश्मन्मयीनां पुरामिन्द्रो व्यास्यत्। दिवोदासाय दाशुषे' (ઋ० ૪-૩૦-૨૦). દિવોદાસ પછી તેનો પુત્ર સુદાસ ગાદીએ આવ્યો. તેને પણ ઇંદ્રે મદદ કર્યાનો ઉલ્લેખ ઋ० ૭-૮૩ ઋચામાં મળે છે, તે જ મુજબ ત્રસદસ્યુ, પુરુકુત્સ વગેરેને મદદ કરીને ઇંદ્રે સાર્વભૌમ રાજ્ય સંપાદન કર્યું હશે. ઋ० ૪-૩૦-૧૭-૧૮ ઋચામાં ઋષિ કહે છે કે, તુર્વશ અને યદુ દાસ હતા, છતાં ઇંદ્રે તેમને બચાવ્યા, અને અર્ણ અને ચિત્રરથ આર્ય હોવા છતાં તેમનો તેણે વધ કર્યો. આ ઉપરથી એમ

* વિશ્વરૂપ ત્રિશીર્ષાના માથાં ભાંગ્યાનો ઉલ્લેખ ઋ० ૧૦-૮-૮-૯ ઋચામાં મળે છે. 'त्वाष्ट्रस्य चिद्विश्वरूपस्य गोनामा चक्राणस्त्रीणि शीर्षा परा वर्क्।'

× ભાષ. ઉદ્યોગપર્વ-અધ્યાય० ૯ શ્લોક ૩૪-૩૫.

માની શકાય છે કે સામ્રાજ્ય સ્થાપવાના કાર્યમાં બ્રાહ્મણ અને અબ્રાહ્મણ, યતિ અને ગૃહસ્થ કે આર્ય અને દાસની વચ્ચે ઇંદ્ર ભેદ માનતો નહોતો.

## સપ્તસિંધુનો પહેલો સમ્રાટ

૪૪. ઉપરના વિવેચન ઉપરથી એમ જણાય છે કે, એસામના છૂટે આર્યોનું નેતૃત્વ સ્વીકારીને સપ્તસિંધુમાં રહેતા દાસ રાજાઓનો પરાભવ કર્યો અને પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. ઋગ્વેદમાં ઇંદ્રની પ્રાર્થનાનાં સૂક્તો પુષ્કળ છે. પરંતુ તેમાં તેના બાળપણની અને તેણે કેમ રાજ્ય મેળવ્યું તેની હકીકત ઝાઝી મળતી નથી. એક ઋચામાં ઇંદ્રને કૌશિક* નામ આપવામાં આવ્યું છે. આ ઉપરથી, તે કૌશિક કુળમાં જન્મ્યો હશે એમ જણાય છે. પણ બીજી અનેક ઋચાઓમાં તેને માટે શ્યેન શબ્દ વાપરવામાં આવ્યો છે. વેદકાળમાં શ્યેન અને કૌશિક એ બન્ને એક જ પક્ષી હતાં એમ માનવામાં આવતું હશે?

૪૫. 'सद्यो ह जातो वृषभः कनीनः' (ઋ૦ ૩-૪૮-૧) આ ઋચામાં कनीन શબ્દનો અર્થ સાયણાચાર્ય કમનીય (સુંદર) કરે છે. પણ कनीन શબ્દનો कानीन (કન્યાવસ્થામાં જન્મેલ) હોવાનો સંભવ છે, કારણ, 'अवद्यमिव मन्यमाना गुहाकरिंद्रं माता वीर्येणा न्यृष्टम्' (ઋ૦ ૪-૧૮-૫). (પોતાની આબરૂને હાનિકર છે એમ માનીને તેની માતાએ તે સામર્થ્યવાન ઇંદ્રને સંતાડ્યો.) આ ઋચામાં તેની માતાએ ઇંદ્રને જન્મતાની સાથે જ સંતાડી દીધો એવો ઉલ્લેખ છે. આ જ સૂક્તની દસમી ઋચામાં ઋષિ કહે છે કે, જેમ ગાય વાછડાને જન્મ આપે તેમ માતાએ ઇંદ્રને જન્મ આપ્યો. આ ઉપરથી એમ લાગે છે ઇશુ ખ્રિસ્તની માફક ઇંદ્રનો જન્મ પણ ગાયને રાખવાની કોડમાં થયો હશે. કન્યાવસ્થામાં આ બાળકનો જન્મ થવાથી ગારની કોડમાં જન્મ આપ્યા પછી તેને સંતાડવો પડ્યો હોય એ સાદ્દશ્ય છે.

* आ तू न इंद्र कौशिक, (ઋ૦ ૧-૧૦-૧૧)

૪૬. कस्ते मातरं विधवामचक्रच्छयुं
कस्त्वामजिघांसच्चरन्तं ।
कस्ते देवो अधि मार्डीक आसीद्
यत्प्राक्षिणा पितरं पादगृह्य ॥

( ઋ૦ ૪–૧૮–૧૨ )

(તારી માતાને વિધવા કોણે કરી? તું જ્યારે સૂતો હો અને ફરતો હો ત્યારે તને મારવાની કોશીશ કોણ કરતો હતો? જે તેં પિતાને પગે ઝાલીને મારી નાખ્યો તે તારા કરતા વધારે સુખ આપનારો બીજો કયો દેવ હોય?) આ ઉપરથી એવું અનુમાન કરી શકાય કે, કૌશિકગોત્રી કોઈ નાના રાજાને એક કન્યાથી પુત્ર થયો પરંતુ જન્મ વખતે તે રાજાએ આ કન્યાનો સ્વીકાર કર્યો નહિ શકુંતલાનો જેમ દુષ્યન્તે અસ્વીકાર કર્યો તેમ જ આ કન્યાનો તેણે અસ્વીકાર કર્યો હશે, પણ પછી તેનો સ્વીકાર કર્યો હોવો જોઈએ. ઈંદ્ર પોતાની માતાનું અપમાન કદી ભૂલ્યો નહિ અને તક મળતા તેણે પિતાને પગ ઝાલીને મારી નાખ્યો તથા તેનું રાજ્ય પડાવી લીધું. આ રીતે શરૂઆત કરીને ઈંદ્રે એ નામના વખતના આર્ય લોકોનું સ્વામિત્વ મેળવ્યું હશે

૪૭ ઈંદ્રે જે અનેક પરાક્રમો કર્યા તેમાનું મોટું પરાક્રમ તેણે વૃત્રને મારવાનું કર્યું આથી તેનું વૃત્રહા એવું નામ પડયું. તેનાથી બીજા નંબરનું પરાક્રમ એ દાસના શહેરો તોડીને આખો દેશ આર્યો માટે ખુલ્લો કરવાનું કર્યું આ ઉપરથી તેને પુરંદર (શહેર ભાંગનારો) એવી સંજ્ઞા મળી ઇંદ્રના પરાક્રમને પરિણામે દાસ લોકો હાર્યા અને નીચ પદ પામ્યા 'विशो दासीरकृणोरप्रशस्ता' (ઋ૦ ૪–૨૮–૪) दासं वर्णमधरं गुहाक (ઋ૦ ૨–૧૨–૪), તથા દાસ શબ્દ ગુલામના અર્થમાં વપરાવા લાગ્યો ઇંદ્રના વિજયને લીધે આર્યોનું

પ્રભુત્વ વધ્યું અને આર્યોની ગણના મહા પુરુષોમાં થવા લાગી; દરેક માણસ પોતાને આર્ય કહેવડાવવામાં ભૂષણ માનવા લાગ્યો

૪૮ સપ્તસિંધુના પ્રદેશમાં ઈંદ્રની સત્તા પૂરી સ્થાપિત થયા પછી તેણે પોતાનો મોરચો સપ્તસિંધુની પૂર્વ તરફ વાળ્યો હોવાનો સંભવ છે. આમાં કેટલી જગાએ ઈંદ્રનો પરાજય થયો એ સમજવું અશક્ય છે. કારણ કે, ઋગ્વેદમાં ઇંદ્ર સંબંધેના જે સૂક્તો આવે છે તે બધા તેની સ્તુતિથી ભરપૂર છે, એમાં ઈંદ્રના પરાજયની કથા આવવાનો સંભવ નથી છતાં નીચેની ત્રણ ઋચાઓ વિચારવા જેવી છે.

अव द्रप्सो अंशुमतीमतिष्ठदियानः कृष्णो दशभिः सहस्रैः ।
आवत्तमिन्द्रः शच्या धमन्तमप स्नेहितीर्नृमणा अधत्त ॥
द्रप्समपश्यं विषुणे चरन्तमुपह्वरे नद्यो अंशुमत्याः ॥
नभो न कृष्णमवतस्थिवांस—मिष्यामि वो वृषणो युध्यताजौ ॥
अध द्रप्सो अंशुमत्या उपस्थेऽधारयत्तन्वं तित्विषाणः ।
विशो अदेवीरभ्या चरन्ती—र्बृहस्पतिना युजेन्द्रः ससाहे ॥

( ઋ૦ ૮-૯૬-૧૩-૧૫ )

૪૯ અહીં સાયણાચાર્ય तन्व શબ્દનો અર્થ શરીર કરે છે. પંદરમી ઋચામાં अभि ઉપસર્ગનો ससाहे શબ્દની સાથે સંબંધ જોડીને 'जघान', એટલે મારી નાખ્યો એવો અર્થ કરે છે પણ આવો અર્થ શા માટે કરવો જોઈએ? તો તેઓ કહે છે કે 'प्रसंगादवगम्यते' (આ પ્રસંગ ઉપરથી સમજાય છે) એટલે સાયણાચાર્યે એમ માની જ લીધું છે કે, જ્યાં જ્યાં ઇંદ્રની તેના શત્રુની સાથેના સંબંધની વાત આવે છે ત્યાં ત્યાં ઇંદ્રે તેના શત્રુને માર્યો જ હોવો જોઈએ! પરંતુ 'सह' ધાતુમાંથી આવો અર્થ કેમ નીકળી શકે એ સમજી શકાતું નથી सह ધાતુનો અર્થ સહન કરવું કે જીતવું એવો થઈ શકે, પણ મારી નાખવું એવો થતો હોય એ માની શકાતું નથી.

૫૦. આ ઋચાઓનું સીધું ભાષાંતર આ રીતે હોઈ શકે:– "તે જલદી ચાલવાવાળો કૃષ્ણ દસ હજાર સૈન્ય સહિત અંશુમતી નદી પાસે આવ્યો (અને ત્યાં તેણે છાવણી નાખી). જ્યાં ત્યાં મહાશબ્દ કરનાર એવા કૃષ્ણ પાસે ઇંદ્ર આવ્યો, અને સલાહ કરવાના હેતુથી તેણે કૃષ્ણ સાથે મૈત્રીની વાટાઘાટ ચલાવી. તેણે પોતાના સૈન્યને કહ્યું, 'અંશુમતી નદીની ભેખડોમાંનાં જંગલોમાં છુપાઇને બેઠેલા તે દ્રુતગામી અને આકાશ જેવા તેજસ્વી કૃષ્ણને હું જોઉં છું; અને હે શૂરવીરો, તમે હવે તેની સાથે યુદ્ધ કરો એવી મારી ઇચ્છા છે.' ત્યાર પછી તે કૃષ્ણે પોતાની સેના અંશુમતીની ભેખડોમાં એકત્રિત કરી, અને મહા પરાક્રમ કરી બતાવ્યું. ચારે તરફથી ચડાઈ કરીને આવતી આ દેવેતર સેનાનો ઇંદ્રે બૃહસ્પતિની મદદથી પરાજય કર્યો (અથવા તો, ઇંદ્રે તે સૈન્યના હલ્લા સહન કર્યા.)."

૫૧. આ ઉપરથી એમ જણાય છે કે, ઇંદ્ર પોતાના દેશમાંથી કૃષ્ણ ઉપર હુમલો કરવા અંશુમતી નદી સુધી ગયો ત્યારે કૃષ્ણે પોતાના સૈન્યને એવી વિકટ જગાએ ગોઠવ્યુ કે જેથી તેના ઉપર હુમલો કરવાની ઇંદ્રને મુશ્કેલી પડી. પોતે હાર્યો નથી એ જ વિજય છે એમ માનીને ઇંદ્ર પાછો હઠયો; અથવા તો બૃહસ્પતિએ તેને આ સંકટમાથી બચાવ્યો, એમ ગણવામાં વાંધો નથી.

૫૨. ઇંદ્રે કૃષ્ણની ગર્ભવતી સ્ત્રીઓને મારી નાખી એવો ઉલ્લેખ એક બીજી ઋચામા મળે છે (यः कृष्णगर्भा निरहन् ઋ૦ ૧–૧૦૧–૧). એટલે અંશુમતી નદી ઉપર કૃષ્ણને જીતી ન શકવાથી કૃષ્ણના દેશની કેટલીક ગર્ભવતી સ્ત્રીઓને મારી નાખીને અને એવા જ બીજા અત્યાચારો કરીને ઇંદ્ર પાછો હઠ્યો હશે.

૫૩. ભાગવતના દશમસ્કંધના ચોવીશમા તથા પચીશમા અધ્યાયમાં આ જાતની કથા આવે છે:– 'નન્દ વગેરે ગોપાલોએ યજ્ઞ કરીને

ઇંદ્રને મતુષ્ટ કરવાનો વિચાર કર્યો પરંતુ આ વાત કૃષ્ણને ગમી નહિ. તેણે સાદુ ભોજન કરાવ્યુ, અને ગોપ-ગોપીઓને લઈને તે ગોવર્ધન પર્વત તરફ ગયો આ કૃષ્ણ ઇંદ્રને ન ગમ્યુ, અને તેથી મુશળધાર વરસાદ વરસાવીને ગોકુળનો નાશ કરવાનો તેણે પ્રયત્ન કર્યો આથી કૃષ્ણે ગોવર્ધન પર્વતને પોતાની હથેળી ઉપર ઉચક્યો, તેની નીચે ગોકુળને આશરો આપ્યો અને ઇંદ્રની કશી કારી ફાવવા દીધી નહિ ' ભાગવતની આ દંતકથાનો અને ઉપર બતાવેલી ઋચાઓનો નિકટ સબંધ હોવો જોઈએ

૫૪. ભાગવતમા આવતી વાત ઇંદ્રને દૈવત મળ્યા પછીની છે છતા તેમા થોડો ઐતિહાસિક અંશ હોવાનો સભવ છે ઉપરની ઋચાઓને ધ્યાનમા રાખીને આ વાતને જ વાચીએ તો સાર આ જાતનો નીકળે —" ઇંદ્રે પરાક્રમી કૃષ્ણ ઉપર હુમલો કર્યો ઇંદ્રની પાસે ઘોડેસ્વાર લશ્કર હોવાથી તેનુ લશ્કર બળવાન હતુ કૃષ્ણનું બળ ગાય, બળદ અને ઝડપથી ચાલનાર સૈન્યમાં હતું પરંતુ કૃષ્ણે એવી જગા શોધી કાઢી કે, ઇંદ્રનુ તેની આગળ કશુ ચાલ્યુ નહિ, તેના ઘોડેસ્વાર લશ્કરનો કશો ઉપયોગ થયો નહિ પોતાના સૈન્ય સહિત તેને પાછા ફરવુ પડ્યુ " ત્યાર બાદ પૂર્વ તરફ ચડાઈ કરવાની ઇંદ્રે હિંમત કરી નહિ હોય

૫૫. ઇંદ્રના મદદનીશ મરુત્ લોકો હતા તેઓ ક્યા પ્રદેશમા રહેતા હતા એ સમજી શકાતું નથી તેઓ કદાચ ઈરાન અને એલામની વચ્ચે આવેલ મીડિયા દેશના અથવા તો આજે જેને અફઘાનિસ્તાન તરીકે ઓળખવામા આવે છે ત્યાના હશે. ઋગ્વેદમા એક બે જગાએ મરુતોને શાક કહેવામા આવ્યા છે 'अस्य शार्कैर्यदी सोमास सुषुता अमन्दन्' (ઋ० ५-३०-१०), 'अस्य शार्करिद्ध नूनं याजयन्तो हुवेम' (ઋ० १-१६-४), આ બે ઋચાઓમાં શાક

શબ્દ મરુતોને માટે વપરાયો છે એમ સાયણાચાર્ય લખે છે. શાક લોકોનો સંબંધ શક લોકોની સાથે હશે ખરો ? જો એમ હોય તો મરુત્ લોકોનો નેતા જે રુદ્ર તે જ શક લોકોનો મહાદેવ હોવાનો સંભવ છે.

૫૬. એકત્રીશમી જાતકમાં જે કથા આવી છે, અને જેનો ઉલ્લેખ આ વિભાગના આરંભમાં કરવામાં આવ્યો છે તે આવી છે—

अन्तरा द्विन्नं अयुज्झपुरानं
पञ्चविधा ठपिता अभिरक्खा ।
उरग करोटि पयस्स च हारी
मदनयुता चतुरो च महन्ता ॥

ટીકાકારે આ ગાથાનો અર્થ આ પ્રમાણે કર્યો છે–દેવોનું અને અસુરોનું એમ બે અયોધ્ય નગરો હતાં, તેમની વચ્ચે ઇંદ્રે ઉરગ (નાગ), કરોટિ (સુપર્ણ), પયસ્સ હારી ( कुंभण्ड=દાનવ રાક્ષસ ), મદનયુત ( યક્ષ ) અને ચાર મહન્ત એટલે ચાર દિક્પાલ રક્ષણ માટે રાખ્યા.

૫૭. અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, આ બે અયોધ્ય નગરો તે કયાં ? એક ઈરાનની રાજધાની અને એક એલામની રાજધાની એવા આ બે અયોધ્ય ( જીતવા માટે મુશ્કેલ ) નગરો હશે ? વચ્ચે ઇંદ્રે પાંચ જગાએ રક્ષકો રાખ્યા. ટીકાકારે કરેલા અર્થ મુજબ ઉરગ, કરોટિ વગેરે નામના જુદા જુદા લોકો હતા. પણ પયસ્સ હારી કરોટિ નામના નાગ અને મદન એટલે મીડિયન ( Median કે Medes ) લોકોના ચાર નેતાઓ એમ મળીને પાંચ એવો અર્થ થાય ખરો ? આજે અંગ્રેજ સરકાર જેવી રીતે હિંદુસ્તાનની સરહદના બચાવ માટે સરહદ ઉપરના જુદા જુદા લોકો સાથે સુલેહથી વર્તે છે, તે રીતે ઇંદ્રે પણ પોતાના સામ્રાજ્યના રક્ષણ માટે આ લોકો સાથે સુલેહ કરી હશે.

૫૮. સપ્તસિંધુ ઉપરની ચડાઈનું કામ પતી ગયા પછી ઇંદ્ર એલામમાં જઈને રહ્યો હશે, તેણે જેમને ગાદી આપી હતી તે માંડલિકોમાં તેની પૂજા થાય એ સ્વાભાવિક છે. આજે જેમ એડવર્ડ આઠમાની* જયંતી બધે ઉજવવામાં આવે છે તેવી રીતે સપ્તસિંધુમાં ઇંદ્રની જયન્તી ઉજવાતી હશે એમ નિઃશંક માની શકાય. દર વરસે સંયુક્ત પ્રાંતોમાં રામલીલા ભજવવામાં આવે છે અને તેમાં રાવણને અને બીજા રાક્ષસોને મારવાનું જેમ ભજવી બતાવવામાં આવે છે, તેવી જ રીતે સપ્તસિંધુ પ્રદેશના સંસ્થાનિકોમાં જ નહિ પણ સામાન્ય લોકોમા પણ ઇંદ્રે વૃત્રને તથા તેના અનુયાયીને કેમ ઠાર કર્યા એની લીલા ભજવવામા આવતી હશે. 'क इमं दशभिर्ममेन्द्रं क्रीणाति धेनुभिः। यदा वृत्राणि जङ्घनदथैनं मे पुनर्ददत् ॥' (ઋ૦ ૪-૨૪-૧૦) (દશ ગાયો આપીને આ મારો ઇંદ્ર કોણ વેચાતો લે છે? વૃત્રના સૈન્યને માર્યા પછી આ મારો ઇંદ્ર તેણે પાછો આપવો.) આ ઋચા ઉપરથી એવું જણાય છે કે, કારીગર લોકો ઇંદ્રની મોટી મૂર્તિઓ બનાવીને ઇંદ્રલીલા વખતે ભાડે આપતા હશે; અને એ લીલા પૂરી થયાં પછી, પાછા બીજા વરસ માટે તે સાચવીને રાખી મૂકતા હશે.

૫૯. ઇંદ્ર પછી તરત જ એવા જ કોઈ બીજા બળવાન રાજાની ચડાઈ આવી હત તો આ બધી લીલા બંધ થઈ જાત, અને તેની જગાએ નવીન વિજેતાની લીલા શરૂ થઈ હોત. પરંતુ ઇંદ્રથી માંડીને ચંદ્રગુપ્ત મૌર્ય સુધીના કાળમાં બીજું એકે સામ્રાજ્ય સ્થપાયું નહિ,+

* મૂળમાં પંચમ જ્યોર્જનું નામ છે, પણ આજે પ્રસંગાનુસાર તેમાં આ પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે. —(ભાઠ ક૦)

+ ઇરાની બાદશાહ દરાયસે સિંધ પ્રદેશ કબજે કર્યાનો દાખલો છે, પરંતુ તેનો પ્રભાવ હિંદુસ્તાનના ઇતિહાસ ઉપર પડ્યો નથી એમ કહેવાનો આશય છે.

અને તેથી ઇંદ્રનુ નામ અમર થયુ. છતા કેટલોક સમય વીત્યા બાદ બ્રહ્મણસ્પતિ કે બૃહસ્પતિનુ મહત્ત્વ વધ્યુ, અને ઈંદ્રનુ ઘટ્યુ.

૧૦. બાબિલોનિયન ઇતિહાસનો જેને થોડો પણ પરિચય હશે તેને ઈંદ્રની ગણના દેવોમાં થવા લાગી એ બાબતમાં જરા પણ આશ્ચર્ય લાગશે નહિ. બાબિલોનિયામા ઘણા સમ્રાટ એવા થયા કે જેમની હયાતીમાં જ દેવ તરીકે પૂજા થવા લાગી હતી. તેમને સોમપાન માટે નિમંત્રણ આપવાનો મોટો વિધિ કરવામા આવતો. આવા વિધિના ઘણા કોતરી કાઢેલા ચિત્રો બાબિલોનિયામા મળી આવ્યા છે. ત્યાના સમ્રાટોની આ પદ્ધતિનું અનુસરણ કરીને ઈંદ્રે પણ પોતાની ગણના દેવોમા કરી હોય, અને તેનો પ્રચાર પોતાના સામ્રાજ્યમા કર્યો હોય એમ જણાય છે.

૧૧ એલામમા અનેક ઉથલપાથલો થવાને લીધે ઇંદ્ર, તેના અનુયાયી દેવો અને તેમને મદદ કરનાર મરુતોનુ નામનિશાન પણ એ દેશમા રહ્યુ નહિ, પરંતુ વૈદિક સાહિત્યના સ્વરૂપમા હિંદુસ્થાનમા આજે પણ અસ્તિત્વમા છે. આમા આશ્ચર્ય પામવા જેવુ પણ કશુ નથી. બુદ્ધધર્મ હિંદુસ્તાનમાં જ ઉદય પામ્યો, અને શરૂઆતમા તેનો વિસ્તાર પણ આ દેશમા જ થયો. એમ છતા મુસલમાની કારકીર્દિ દરમ્યાન એ ધર્મનુ નામનિશાન પણ આપણા દેશમા રહ્યુ નથી. ઈંદ્રને અને દેવોને જેમ ઇરાની લોકો રાક્ષસ ગણવા લાગ્યા તેમ બૌદ્ધ લોકોને પણ હિંદુસ્તાનના લોકો નાસ્તિક ગણવા લાગ્યા. પરંતુ તેજ બૌદ્ધધર્મનો વિજય દક્ષિણ તરફ સિલોન, ઉત્તર તરફ તિબેટ, અને પૂર્વ તરફ બ્રહ્મદેશ, સયામ, ચીન, જાપાન વગેરે દેશોમા થયો. તે જ પ્રમાણે ઈંદ્ર અને દેવોનો તેમના દેશમા લોપ થયો અને હિંદુસ્તાનમા વિજય થયો એમ ગણવુ જોઈએ.

૧૨. અહીં અસુરો સંબંધે થોડું લખવું અસ્થાને નહિ ગણાય. આજે સામાન્ય લોકો એમ સમજે છે કે, સુર એટલે દેવ, અને જે દેવ નથી, જે દેવોના શત્રુ છે તે અસુર. પણ આ સમજણને વૈદિક સાહિત્યમાં જરાય આધાર મળતો નથી. સુર શબ્દ વૈદિક સાહિત્યમાં કોઈ જગાએ વપરાયો નથી, અને અસુર શબ્દ વિશેષણ તરીકે ઇંદ્ર, વરુણ, મિત્ર, અગ્નિ વગેરે દેવોને લગાડવામાં આવેલો છે 'अनायुधासो असुरा अदेवा.' (ઋ૦ ૮–૯૬–૯) આ વાક્યમાં તો બધા જ દેવોનો અસુરોમાં સમાવેશ કરવામાં આવ્યો હોય એવું લાગે છે દેવો અસુરોમાંના જ હતા, તેથી આ સિવાય જે બીજા તે બધા અસુરો, એવો અર્થ અહીં થાય છે. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદોમાં 'देवासुरा' એવો પ્રયોગ અનેક જગાએ આવે છે. તે જ મુજબ પ્રાચીન બાદ્ધ સાહિત્યમાં 'देवासुरसंगामो' વગેરે પ્રયોગો નજરે આવે છે. આ ઉપરથી એમ જાણી શકાય કે, ઈશુ ખ્રિસ્તની પહેલાં આશરે દસમા સૈકા પછી દેવોથી અસુરોને જુદા ગણવાનો રિવાજ શરૂ થયો હશે. આમ થવાનાં કયાં કારણો હશે તે કહેવું મુશ્કેલ છે. આર્ગીરિયન લોકોએ મેસિપોટેમિયા ઉપર ચઢાઈ કરી અને તેમનો ધાક ચારે બાજુ બેસી ગયો, ત્યાર પછી, તેમનો મુખ્ય દેવ અસુર હોવાથી એનાં નામમાં અને એ નામની પૂર્વે આવેલ અપ્રસિદ્ધમાં અસુરો પ્રત્યે તિરસ્કાર થયો હોય એ બનવા જોગ છે. બાકી અસુર શબ્દનો ખરો અર્થ તો પ્રાણવાન, બળવાન, સામર્થ્યવાન થાય છે. असु એટલે પ્રાણ શબ્દ ઉપરથી આ શબ્દ બનાવવામાં આવ્યો છે.

## વૈદિક સંસ્કૃતિનો ઉદ્ભવ અને વિકાસ

૧૩. ઉપરના વિવેચન ઉપરથી સમજાયું હશે કે વૈદિક સંસ્કૃતિનું મૂળ બાબિલોનિયન સંસ્કૃતિમાં છે આટલું એવું ચોક્કસ માનવું છે કે, બાબિલોનિયન ભાષાનો જ્યાં સુધી બરાબર અભ્યાસ કરવામાં નહિ

આવે ત્યાં સુધી ઋગ્વેદની ઘણી ઋચાઓનો અર્થ બરોબર સમજી શકાશે નહિ. ઇન્દ્રનું વધારી દીધેલું મહત્ત્વ સોમપાનનો વિધિ વગેરે બાબતોનું મૂળ બાબિલોનિયન સંસ્કૃતિમાં જ છે. તે સંસ્કૃતિના આધારે એલામમાં રહેનારા લોકોએ પોતાની સંસ્કૃતિની રચના કરી, અને એ જગાએ જ ઘણી ઋચાઓ રચાઈ હોવી જોઈએ.

૧૪. વામદેવ ઋષિ એલામમાં રહેતો હોય એવું જણાય છે. ઋ૦ ૪-૧૮ મા સૂક્તનો તેને કર્તા માનવામા આવે છે. તે સૂક્તના અંતે તે કહે છે—

**अवर्त्या शुन आंत्राणि पेचे न देवेषु विविदे मर्डितारं ।**
**अपश्यं जायाममहीयमाना—मधा मे श्येनो मध्वा जभार ॥**

(ખાવાનું કશું ન મળવાથી મેં કૂતરાનાં આંતરડાં રાંધ્યાં. મને દેવોમાં કોઈ રક્ષણ કરનારો મળ્યો નહિ. મારી સ્ત્રીએ કરેલું મારું અપમાન મેં જોયુ. આ સ્થિતિમાં શ્યેને (ઇંદ્રે) મને મધ આપ્યું.) આ ઉપરથી એમ જણાય છે કે આ ઋષિ પોતાની પૂર્વાવસ્થામાં અત્યંત ગરીબ હશે. પછી ઇંદ્રનાં સ્તોત્રો રચવાનો ધંધો તેણે સ્વીકાર્યો; અને ઇંદ્રે તેને મોટું ઇનામ આપ્યું. તેના નામમાં દેવ શબ્દ આવ્યો હોવાથી તે મૂળ એલામમાં રહેનાર હોવો જોઈએ.

૧૫. પરંતુ વસિષ્ઠ ઋષિ અને તેનું કૂળ મૂળ દાસ લોકોમાંનું હશે. કારણ તે અને તેના મિત્રો દિવોદાસ અને સુદાસના આશ્રિત હોય એમ જણાય છે. '' **दशराज्ञे परिचचं दाशराज्ञे सुदासं प्रावदिन्द्रो ब्रह्मणा वो वसिष्ठाः**' (ઋ૦ ૭-૩૩-૩) (તે જ મુજબ, હે વસિષ્ઠ, દસ રાજાઓ યુદ્ધ કરવા આવ્યા હતા ત્યારે, તમારા સ્તોત્રને લીધે ઇંદ્રે સુદાસનું રક્ષણ કર્યું.) આ જ સૂક્તની પાંચમી ઋચામાં, સ્તવન કરનારા વસિષ્ઠનું વચન ઇંદ્રે સાંભળ્યુ, એવી હકીકત આવે છે. આ

ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે, વસિષ્ઠ અથવા તોવમિત્રના કુળમાંના કેટલાક જણા સુદામ તરફથી ઈંદ્રની પાસે રહેતા હશે.

૬૬. ઉપર એકવાર જણાવી ગયા કે ઈંદ્ર શંબર સાથે ૪૦ વરસ સુધી લડતો હતો. આ ઉપરથી તે દીર્ઘાયુષી હોય એવું લાગે છે. તેના મરણ પછી થોડાક સમય સુધી તેની પરંપરા ચાલી હોય એ સંભવિત છે. ઈંદ્ર નાશ પામ્યા પછી દેવોએ નહુષને અભિષેક કર્યો એવી કથા ઉદ્યોગ પર્વમાં આવે છે. આ ઉપરથી એમ જણાય છે કે, એક ઇંદ્ર મરણ પામ્યા પછી એલામમાં રહેતા સરદારો તેમનામાં જે કોઈ શ્રેષ્ઠ હોય તેને ઈંદ્રપદ દેતા હશે. પરંતુ આ પરંપરા લાંબો કાળ ચાલુ રહી હોય એવું લાગતું નથી. જો લાંબો કાળ ચાલુ રહી હોત તો બાબિલોનિયન સાહિત્યમાં ઇંદ્રનો ઉલ્લેખ વારંવાર આવ્યો હોત.

૬૭. ઈંદ્રના આશ્રિત સ્તુતિ પાઠકોનો કે દાસોમાના સ્તુતિ પાઠકોનો મુળ ધંધો સ્તોત્રો રચવાનો અને ઈંદ્ર સમક્ષ કે જ્યાં જ્યાં ઇંદ્રનો ઉત્સવ થાય ત્યાં ત્યાં તે ગાવાનો હતો; આજ કારણથી ઋગ્વેદમાં ચોથા ભાગનાં સૂક્તો ઈંદ્ર સંબંધીનાં આવે છે. ઇંદ્ર પછી અગ્નિ વરુણ વગેરે દેવોનાં સૂક્તો આવે છે. આમનાં ઉપાદેવીનાં સૂક્તો બાબિલોનિયામાંથી આવ્યાં હશે. મિત્ર, વરુણ અને નાસત્ય એ આર્યોના દેવો હતા. તેમનાં સૂક્તો એલામમાં રચાયાં હોવાં જોઈએ. વિષ્ણુ દાસલોકોનો દેવ હતો. આથી જ્યારે આર્યોએ સપ્તસિંધુમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાં વિષ્ણુનાં જે સૂક્તો ગવાતાં હતાં, તેનું રૂપાંતર ઋગ્વેદમાં વિષ્ણુ-સૂક્ત રૂપે થયું હશે અગ્નિપૂજા આર્ય લોકોમાં પ્રચલિત હતી ખરી, પરંતુ વેદમાં જે અગ્નિસૂક્તો છે તેમાં બાબિલોનિયાના ય, દસુમિ વગેરે દેવતાઓનું મિશ્રણ થયું હશે.

૬૮. આ રીતે બાબિલોનિયન, આર્ય અને દાસ ત્રણ લોકોની સંસ્કૃતિના મિશ્રણથી વૈદિક સંસ્કૃતિની રચના થઈ અને સપ્તસિંધુ

પ્રદેશમાં તે દઢ થઈ. એલામમાં ક્રાંતિ થવાથી ત્યાં ઇંદ્ર અને બીજા દેવદેવતાઓનું નામનિશાન પણ રહ્યું નહિ, પરંતુ સપ્તસિંધુ પ્રદેશ ઉપર તેમની છાપ કાયમની પડી. ઇંદ્રનું સામ્રાજ્ય તૂટી પડ્યા પછી સપ્તસિંધુના સંસ્થાનિકો સ્વતંત્ર થયા હશે, છતાં ઇદ્રનાં અને બીજા દેવોનાં સ્તોત્રો ગાવાની પદ્ધતિ એમને એમ જ ચાલુ રહી. મુસલમાન બાદશાહોએ તરવારના જોરે ઇસ્લામ ધર્મનો પ્રસાર હિન્દુસ્તાનમાં કર્યો. આજના લગભગ મોટા ભાગના મુસલમાનો એક વાર હિંદુ હતા. પરંતુ મુસલમાન બાદશાહત આજે નષ્ટ પામ્યા છતાં હિંદી મુસલમાન ખુદ મહંમદ પૈગમ્બરના વંશજો કરતાં ચુસ્તતામાં ઉતરે તેવા નથી. તુર્ક લોકોએ ખલીફાને હદપાર કર્યો હોવા છતાં, આપણા દેશમાં ખિલાફત હજી ચાલુ જ છે. એટલે સપ્તસિંધુ પ્રદેશમાં ઇંદ્રની ભક્તિ ચાલુ રહી હોય એમ માનવામા કંઈ આશ્ચર્ય નથી.

૬૯. અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, વૃત્ર, ત્વષ્ટા વગેરે મૂળ સપ્તસિંધુના જ બ્રાહ્મણ રાજાઓ હોવા છતાં, તેમના જ વંશજોએ ઈંદ્રનાં ગુણગાન ગાવાનું કેમ શરૂ કર્યું હશે? જવાબ સરળ છે. પેશવા પણ બ્રાહ્મણ રાજાઓ જ હતા. છતાં પેશવાઈ નાશ પામ્યા પછી તેમના જ વંશજો પૈકી માંગલીકર વગેરે સંસ્થાનિકોએ અંગ્રેજોની સાથે સંધિ કરીને અંગ્રેજોનું આધિપત્ય સ્વીકાર્યું છે. ગરીબ અને મધ્યમ વર્ગના બ્રાહ્મણો આજે ઝપાટાબંધ અંગ્રેજી નોકરીઓ સ્વીકારતા જોવામાં આવે છે. આ નોકરીઓનું પ્રમાણ ઘણું વધતું ગયું તેમ તેમાંનો એક ટૂકડો પોતાને પણ મળે એ હેતુથી બ્રાહ્મણેતરોએ એક નવો પક્ષ પણ સ્થાપન કર્યો છે. આજે જો આમ બને છે તો તે કાળે ઇદ્રનું પ્રભુત્વ દાસ બ્રાહ્મણોએ સ્વીકાર્યું હોય એમાં શું આશ્ચર્ય?

૭

૭૦. પરંતુ ઇદ્રના આવ્યા પહેલાં પોતાની શુ સ્થિતિ હતી, એની વિસ્મૃતિ સપ્તસિંધુના બ્રાહ્મણોને થઈ હોય એમ જણાતું નથી.

નીચેની પુરુષસૂક્તની ઋચામાં એનો આધાર મળે છે--

'ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥
( ऋ० १०-९०-१२.)

(એક કાળે બ્રાહ્મણ આ વિરાટ પુરુષનું મુખ હતો; રાજન્ય હાથ હતો; વૈશ્ય માથાગ; અને શૂદ્ર તેના પગમાંથી થયો.) આ વ્યવસ્થા ઈંદ્રના આગમનથી સુથાઈ ગઈ. બ્રાહ્મણોનું વર્ચસ્વ નાશ પામ્યું અને રાજકર્તાઓનું પ્રભુત્વ વધ્યું. પરંતુ એમ થવામાં બ્રાહ્મણોને નુકસાન ન થતાં લાભ થયો. તેઓ પુજારી અને પુરોહિત હોવાથી લોકોમાં તેમની પ્રતિષ્ઠા ચાલુ રહી, અને રાજ્યશાસનની જવાબદારી અને તકલીફ ન રહી સામાન્ય નીતિનું ધોરણ લગભગ એવું જ બંધાઈ ગયું કે, યુદ્ધ થાય તો ક્ષત્રિયો રક્ષણ કરે, બ્રાહ્મણોએ એમાં પડવાની જરૂર નથી. આ જ કારણથી અહિંસાની વૃદ્ધિ કરવાની બ્રાહ્મણોને તક મળી.

૭૧. ઈંદ્ર જ્યારે હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે બે પ્રકારના બ્રાહ્મણો હતા : એક રાજકર્તા હતા અને પુરોહિતપદ સાચવતા હતા, અને બીજા યતિ હતા અને અરણ્યમાં રહીને મંત્ર-તંત્રનો પાઠ કરતા હતા. ઈજીપ્ત, બાબિલોનિયા વગેરે દેશોમાં પણ પુજારી વર્ગ તો હતો જ. પરંતુ તેમાંથી યતિવર્ગ જુદો પડ્યો હોય એવું લાગતું નથી. એટલે યતિવર્ગ એ સપ્તસિંધુનો જ એક ખાસ બ્રાહ્મણવર્ગ હોવો જોઈએ. જ્યારે ઈંદ્ર આવ્યો ત્યારે આ યતિવર્ગે પણ તેનો વિરોધ કર્યો; અને તેથી ઈંદ્રે તેમાંના ઘણા યતિઓને કૂતરા પાસે ફાડી ખવરાવ્યા. આ અનુભવ ઉપરથી આગળ જતાં આ યતિવર્ગે રાજકારણમાં માથું મારવાનું મૂકી દીધું અને યજ્ઞયાગમાં જ રચ્યા-પચ્યા રહ્યા હશે.

૭૨. જાતક વગેરે બૌદ્ધગ્રંથોમાં અગાઉના ઋષિઓના આશ્રમોનાં જે વર્ણનો મળે છે તે ઉપરથી એવું અનુમાન નીકળે છે કે, આ યતિ લોકો જંગલ પાસે, નદી કાંઠે કે એવી જ કોઈ અન્ય રમણીય જગાએ આશ્રમ બાંધીને રહેતા. સાહિત્ય અને બીજાં શાસ્ત્રોનો અભ્યાસ કરવા માટે તેમની પાસે દૂર દૂરથી વિદ્યાર્થીઓ આવતા, અને તેમને આ યતિઓ ભણાવીને પાછા મોકલતા.

૭૩. હવે એવો પ્રશ્ન થાય છે કે, જે યતીઓને ઇંદ્રે કૂતરા પાસે ફાડી ખવરાવ્યા, તે જ યતિઓના વંશજો અરણ્યમાં રહીને એ જ ઇંદ્રનાં સ્તોત્રો ગાય એ નવાઈ નથી? પણ એમાં બીજો ઉપાય નહોતો. ઇંદ્રનું સામ્રાજ્ય સ્થપાયા પછી ઇંદ્રની પૂજા સર્વ જગાએ પ્રસરી. પોતાની ઉપજીવિકા ચલાવવા માટે બ્રાહ્મણોને પણ સ્તોત્રો રચવાં પડ્યાં, અને આશ્રયદાતાઓના દરબારમાં આ સ્તોત્રો ગાવાં પડ્યાં. આથી અરણ્યમાં રહેનારા યતિવર્ગને પણ આ જ માર્ગનું અનુસરણ કરવું પડ્યું. આજે જે જટાધારી બાવાઓ જોવામાં આવે છે, તેઓ બુદ્ધના સમયમાં અગ્નિપૂજા કરતા હતા. એટલે આ લોકો યતિઓનું જ અનુસરણ કરનારા હતા. પરંતુ કાલાંતરે હિંદુસ્તાનના રાજાઓના રાજદરબારમાં શિવ અને વિષ્ણુનું મહત્ત્વ વધવાથી, માત્ર બ્રાહ્મણોએ જ નહિ, પરંતુ આ જટિલોએ પણ શિવ અને વિષ્ણુની પૂજાનો અંગીકાર કર્યો. એટલે સામાન્ય જનના જે ઇંદ્રાદિ દેવોને પૂજતી હતી એ જ પૂજાધર્મ યતિઓને પણ સ્વીકારવો પડ્યો હોય તો એમાં નવાઈ નથી.

૭૪. આ યતિ લોકો કે અરણ્યવાસી બ્રાહ્મણો વૈદિક સંસ્કૃતિનો ફેલાવ કઈ રીતે કરતા હતા તેનું ઉદાહરણ બૌદ્ધવાઙ્મયના સુત્તનિપાતમાં એક જગાએ આવે છે. બાવરી નામનો એક બ્રાહ્મણ કોસલ દેશમાંથી ગોદાવરી તીર ઉપર જઈને અરણ્યમાં એક આશ્રમ સ્થાપે છે. ધીમે ધીમે આ આશ્રમની આજુબાજુમાં લોકવસ્તી વધતી જાય છે, અને

આ લોકોની મદદથી તે બ્રાહ્મણ મોટો યજ્ઞ કરે છે. વાર્તા બુદ્ધના સમયની છે. પરંતુ બુદ્ધ પહેલાં કેટલાક સૈકાઓથી આરણ્યક બ્રાહ્મણો વૈદિક સંસ્કૃતિનો પ્રચાર કઈ રીતે કરતા હતા, તેનો આ સારો દાખલો છે.

૭૫. સપ્તસિંધુમાં રહેતા દાસ લોકો બાબિલોનિયન લોકોની માફક જ મોટાં મોટાં મંદિરો બાંધતા અને તેમાં પોતાના દેવોની પૂજા કરતા. આજે જે એ નગરોના અવશેષ હાથ લાગ્યા છે તેમાં જે મકાનોને મંદિરો માનવામાં આવે છે તે મકાનોમાંથી કોઈ પણ દેવની મૂર્તિઓ હાથ લાગી નથી. એમ કહેવાય છે કે, એક જગાએ લિંગના આકારનો એક સ્તંભ મળી આવ્યો છે. પણ એટલા જ ઉપરથી એમ માનવામાં આવે કે દાસ લોકો લિંગપૂજક હતા તો તેમાં ભૂલ થવાનો સંભવ છે. તેઓ પોતાનાં મંદિરોમાં કેવા પ્રકારની પૂજા કરતા હતા તે હજી સુધી સમજી શકાયું નથી. તે ગમે તેમ હો, પણ તેઓ મંદિરો બાંધતા હતા, એટલું માનીને આગળ ચાલવામાં હરકત નથી.

૭૬. ઈંદ્રની સ્વારી પછી આ રિવાજ બદલાયો. મંડપ બાંધીને તેમાં યજ્ઞયાગ કરવાની પ્રથા શરૂ થઈ. દાસ લોકોમાં જેઓ યતિ હતા તેઓ યજ્ઞ કરતા હતા કે કેમ એ કહી શકાય એમ નથી. શતપથ બ્રાહ્મણમાં એક જગાએ લખેલું છે કે, 'યજ્ઞ વિષ્ણુ હતો, અને તે વામન (ઠીંગણો) હતો. પછી તે ધીમે ધીમે વધતો ગયો, અને તેનો બધે પ્રસાર થયો.'* આ ઉપરથી એવું જણાય છે કે ઈંદ્ર આવ્યા પછી તરતમાં યજ્ઞની પ્રથાનું જોર બહુ નહોતું, પણ પછી ધીમે ધીમે તેનો વિસ્તાર થવા લાગ્યો. સાદા અગ્નિહોત્રથી માંડીને પુરુષમેધ સુધી તેનો વિસ્તાર થયો.

* यज्ञमेव विष्णुं पुरस्कृत्येयुः।...वामनो ह विष्णुरास।...तेनेमां सर्वां पृथिवीं समविन्दन्त।...

(શતપથ બ્રાહ્મણ: ૧-૨-૩-૩-૭).

૭૭. કોઈ ઋષિ નદી કાંઠે કે બીજી એવી જ કોઈ રમણીય જગાએ જઈને રહેતો અને ત્યા તે સાદુ અગ્નિહોત્ર શરૂ કરતો. પછી જો તે પ્રખ્યાત થવા લાગે તો એક પછી એક જૂદા જૂદા યજ્ઞો કરવાનું શરૂ કરતો. જો કોઈ રાજા તેના યજમાન રૂપે મળી જતો તો આ યજ્ઞોનો મોટો ઉફાળો આવતો. પુરુષમેધમા નરબલિ આપવાનુ પણ આ બ્રાહ્મણોએ શરૂ કર્યું હતુ. ઉપરાંત ભૂતપ્રેતના પરિહાર માટે પણ આ યજ્ઞોનો ઉપયોગ થતો આ રીતે આસ્તે આસ્તે લગ્ન, જાત-સંસ્કાર, મૃતસંસ્કાર વગેરે સર્વ સંસ્કારોમા આ યજ્ઞનો પ્રવેશ થયો, અને સાથોસાથ ધાર્મિક કાર્યોમા બ્રાહ્મણોનો મોભો પણ વધવા લાગ્યો.

૭૮. સપ્તસિંધુમાં રહેતા દાસ લોકોમાં ગાયો મારીને યજ્ઞ કરવાનો રિવાજ હતો કે કેમ એ સબંધે કશુ કહી શકાય એમ નથી માત્ર ઉપર લખેલ કૃષ્ણની વાર્તા ઉપરથી ગગા યમુના તરફ ગોહત્યાનો વિરોધ કરવામા આવતો હશે એમ લાગે છે * આ જ દેવકીપુત્ર કૃષ્ણને ઘોર આગીરસે યજ્ઞની એક સાદી ક્રિયા શીખવી. તપશ્ચર્યા, દાન, સરળતા (આર્જવ), અહિંસા અને સત્ય વચનરૂપી તેની દક્ષિણા હતી.+ આમાં કૃષ્ણને જે અહિંસા શીખવવામા આવી છે, તે માત્ર ગોહત્યા ન કરવા પુરતી જ હશે, અને એટલા માટે તેણે ઇંદ્ર સાથે યુદ્ધ કર્યું હશે. જો કૃષ્ણે ઇંદ્રનું સાર્વભૌમત્વ સ્વીકારીને તેના નામથી યજ્ઞો શરૂ કર્યા હોત તો દિવોદાસની માફક તે પણ ઋગ્વેદની એક નામાંકિત વ્યક્તિ બન્યો હોત. ગાયો મારીને યજ્ઞ કરવાનુ તેને ગમતું ન હોવાથી તે ઇંદ્રનો શત્રુ થયો, અને તેની ગણના અસુર-રાક્ષસોમાં થવા લાગી. છતા મધ્ય હિંદુસ્તાનમા કૃષ્ણની પૂજા બરાબર ચાલુ રહી.

* વિ૦ ૧, ૪૮-૫૪ જુઓ

+ अथ यत्तपो दानमार्जवमहिंसासत्यवचनमिति ता अस्य दक्षिणा ।
(છાં૦ ઉ૦ અધ્યાયઃ ૩-૧૭-૪-૬)

૭૯. નેમિનાથ નામનો જૈન તીર્થંકર કૃષ્ણનો ગુરુ હતો એવો ઉલ્લેખ જૈન ગ્રંથોમાં અનેક જગાએ મળે છે. એટલે નેમિનાથ અને ઘોર આંગિરસ એક હતી એવી શંકા ઉપસ્થિત થાય છે.

૮૦. કૃષ્ણને પાંડવોનો સમકાલીન ગણવામાં આવે છે. પરંતુ આ સમજણ ભૂલભરેલી છે. કુરુ દેશમાં કૌરવોનું કે પાંડવોનું રાજ્ય હોય અને તેની જ પડખે તેજ સમયે કંસનું સામ્રાજ્ય હોય એ અશક્ય છે. મહાભારતમાં કંસ અને કૌરવોનો સંબંધ બીલકુલ જોવામાં આવતો નથી. પૌરાણિક કાળમાં કૃષ્ણની, અને પાંડવોની કથાઓનું મિશ્રણ કરવામાં આવ્યું, પરંતુ તેને વિશ્વાસનીય માનવા માટે કોઈ આધાર નથી.

૮૧. દાસ અને આર્ય લોકોના સમાગમમાંથી બલિદાન વાળા યજ્ઞોની પ્રથા શરૂ થઈ. કૃષ્ણને આવા યજ્ઞોનો વિરોધ કરનાર આ દેશની વ્યક્તિ તરીકે ગણવો જોઈએ. પરંતુ માત્ર ગોપૂજાથી સંસ્કૃતિની અભિવૃદ્ધિ થવી અશક્ય હતી. ભપકાવાળા યજ્ઞયાગ પામે આ સાદી સંસ્કૃતિ ટકી શકી નહિ.

૮૨. પરિક્ષિત રાજાના સમયમાં આ યજ્ઞયાગની પ્રથા જમુનાના કિનારે આવી પહોંચી. અથર્વવેદમાં આ રાજાનું વર્ણન આ જાતનું મળે છે—

> राज्ञो विश्वजनीनस्य यो देवो मर्त्याँ अति ।
> वैश्वानरस्य सुष्टुतिमा सुनोता परिक्षितः ॥ ७ ॥
> परिच्छिन्नः क्षेममकरोत्तम आसनमाचरन् ।
> कुलायन्कृण्वन्कौरव्यः पतिर्वदति जायया ॥ ८ ॥
> कतरत्त आहराणि दधि मन्थां परिस्रुतम् ।
> जायाः पतिं विपृच्छति राष्ट्रे राज्ञः परिक्षितः ॥ ९ ॥

**अभीवस्वः प्रजिहीते यवः पक्वः पथो बिलम् ।**
**जनः स भद्रमेधति राष्ट्रे राज्ञः परिक्षितः ॥ १० ॥**

—( અથર્વ૰ કાંડ ૨૦, સૂક્ત ૧૨૭ )

"બધા મર્ત્ય લોકોમાં શ્રેષ્ઠ એવા સાર્વભૌમ વૈશ્વાનર પરિક્ષિત રાજાની ઉત્તમ સ્તુતિ ધ્યાનપૂર્વક સાંભળો (૭). આ કૌરવ રાજા જ્યારે ગાદીએ આવ્યો ત્યારે અંધકારને બાંધીને તેણે લોકોનાં ઘરો સુરક્ષિત કર્યાં, એમ પુરુષ સ્ત્રીને કહે છે (૮). પરિક્ષિત રાજાના રાજ્યમાં સ્ત્રી પોતાના ધણીને પૂછે છે, તમારા માટે દહીં લાવું કે માખણ લાવું ? (૯). પરિક્ષિત રાજાના રાજ્યમાં પુષ્કળ પાકેલ જવ રસ્તા ઉપર પડેલા હોય છે. (આ રીતે) પરિક્ષિતના રાજ્યમાં લોકોના સુખની અભિવૃદ્ધિ થાય છે (૧૦)."

૮૩. આ ભાષાંતર બીલકુલ બરાબર સંપૂર્ણ છે એમ ન કહી શકાય. કારણ કે શંકર પાડુરંગ પંડિતે અથર્વવેદનું જે સંસ્કરણ કર્યું છે તેમાં આ શ્લોકો ઉપર ભાષ્ય નથી હેમચંદ્ર રાયચૌધરીએ આ શ્લોકોનુ ભાષાંતર કર્યું છે,+ પરંતુ એ નિર્દોષ જણાતું નથી. મૂળ શ્લોકમા જ્યાં '**परिच्छन्नः**' એવો પાઠ છે તેની જગાએ જો '**परिक्षिन्नः**' એવો પાઠ હોત તો ઠીક થાત. **अभीवस्व**ઃનો અર્થ સમજી શકાતો નથી. 'क्षेमकरोत्तमः'નો અર્થ અત્યંત સુરક્ષિત કરતો હતો એવો જાતનો પણ થઈ શકે.

૮૪. અર્થ બેસારવાના આ કામમા બહુ ઊંડા ઉતરવાની જરૂર નથી. એમાંથી એટલો સાર નીકળે છે કે, પરિક્ષિત રાજાનું રાજ્ય અત્યંત સમૃદ્ધ હતું. અને એ જ અર્થની જરૂર છે. આવા સુસંપન્ન રાજ્યમાં ઘોર આંગીરસે કૃષ્ણને ઉપદેશેલી તપ, દાન, ઋજુભાવ, અહિંસા અને સત્ય વગેરે ગુણોવાળી સાદી સંસ્કૃતિ કેમ ટકે ? આવા સંપન્ન રાજાને ભભકાદાર યજ્ઞયાગની સંસ્કૃતિ ગમી હોય, અને તેથી તેણે

+ Political History of Ancient India: p. 7.

યજ્ઞયાગમાં પ્રવીણ એવા બ્રાહ્મણોને બોલાવીને જો યજ્ઞયાગનું મહત્ત્વ વધાર્યું હોય તો તેમાં આશ્ચર્ય નથી.

૮૫. સુત્તનિપાતમાં બ્રાહ્મણધમ્મિક નામનું એક સુત્ત છે. તેનો સારાંશ અહિં અસ્થાને નહિ ગણાય. "એક વાર ભગવાન બુદ્ધ શ્રાવસ્તીમાં રહેતા હતા. તે વખતે કોસલ દેશના કેટલાક વયોવૃદ્ધ બ્રાહ્મણો બુદ્ધ પાસે આવ્યા, અને કુશળ સમાચાર પૂછ્યા પછી તેમણે ભગવાનને પૂછ્યું કે, હાલના બ્રાહ્મણો પ્રાચીન બ્રાહ્મણધર્મનું અનુસરણ કરે છે ખરા ? ભગવાને તેમને ના પાડી. આથી તેમણે પ્રાચીન બ્રાહ્મણધર્મ કયો એ કહેવાની ભગવાનને વિનંતિ કરી. ભગવાન બોલ્યા—

૮૬. "પ્રાચીન ઋષિઓ સંયમી અને તપસ્વી હતા. સુખચેનની વસ્તુઓનો ત્યાગ કરીને તેઓ આત્મચિંતન કરતા. તે બ્રાહ્મણો પાસે પશુઓ અને ધનધાન્ય નહોતાં. સ્વાધ્યાય એ જ તેમનું ધનધાન્ય હતું, અને બ્રહ્મરૂપી થાપણની તે રક્ષા કરતા...તે બ્રાહ્મણો એકપત્નીવ્રત પાળતા. તેઓ સ્ત્રીને ખરીદતા નહોતા. સાચો પ્રેમ હોય એવી સ્ત્રી સાથે જ તેઓ લગ્ન કરતા. તેઓ ઋતુકાલાભિગામી હતા.

૮૭. "પરંતુ તેમનો સ્વભાવ બગડવા લાગ્યો. રાજવૈભવ, અલંકૃત સ્ત્રીઓ, ઉત્તમ ઘોડા જોડેલા રથ, સારાં મકાનો વગેરે ઉપભોગ્ય વસ્તુઓ ઉપર તેમને મોહ થયો. તેમણે મંત્રો તૈયાર કર્યાં અને ઓક્કાક રાજાને યજ્ઞ કરવા કહ્યું. એટલે રાજાએ અશ્વમેધ, પુરુષમેધ, વાજપેય વગેરે યજ્ઞો કર્યા...

૮૮. "પછી આ બ્રાહ્મણોએ લોભવશ થઇને ઓક્કાક રાજા પાસે ગોમેધ કરાવ્યો. ઘેટાં જેવી ગરીબ ગાયોને ઓક્કાક રાજાએ શીંગડાં ઝાલીને યજ્ઞમાં મારી નાખી. જ્યારે ગાયો ઉપર શસ્ત્રપાત થયો ત્યારે દેવો, પિતૃઓ, ઇન્દ્ર, અસુર અને રાક્ષસ બધાએ મળીને

બૂમો પાડી કે અધમ થયો. પહેલાં ઇચ્છા, ભૂખ અને જરા ત્રણ જ રોગો હતા. પરંતુ પશુયજ્ઞની શરૂઆત થયા પછી તે અઠાણું થયા.

૮૯. " જ્યાં આવું બને છે ત્યાં લોકો યાજકની નિંદા કરે છે. આ રીતે ધર્મનો વિપરીત અર્થ થવાથી શૂદ્ર અને વૈશ્ય જૂદા થયા. ક્ષત્રિયો પણ જૂદા પડયા; અને પત્ની પતિની અવગણના કરવા લાગી. ક્ષત્રિય અને બ્રાહ્મણને ગોત્રનું રક્ષણ હતું ( તેઓ કુલધર્મ પ્રમાણે વર્તતા ), પરંતુ (પશુવધ પછી) કુલપ્રવાદની બીક છોડીને તેઓ લોભવશ બન્યા. "

૯૦. આ સુત્ત ઉપરથી અનુમાન કરી શકાય છે કે, ગંગા યમુનાના કાંઠે એક કાળે પશુયજ્ઞનો રિવાજ નહોતો; માત્ર સાદા અગ્નિહોત્રનો રિવાજ હતો. કૃષ્ણની કથા ઉપરથી પણ આ અનુમાનને પુષ્ટિ મળે છે. પ્રથમ પરિક્ષિત રાજાએ પશુયજ્ઞની પ્રથા શરૂ કરી હશે. ઓક્કાક એટલે ઇક્ષ્વાકુ ગણવાનો છે; તે પરિક્ષિત નહિ. પણ સુત્તકર્તાને તો ગમે તે રાજાનું નામ જોઈતું હતું; અને પરિક્ષિત રાજાનું નામ તે જાણતો નહોતો, એટલે તેણે સુત્તમાં ઇક્ષ્વાકુ રાજાનું નામ રાખ્યું. એટલી વાત સાચી કે, પરિક્ષિત અને તેના પુત્ર જનમેજયે પ્રથમતઃ બ્રહ્માવર્તમાં યજ્ઞયાગનું મહત્ત્વ વધાર્યું. જો આમ ન હોત તો અથર્વવેદમાં અને ત્યાર પછીના વૈદિક વાઙ્મયમાં આ બન્ને રાજાઓને આટલું બધું ઉચ્ચ સ્થાન મળ્યું છે તે ન મળત. તેમના પ્રયત્નોને પરિણામે તે પહેલાની સાદી સંસ્કૃતિનો લોપ થયો અને આ યજ્ઞયાગની ભભકાદાર સંસ્કૃતિ બ્રહ્માવર્તમાં સ્થપાઈ.

૯૧. ઉપરના સુત્તમાં બતાવ્યા પ્રમાણે આ નવીન સંસ્કૃતિને પરિણામે બ્રહ્માવર્તની અવનતિ થઈ એવું માનવા માટે કોઈ ખાસ આધાર મળતો નથી. અગાઉની સંસ્કૃતિ જો ખરેખર બળવાન હોત તો તે આ નવીન સંસ્કૃતિની સામે ટકી રહી હોત, તેનો પરાજય કર્યો હોત. બીજું એ કે, બુદ્ધના સમયમાં યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણો

માટે જે આદર જોવામાં આવતો હતો, તે ન હોત. તે વખતે શિક્ષણનું બધું કામ બ્રાહ્મણોના હાથમાં હતું. બ્રાહ્મણો માત્ર વેદ શીખવવાનું કામ કરતા હતા, એટલું જ નહિ, પણ ધનુર્વિદ્યા, વૈદક વગેરે વિદ્યા પણ તેઓ શીખવતા હતા. જ્યાં ત્યાં બ્રાહ્મણોનાં ગુરુકુલો ચાલતાં હતાં અને તેમાં સેંકડો વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા. તક્ષશિલાના વિશ્વવિદ્યાલયમાં લગભગ બધા આચાર્યો બ્રાહ્મણો હતા. બ્રાહ્મણોના ગુરુકુલોનાં તથા તક્ષશિલાના વિશ્વવિદ્યાલયના આચાર્યોના અનેક વર્ણનો જાતક અટ્ઠકથામાં પુષ્કળ જોવામાં આવે છે. રાજાઓ ઉપર પણ આ આચાર્યોનો કેટલો પ્રભાવ હતો તે નીચેની વાત ઉપરથી સમજી શકાશે.

૯૨. "વારાણસીના બ્રહ્મદત્ત રાજાના પુત્રનું નામ પણ બ્રહ્મદત્ત જ હતું. પોતાના પુત્રો નિરભિમાની, ટાઢ–તડકો વેઠનારા, અને લોક-વ્યવહાર સમજનારા થાય, એ હેતુથી અગાઉના રાજાઓ તેમને પોતાની રાજધાનીમા શિક્ષણ ન આપતાં દૂરના રાજ્યોમા શિક્ષણ લેવા માટે મોકલતા. આ રીતે બ્રહ્મદત્ત રાજાએ પણ પોતાના પુત્રને તક્ષશિલા મોકલ્યો. ત્યાં એક આચાર્યને ઘેર તે વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. એક વાર તે આચાર્યની સાથે સ્નાન કરવા જતો હતો. રસ્તામા એક બાઈએ ધોળા તલ તડકે મૂક્યા હતા. રાજકુમારે તેમાંના મૂઠી ભરીને તલ ખાધા. વૃદ્ધ બાઈ કશું બોલી નહિ. બીજે દિવસે પણ એમ જ બન્યું. પણ જ્યારે ત્રીજે દિવસે રાજકુમારે તેમાના તલ ખાધા, ત્યારે પોતાના તલ ચોરી જાય છે એવો બુમારો વૃદ્ધ બાઈએ કર્યો. આ સંબંધમા તપાસ કર્યા પછી આચાર્યે તે વૃદ્ધ બાઈને કહ્યું, 'બાઈ, રડ નહિ. તેની કિંમત તને આપવામાં આવશે ' તે બોલી, 'મહારાજ, મારે કિંમત નથી જોઈતી. પણ આ કુમાર ફરી આવું કૃત્ય ન કરે એવી તેને શિક્ષા થવી જોઈએ.' આચાર્યે તે બાઈના દેખતાં વાંસની સોટીનો પ્રયોગ તે રાજકુમારની પીઠ ઉપર ત્રણ વાર કર્યો. રાજકુમારને પગની ઝાળ માથે લાગી.

૯૩. "શિક્ષણ પૂરું થયા પછી રાજકુમાર વારાણસી પાછો આવ્યો. પિતા બ્રહ્મદત્તે પોતાની હયાતીમાં જ તેને રાજ્યાભિષેક કર્યો. હવે તેને પોતાના ગુરુએ કરેલ શિક્ષા સાંભરી. નવીન રાજાએ દૂત મોકલીને પોતાના આચાર્યને વારાણસી બોલાવ્યો. તે મુજબ આચાર્ય વારાણસી આવ્યો. રાજસભામાં પ્રવેશ કરતાં રાજાએ તેને જોયો ને પોતાની આસપાસના માણસોને કહ્યું, 'જો, આના મારથી આજે પણ મારી પીઠ દુઃખે છે. આચાર્ય નસીબે મરણ લઈને આવ્યો છે. હવે આમાંથી તે કેમ બચે?' આચાર્ય બોલ્યો, 'મહારાજ, તે વખતે જો મેં શિક્ષા ન કરી હોત તો, ધીમે ધીમે તમારી ચોરીની આદત વધતી જાત અને તમે પ્રખ્યાત ચોર થયા હોત; રાજ્યપદ તમને ન મળત.' તે સાંભળીને રાજાના અમાત્યોએ કહ્યું, 'મહારાજ, આચાર્ય કહે છે તે સત્ય છે. આ વૈભવની પ્રાપ્તિ આચાર્યને લીધે જ થઇ છે એમ આપે માનવું ઘટે.' રાજાને આ વાત ગળે ઉતરી, અને પોતાનું બધું રાજ્ય આચાર્યને આપવા તે તત્પર થયો. પરંતુ આચાર્યે તેનો સ્વીકાર ન કર્યો. આથી રાજાએ તક્ષશિલાથી આચાર્યનાં સ્ત્રીપુત્રોને બોલાવી મગાવ્યાં, અને આચાર્યને પોતાનું પુરોહિત પદ આપ્યું."*

૯૪. બ્રાહ્મણવર્ગમાં આવી જાતના નિસ્પૃહ અને ન્યાયી લોકો પાકતા હતા, કારણ કે, વાઙ્મય સેવા માટે તથા ધાર્મિક ચિંતનને માટે જે સગવડ જોઇએ તે વધારેમાં વધારે બ્રાહ્મણ વર્ગને જ મળતી હતી. ક્ષત્રિયોનો વખત યુદ્ધો અને રાજકારણમાં જતો. વૈશ્યો ખેતી અને વ્યાપારમાં રચ્યાપચ્યા રહેતા. શુદ્રોને તો પગ નીચે કચરવામાં આવતા હતા. આથી બધા સમાજનું નેતૃત્વ બ્રાહ્મણવર્ગના હાથમાં આવે એ સ્વાભાવિક હતું પણ તેનાથી સમતાનું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયું નહિ, વિષમતા ટકી રહી, અને સંહિતાના સમયથી વૈદિક સાહિત્યમાં બ્રાહ્મણોનું વર્ચસ્વ રાખવાના પ્રયત્નો સતત ચાલુ થયા.

૯૫. અગાઉ એકવાર આવી ગયું છે કે, વૃત્રને મારવાનો,

* तिलमुट्ठिजातक, ક્રમાંક ૨૫૨.

વિશ્વરૂપને મારવાનો, યતિઓને કૂતરાઓ પાસે ફાડી ખવરાવવાનો, અરુર્મઘોને મારી નાખવાનો અને બૃહસ્પતિ ઉપર પ્રતિહાર કરવાનો, એમ પાંચ આરોપ દેવોએ ઇંદ્ર ઉપર કર્યા.+ તૈત્તિરીય સંહિતા અને ઐતરેય બ્રાહ્મણગ્રંથો એમ કહે છે કે, આ પાપો માટે ઇંદ્રને પ્રાયશ્ચિત્ત કરવું પડયું. પરંતુ જે ઇંદ્ર ખુદ પોતાના પિતાને જ મારી નાખે તે ઇંદ્ર વૃત્ર વગેરે બ્રાહ્મણોને મારી નાખવા માટે પ્રાયશ્ચિત્ત કરે એ અસંભવિત છે. કૌષીતકી ઉપનિષત્કારે ઇંદ્રના મોઢામાં નીચે પ્રમાણે એક વાક્ય મૂક્યું છે, અને તે જ તેના આચરણને શોભે એવું લાગે છે: "મેં યતિઓને કૂતરાઓ પાસે ફડાવી ખવરાવ્યા...અને તેમ કરવાથી મારો વાળ પણ વાંકો થયો નથી...માતૃવધનું, પિતૃવધનું, ચોરીનું અને ભ્રૂણહત્યાનું પણ (મારી જેવા માણસને) પાપ લાગતું નથી—ચહેરાનું નૂર પણ બદલાતું નથી."* પણ આ વાક્યથી બ્રાહ્મણોને નીચે જોવા જેવું લાગે છે. કારણ કે જે ઇંદ્રે બ્રહ્મહત્યા કરી તે જ ઇંદ્રની બ્રાહ્મણો પૂજા કેમ કરે? એટલા માટે જ ઇંદ્રના પ્રાયશ્ચિત્તની હકીકત બનાવી કાઢવી પડી.

૬૬. પોતાનું વર્ચસ્વ સ્થાપવાનો બ્રાહ્મણવર્ગનો આ પ્રયત્ન બ્રાહ્મણગ્રંથો અને આરણ્યક ગ્રંથોના કાળમાં ઘણો વધી ગયો. આથી સામાન્ય જનતાની અવગણના થવા લાગી. જ્યાં નિરુપાય હોય ત્યાં ક્ષત્રિયો પાસે નમી જવું, અને વૈશ્ય તથા શૂદ્ર જાતિઓને દબાવવી, એ જાતનો પ્રયત્ન આ વૈદિક સાહિત્યમાં ઠેર ઠેર જોવામાં આવે

+ તૈ. સં. ૨, ૫, ૧ જુઓ.

* यतीन्सालावृकेभ्यः प्रायच्छं...तस्य मे तत्र न लोम च नामीयते...न मातृवधेन न पितृवधेन न स्तेयेन न भ्रूणहत्यया नास्य पापं च चकृषो मुखान्नीलं वेत्तीति ।

(कौषी० उ० ३-१.)

છે. પ્રોફેસર વૈજનાથ કાશિનાથ રાજવાડેએ 'વિવિધ જ્ઞાનવિસ્તાર'માં× (નવેંબર ૧૯૨૭) આ સંબંધે લખેલ 'બ્રાહ્મણકાલીન જાતિભેદ' એ લેખ મનનીય છે. પ્રો. રાજવાડેએ વૈદિક વાઙ્મયનો જબરો અભ્યાસ કરેલો છે, અને તેમનું નિષ્પક્ષપાતપણું તથા સમતોલપણું સુવિદિત છે. જે વાંચકો મૂળ લેખ વાંચી શકે તેમણે જરૂર વાંચી જોવો.

૯૭. પ્રો. રાજવાડે લખે છે:–"યજ્ઞક્રિયા અને પુરોહિતપદ બ્રાહ્મણો પાસે જ રહે એ માટે સતત મહેનત ચાલ્યા કરતી...જે રાજા પાસે પુરોહિત ન હોય તેનું અન્ન દેવો ખાતા નથી. આથી યજ્ઞ કરવાની ઈચ્છા રાખનારા રાજાએ કોઈ પણ બ્રાહ્મણને પુરોહિત બનાવવો જોઈએ. પુરોહિત પદ પ્રાપ્ત કર્યા પછી તે બ્રાહ્મણ સ્વર્ગમાં લઈ જનાર અગ્નિ જ પ્રાપ્ત કરે છે. બધા અગ્નિ તૃપ્ત થઈને તેને સ્વર્ગે લઈ જાય છે. તેનું બલ, વીર્ય અને રાષ્ટ્ર વધે છે. જો પુરોહિત ન હોય તો આ બધું નાશ પામે છે, અને તેને સ્વર્ગમાંથી કાઢી મૂકવામાં આવે છે. પુરોહિતની વાણીમાં, પગમાં, ચામડીમાં, હૃદયમાં અને એક બીજી જગાએ એમ પાંચ ક્રોધાગ્નિ હોય છે. આવો એસો એમ કહેવાથી, પાદ્યથી, વસ્ત્રથી અને અલંકારોથી, ધનથી અને રાજમહેલમાં એશઆરામમાં રહેવા દીધાથી આ અગ્નિ શાંત થાય છે (શતપથ બ્રાહ્મણ, ૩–૨–૪૦–૧). તેનું રાજ્ય બળવાન થાય છે અને બધા તેને તાબે રહે છે (૩–૨–૪૦–૨) [પૃષ્ઠ ૪૧૦–૧૧].

૯૮. "ક્ષત્રિયોને તાબે રાખવા માટે, અમે પોતે દેવો છીએ, એવું કહેતાં પણ આ બ્રાહ્મણો ભૂલ્યા નહિ. દેવો બેઃ એક જેને આપણે દેવ તરીકે ઓળખીએ છીએ તે, અને બીજા ભણેલા વિદ્વાન બ્રાહ્મણ–મનુષ્યદેવ. આહુતિથી દેવોને ખુશી કરવા જોઈએ, અને દક્ષિણા આપીને આ મનુષ્યદેવોને સંતોષવા જોઈએ. બન્ને દેવો તૃપ્ત થઈને પોતાના યજમાનને સુસ્થિતિમાં રાખે છે (શતપથ બ્રાહ્મણ–૨–૨–૨–૬) અને તેને સ્વર્ગે પહોંચાડે છે (શતપથ બ્રાહ્મણ–૪–૩–૪–૪) [પૃષ્ઠ ૪૧૨].

× ...ાણી છે.

૯૯. "પોતાની મહત્તા સાચવી રાખવા માટે બ્રાહ્મણોને આટલી બધી ખટપટ કરવી પડી અને યુક્તિઓ અજમાવવી પડી. તે પોતાની જાતને બરાબર જાણતા હતા. 'न वै ब्राह्मणो राज्यायालं' (શત૦ બ્રા૦ ૫-૧-૧-૧૨) બ્રાહ્મણો રાજ્ય કરવા માટે અયોગ્ય છે. ક્ષત્રિયો સિવાય આપણે શું કરી શકીએ? આપણું બળ બધું વાણીમાં છે. 'ब्राह्मणो मुखतो हि वीर्यं करोति मुखतो हि सृष्टः' (તાંડ્ય૦ બ્રા૦ ૬-૧-૬) 'बाहुवीर्यो राजन्यो बाहुभ्यो हि सृष्टः' (તાંડ્ય૦ બ્રા૦ ૬-૧-૭) ક્ષત્રિયોનું જોર તેમના હાથમાં છે, એટલે તેમની સાથે સલાહ સંપથી રહેવું જોઈએ. આથી તેઓ વારંવાર ક્ષત્રિયોનાં વખાણ કર્યા કરતા. 'एष वै प्रजापतेः प्रत्यक्षतमां यद्राजन्यस्तस्मादेकः सन्बहूनामीष्टे यद्वेव चतुरक्षरः प्रजापतिश्चतुरक्षरो राजन्यः' (શત૦ બ્રા૦ ૫-૧-૫-૧૪) રાજા સાક્ષાત પ્રજાપતિ છે; આથી તે એક હોવા છતાં અનેક ઉપર રાજ્ય ચલાવે છે. પ્રજાપતિના નામમાં ચાર અક્ષરો છે, રાજન્ય નામમાં પણ ચાર અક્ષરો છે. ઐન્દ્રાભિષેકથી રાજા સાક્ષાત ઇંદ્ર બને છે. 'क्षत्र वा इन्द्रः' (શત૦ બ્રા૦ ૪-૩-૩-૭). અભિષેક થયા પછી, આને સામ્રાજ્ય મળ્યું, સ્વરાજ્ય મળ્યું, વૈરાજ્ય મળ્યું; આ જાતે પરમેષ્ઠી બન્યો; ખરો ક્ષત્રિય બન્યો; સકળ વિશ્વનો અધિપતિ, પુરંદર, અસુરોને મારનાર, બ્રહ્મણ્ય-પ્રતિપાલક, ધર્મરક્ષક જન્મ્યો એવી બૂમો પાડતા. (ઐ૦ બ્રા૦ ૩૮-૧) [ ૫૪ ૪૧૨ ]

૧૦૦. "જ્યાં આવા પ્રકારનું પરસ્પરાવલંબિત્વ હોય, આવા પ્રકારની મૈત્રી હોય, માથું અને બાહુ, બુદ્ધિ અને શૌર્યની જોડી હોય ત્યાં બીજી જાતિઓનું શું ચાલે ? વૈશ્યને યજ્ઞયાગ કરવાનો અધિકાર હતો, છતાં પણ બ્રાહ્મણ અને ક્ષત્રિયોની સાથોસાથ ઉભા રહેવાની તેની મજાલ નહોતી. વૈશ્ય ૦ સાથળમાંથી ઉત્પન્ન થયો એમ પુરુષ-સૂક્તમાં કહેલું છે, (ઋ૦ સં૦ ૧૦-૯૦-૧૨), પણ તાંડ્ય બ્રાહ્મણમાં (૬-૧-૧૦) આ કરતાં પણ કમાલ કરવામાં આવી છે. વૈશ્ય પ્રજનન-

માંથી ઉત્પન્ન થયો એમ અહીં કહેવામાં આવ્યું છે. આ કારણથી જ તેની પાસે ઘણાં જનાવરો હોય છે. બ્રાહ્મણ અને ક્ષત્રિયોનું તે ભક્ષ્ય હતો. કારણ કે, બ્રાહ્મણ મુખમાંથી અને ક્ષત્રિય છાતી અને બાહુમાંથી જન્મ્યા તો વૈશ્ય તો તે કરતાં પણ નીચેના ભાગમાંથી જન્મ્યો. તેને ગમે તેટલું ખાવામાં આવે તોપણ તે ઓછો થાય નહિ. (ઐ૦ બ્રા૦ ૩૮-૧)

૧૦૧. "વૈશ્ય ગધેડો છે, હમેશ તે ભારથી લદાએલો છે. બ્રહ્મ અને ક્ષત્ર બન્ને વૈશ્ય ઉપર અવલંબેલા, તેમના સિવાય તેમને ચાલે નહિ. છતાં વૈશ્ય કાયમ દબાએલો (શત૦ બ્રા૦ ૧૧-૨-૩-૧૬). વૈશ્યને કબજે કેમ રાખવો એ કાયમનો પ્રયત્ન હતો. [પૃ૪ ૪૧૩]

૧૦૨. "જ્યાં વૈશ્યની આ દશા હોય, ત્યાં શૂદ્રનો ભાવ કોણ પૂછે? તેમની ઉત્પત્તિ પગમાથી, તેમના દેવતા પણ નહિ અને યજ્ઞ પણ નહિ. અગ્નિ અને બ્રાહ્મણ મુખમાથી, ઇંદ્ર અને ક્ષત્રિય છાતી અને હાથમાંથી, વૈશ્ય અને વિશ્વેદેવ પ્રજનનમાંથી ઉત્પન્ન થયા; પણ પગમાંથી ફક્ત શૂદ્ર જ, દેવતા નહિ. માટે શૂદ્રે બીજી જાતિઓના પગ ધોવાના (તાંડ્ય૦ બ્રા૦ ૬-૧-૧-૧૧). તેનો ખોરાક પાણી. જો ખોરાક તરીકે પાણી લઈશ તો તારી પ્રજા શૂદ્રની જેવી થશે એમ રાજાને ધમકાવવામાં આવતો. શૂદ્રે આમથી તેમ ધક્કા ખાવા, તેને ગમે તે ગમે ત્યારે ગળચી પકડીને બહાર કાઢે, મરજી પડે તો મારી નાખવામાં પણ આવે (ઐ૦ બ્રા૦ ૩૫-૩). તેનું દાન કરવામાં કે તેને વેચી નાખવામા કઈ બાધ નહિ. '**पद्यु ह वा एतच्छ्मशानं यच्छूद्रः। तस्माच्छूद्रसमीपे नाध्येतव्य**' (આપ૦ શ્રૌ૦). શૂદ્ર એ તો હાલતું ચાલતુ સ્મશાન; તે સાભળી શકે એટલુ નજીક અધ્યયન કરવું નહિ. જો તે જાણી જોઈને શ્રુતિનું શ્રવણ કરે તો લાખ કે કથીર ઓગાળીને તેના કાનમાં રેડવું. (કાત્યા૦ શ્રૌ૦ અને આપ૦ શ્રૌ૦)" [પૃ૪ ૪૧૪].

**વૈદિક વાઙ્મયનો સમય**

૧૦૩. ઋગ્વેદમાં ઈશુખ્રિસ્તના કાળ પહેલાં સાડા ચાર હજાર

વર્ષો પૂર્વેની ઋચાઓ હોવાનો સંભવ છે. પરંતુ તે સ્વતંત્ર નહિ હોય. સુમેરિયન ઋચાઓ સાથે તેનો સંબંધ હોવો જોઈએ. ડૉ. પ્રાણનાથ કહે છે કે, ઋગ્વેદની ઘણી ઋચાઓ સુમેરિયન ઋચાઓ ઉપરથી લીધેલી છે. તેમના આ કથનમાં ઘણો તથ્યાંશ હશે એમ લાગે છે. જે ઋચાઓમાં ઘોડાઓનો ઉલ્લેખ આવે છે તેનો કાળ ઇસ્વીસન પૂર્વે અઢારમા કે ઓગણીસમા સૈકાથી દૂર હોઈ શકે નહિ. તેમાં કેટલી એલામમાં રચવામાં આવી અને કેટલી સપ્તસિંધુમાં રચવામાં આવી તે નક્કી કરવું મુશ્કેલ છે. છતાં બાબિલોનિયન સાહિત્યની મદદથી વૈદિક ઋચાઓનો થોડો ઘણો ઇતિહાસ મેળવી શકાય એવું છે.

૧૦૪. યજુર્વેદ અને અથર્વવેદ તો સપ્તસિંધુના પ્રદેશમાં રચાયા એમાં શંકા નથી. તેનો કાળ ઇસવી સન પૂર્વે ચૌદમા સૈકાથી નવમા સૈકા સુધીનો હોવો જોઈએ. અથર્વવેદમાં આવતું પરિક્ષિતના સુસંપન્ન રાજ્યનું વર્ણન અગાઉ આવી ગયું છે. એટલે આ શ્લોકો પરિક્ષિત રાજા ગાદીએ બેઠા પછી બનાવવામાં આવ્યા એ સિદ્ધ થાય છે. પરિક્ષિત રાજાના કાળની ઘણી ચર્ચા કર્યા પછી વૈદિક વાઙ્મયને અનુસરીને હેમચંદ્ર રાયચૌધરીએ એવો સિદ્ધાંત તારવી કાઢયો છે કે, તે રાજાનો સમય ઇસવી સન પૂર્વે નવમા સૈકાથી વધારે દૂરનો હોઇ શકે નહિ.* એટલે કે, પરિક્ષિતના સમયમાં અથર્વવેદની રચના પૂરી થઈ હશે. તે અગાઉ એક બે સૈકા પૂર્વે યજુર્વેદ અને સામવેદ તૈયાર થયા હશે.

૧૦૫. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદોનો કાળ બુદ્ધની અગાઉનો માનવામાં આવે છે. પરંતુ આ સમજ બીલકુલ ભૂલભરેલી છે. ગુણાખ્ય શાંખ્યાયન બુદ્ધનો સમકાલીન હતો. એવું હેમચંદ્ર રાયચૌધરીનું માનવું છે. તેના ગુરુનો ગુરુ ઉદ્દાલક આરુણી વિદેહના જનક રાજાનો સમકાલીન હતો. એટલે જનક રાજા બુદ્ધ પહેલાં બે પેઢી ઉપર થઈ ગયો હોવો જોઇએ એમ સિદ્ધ થાય છે. અને શત-

* Political History of Ancient India, p. 16-17.

પથ બ્રાહ્મણ અને બૃહદારણ્યકોપનિષદમાં જે ગુરુપરંપરા બતાવવામાં આવી છે તેમાં સંજીવીપુત્ર ઋષિ ઉદ્દાલકથી પાચમી પેઢીએ ગણાવવામાં આવે છે. એ ઉપરથી બુદ્ધ પછી ત્રણ પેઢીએ શતપથ બ્રાહ્મણ અને બૃહદારણ્યક ઉપનિષદની રચના થઈ એમ સિદ્ધ થાય છે.

૧૦૬. ઐતરેય આરણ્યકમાં આને એક બીજો ટેકો મળે છે—

तदुक्तमृषिणा—

प्रजा ह तिस्रो अत्यायमीयुर्न्यन्यामर्कमभितो विविश्रे ।
बृहद्ध तस्थौ भुवनेष्वन्तः पवमानो हरित 'ा विवेशेति ॥

( ઋ૦ ૮-૧૦૧-૧૪. )

ઋગ્વેદની આ ઋચાનો અર્થ ઐતરેય આરણ્યકમાં ( આરણ્યક ૨, અધ્યાય ૧ ) આ પ્રમાણે કરવામાં આવ્યો છે '**प्रजा ह तिस्रो अत्यायमीयुरिति या वै ता इमाः प्रजास्तिस्रो अत्यायमायंस्तानीमानि वयांसि वङ्गावगधाश्चेरपादाः ।**' આનો અર્થ સાયણાચાર્યે એવો કર્યો છે કે, 'ત્રણ પ્રજા શ્રદ્ધારહિત બની ( વૈદિક કર્મો ઉપરથી તેમની શ્રદ્ધા ઉડી ગઈ ) તે તેમનાં ત્રણ શરીરો. **वयांसि** એટલે કાગડા વગેરે પક્ષીઓ; **वङ्गा** એટલે જંગલનું વૃક્ષ, અને **अवगधा** એટલે ચોખા, જવ વગેરે **चेरपादा=च+इरपादा इरपादा** એટલે દરમાં રહેનાર સર્પ વગેરે આ બધા વૈદિક કર્મો ન કરવાથી નરક અનુભવે છે.'' આ અર્થ વિચિત્ર છે એટલુંજ નહિ પણ હાસ્યાસ્પદ છે કોઈ પણ કારણે સાયણાચાર્યના હાથમાં આ આરણ્યકની સદોષ પ્રત આવી, કે પછી આ વાક્ય તેઓ બરાબર વાચી શક્યા નહિ આમાં '**वङ्गा मगधाश्चेरपादाः**' એવો મૂળ પાઠ હોવો જોઈએ. અહીં અંગ દેશને માટે **वंग** શબ્દ વપરાયો છે, અથવા તો મગધની પૂર્વે આવેલા બધા જ પ્રદેશને **वंग** ગણવામાં આવ્યો છે. ત્યાર પછી મગધ આવે છે, અને પછી ચેરપાદ એટલે વજ્જીઓનો દેશ આવે છે. **वज्जी** શબ્દ **वृजिन** ( ફરનાર ) શબ્દમાંથી બનેલો છે. **चेर**

કે ચેલ ધાતુ પણ ગત્યર્થક છે. આથી ચેરપાદાઃ એટલે ઘૃજિનઃ એવો અર્થ સિદ્ધ થાય છે. ચને જુદો પાડીને इरपादाः અથવા ईरपादाः એવો પદચ્છેદ કરીએ તોપણ એજ અર્થ નીકળે છે. છતાં ચેરપાદાઃ પાઠ જ યોગ્ય જણાય છે.

૧૦૭ ઋગ્વેદની ઋચામાં જે ત્રણ પ્રજાઓ ગણવામાં આવી છે તે કઈ એ કહી શકાતું નથી. જો ઐતરેય આરણ્યકની ટીકાને સાચી ગણીએ તો આ વૈદિક ઋચા બુદ્ધ પછી ત્રીજી કે ચોથી પેઢીએ રચવામાં આવી, અને તે પ્રક્ષિપ્ત હોવી જોઈએ એમ માનવું પડે. માત્ર આ આરણ્યકના સમય માટે શંકાને સ્થાન રહેતું નથી. બુદ્ધના સમયમાં મગધમાં મોટા મોટા યજ્ઞો થતા હતા. એનું ઉદાહરણ દીઘનિકાયના કૂટદંત સુત્તમાં આવે છે. કૂટદંત બ્રાહ્મણે મોટો યજ્ઞ આરંભ્યો હતો. ગાયો, બળદ વગેરે મેંઢો પ્રાણીઓ યજ્ઞમાં બલિદાન આપવા માટે યૂપોની સાથે બાંધવામાં આવ્યા હતાં. ત્યાર પછી બુદ્ધની કીર્તિ સાંભળીને તે બુદ્ધ પાસે આવે છે. તેની વિનતિ ઉપરથી, 'પ્રાચીન કાળમાં મહાવિજિત રાજાએ નિરામિષ યજ્ઞ કેમ કર્યો, અને તેથી તેના રાજ્યની પ્રજા કેમ સુખી થઈ' એ કથા બુદ્ધ તેને કહે છે. બુદ્ધનો ધર્મોપદેશ સાંભળીને બ્રાહ્મણ બુદ્ધનો ઉપાસક બને છે, અને બલિદાન માટે લાવવામાં આવેલાં પ્રાણીઓને જીવદાન આપે છે. આ ઉપરથી એવું જણાય છે કે, બુદ્ધના સમયમાં મગધમાં યજ્ઞો થતા હતા, અને બુદ્ધના ધર્મોપદેશને લીધે તે બંધ થયા. આ ઉપરથી ઐતરેય આરણ્યક અને તે સમયનું બીજું વૈદિક વાઙ્મય બુદ્ધ પછી ત્રણ ચાર પેઢીએ રચાયું એ બાબતમાં શંકાને સ્થાન રહેતું નથી.

૧૦૮. અહીં વૈદિક વાઙ્મયમાં ચાર વેદ, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદો ગણવાનાં છે. હાલમાં પુરાણોને પણ વૈદિક સાહિત્યમાં ગણવામાં આવે છે, પણ તેમને એમ ગણવું યોગ્ય નથી. તે એક જુદું જ વાઙ્મય છે, અને તેનો વિચાર આ પુસ્તકના ત્રીજા વિભાગમાં કરવામાં આવશે.

# અહિંસા ધર્મનું મૂળ

૧. ઘોર આંગિરસે કૃષ્ણને આત્મયજ્ઞ શીખવ્યો. તે યજ્ઞની દક્ષિણા તરીકે તપશ્ચર્યા, દાન, ઋજુભાવ, અહિંસા અને સત્ય વચન હતાં.+ નેમિનાથ નામના તીર્થંકર કૃષ્ણના ગુરુ હતા એમ જૈન ગ્રંથકારો કહે છે. ત્યારે આ નેમિનાથ અને ઘોર આંગિરસ એ બન્ને એક જ વ્યક્તિ હશે?

૨. જૈનગ્રંથોમાં બીજો એક ઉતારો આ જાતનો મળે છે— **भरहेरवएसुं णं वासेसु पुरिमपच्छिमवज्जा मज्झिमगा बावीस अरहंता चाउज्जामं धम्मं पण्णवेंति। तं जथा-सव्वातो पाणातिवायाओ वेरमणं, एवं मुसावायाओ वेरमणं, सव्वातो अदिन्नादाणाओ वेरमणं, सव्वातो बहिद्धादाणाओ वेरमणं॥ स्थानांग सूत्र,** क्रमांक २६६. [ભરત અને ઐરવત પ્રદેશોમાં પહેલો અને છેલ્લો એ તીર્થંકરો બાદ કરતાં બાકીના બાવીશ તીર્થંકરો જે ચાતુર્યામ ધર્મનો ઉપદેશ કરે છે તે આ છેઃ સર્વ પ્રાણઘાતમાંથી વિરતિ; આ રીતે અસત્યમાંથી વિરતિ, બધાં અદત્તાદાનમાંથી વિરતિ (ચોરીથી વિરતિ), બધા બહિર્ધા આદાનમાંથી (પરિગ્રહમાંથી) વિરતિ.] આ માત્ર દંતકથા હોઈ શકે ખરી. પરંતુ છાંદોગ્ય ઉપનિષદમાં આવતો ઘોર આંગિરસનો ઉપદેશ અને આ પરંપરાગત ચાલી આવેલી જૈનોની હકીકત, બન્નેને જો એક કરીને જોવામાં આવે તો એવો સાર નીકળે છે કે, કૃષ્ણના વખતમાં તો અહિંસા એટલે શું એ ઉત્તર હિંદુસ્તાનના લોકોને ખબર હતી.

---

+ લિ. ૧, ૭૮ જુઓ.

૩. ઋષભદેવથી નેમિનાથ સુધી બાવીશ તીર્થંકરો થાય છે. જૈનગ્રંથોમાં તેમનાં ચરિત્રો વિસ્તારથી આપવામાં આવ્યાં છે; પણ એ બધાં દંતકથા જેવાં લાગે છે. દાખલા તરીકે, ઋષભદેવની ઉંચાઈ પાચસો ધનુષ્ય જેટલી હતી, ઉમર ચોમાશ લાખ વરસની હતી, તેના સાધુ શિષ્યો ૮૪ હજાર હતા, અને સાધ્વી શિષ્યો ત્રણ લાખ હતી, શ્રાવક શિષ્યો ત્રણ લાખ પાંચ હજાર અને શ્રાવિકા શિષ્યો પાંચ લાખ ચોપન હજાર હતી. આ ઉંચાઈ ઘટતાં ઘટતાં બાવીશમા તીર્થંકર ( નેમિનાથ )ની ઉચાઈ દસ ધનુષ્ય ઉપર આવી. તેની ઉમર એક હજાર વર્ષની હતી, સાધુ શિષ્યો અઢાર હજાર, સાધ્વી શિષ્યો ચાળીશ હજાર, શ્રાવક એક લાખ ઓગણસીત્તેર હજાર અને શ્રાવિકા ત્રણ લાખ ત્રીશ હજાર હતી * આ આંકડાઓ જોવાથી જ આ હકીકતો દંતકથા માત્ર જ છે એમ કહી શકાય છે. પોતાની પરંપરા બહુ જૂના કાળની છે એમ બતાવવા માટે જ આ દંતકથાઓ જૈન સાધુઓએ રચી હશે.

૪. તીર્થંકરોની ઉમર અને તેમની ઉંચાઈની હકીકત બાજુએ રાખીએ તોપણ, તેમની પાસે નાના કે મોટા સંઘો હોવાનુ સંભવનીય લાગતુ નથી જો એવા સઘ હોત તો પરિક્ષિતના કાળથી બુદ્ધના સમય સુધીમા કુરુદેશમાંથી તેમનો સંપૂર્ણ લોપ થઈ શકત નહિ. આ જ કારણથી આ કથાઓને ઐતિહાસિક ગણી શકાય એમ નથી. નેમિનાથ કે તેના જેવા બીજા તપસ્વી તપના રૂપે અહિંસાનું આચરણ કરતા હોય, અને ભક્તિભાવે જે કોઈ તેમની પાસે આવે તેમને આવો ઉપદેશ આપતા હોય, એ સંભવિત છે.

૫. બુદ્ધે બોધિસત્ત્વાવસ્થામાં ચાર પ્રકારના તપનું આચરણ કર્યું એવી હકીકત મજ્ઝિમનિકાયના (બારમા) સીહનાદસુત્તમા આવે છે. તપસ્વિતા, રૂક્ષતા, જુગુપ્સા અને પ્રવિવિક્તતા આ ચાર પ્રકાર હતા. નગ્ન રહેવુ, ખોળામાં જ ભિક્ષા લઈને ખાવું, વાળ ખેંચી કાઢવા,

* श्रीकाल्लोकप्रकाश, सर्ग ३२.

કાટાની શય્યા ઉપર સૂવુ વગેરે રીતે દેહદંડન કરવુ તેને તપસ્વિતા કહેતા રૂક્ષતા એટલે, અનેક વર્ષોની ધૂળ શરીર ઉપર રહેવા દેવી અને કોઈને દૂર તે કાઢવા ન દેવી. તની અતિશયોક્તિના દાખલા પુરાણોમા પણ મળે છે ઋષિઓના શરીર ઉપર રાફડા જામી જતા, અને તેની આંખો જ માત્ર બહારથી જણાતી, એવાં વર્ણનો પુરાણમા કેટલીક જગાએ આવ્યા છે. જુગુપ્સા એટલે પાણીના ટીપા ઉપર પણ દયા કરવી અર્થાત્ જુગુપ્સા એટલે હિંસા પ્રત્યે તિરસ્કાર પ્રવિવિક્તતા એટલે એકલા રહેવુ

૬ આ ઉપરથી એવુ જણાય છે કે, અહિંસા કે દયા એ તપાચરણનો એક પ્રકાર હતો, અને બુદ્ધના સમય પહેલાં એક બે સૈકાઓથી એવુ તપ કરનારા અસ્તિત્વમા હતા. કૃષ્ણનો ગુરુ ઘોર આંગિરસ—કે જૈનોના મત પ્રમાણે નેમિનાથ—એ આવા તપસ્વીઓ પૈકી એક હોવાનો સભવ છે પરતુ તેઓની પાસે સંઘો નહોતા, અને સંઘટિત રૂપે અહિંસાનો પ્રચાર કરવાનો તેઓ પ્રયત્ન કરતા નહોતા આથી કુરુ દેશમા યજ્ઞયાગનુ મહત્ત્વ વધી પડ્યુ અને અહિંસાનું વાતાવરણ નાશ પામ્યુ

૭ જૈનોનો ત્રેવીશમો તીર્થંકર પાર્શ્વ ઐતિહાસિક છે એવુ લગભગ મોટા ભાગના પાશ્ચાત્ય પંડિતોનુ માનવુ છે. તેના ચરિત્રમા પણ દંતકથાઓ તો છે જ, પરતુ તેની પહેલાના તીર્થંકરોના ચરિત્રમા છે તેના કરતા ઘણી ઓછી છે પાર્શ્વનુ શરીર નવ હાથ ઉચુ હતું, ઉમર સો વરસની હતી, સાધુ શિષ્ય સોળ હજાર, સાધ્વી શિષ્ય આડત્રીશ હજાર, શ્રાવક એક લાખ ચોસઠ હજાર અને શ્રાવિકા ત્રણ લાખ ઓગણચાળીશ હજાર હતા. આ બધામા મુખ્ય ઐતિહાસિક હકીકત એ ગણાય છે કે ચોવીશમા વર્ધમાન તીર્થંકરના જન્મ પહેલા એકસો અડચોતેર વરસે પાર્શ્વ તીર્થંકરનુ પરિનિર્વાણ થયું.

૮. વર્ધમાન કે મહાવીર તીર્થંકર બુદ્ધનો સમકાલીન હતો એ સુવિદિત છે. વર્ધમાનના જન્મ પછી ઓછામાં ઓછા પંદર વરસે બુદ્ધનો જન્મ થયો હશે. આ રીતે બુદ્ધનો જન્મ અને પાર્શ્વ તીર્થંકરનું પરિનિર્વાણ બે વચ્ચે એકસો ત્રાણું વરસનો તફાવત પડે છે. પાર્શ્વ તીર્થંકર મૃત્યુ અગાઉ ઓછામાં ઓછા ૫૦ વરસનો ઉપદેશ કરતો હશે. એટલે બુદ્ધના જન્મ પહેલાં આશરે બસો ત્રેતાળીશ વર્ષે પાર્શ્વમુનિએ ઉપદેશ આપવાની શરૂઆત કરી હશે. નિર્ગ્રંથ શ્રમણોના સંઘની સ્થાપના પણ પ્રથમ તેણે જ શરૂ કરી હશે.

૯ પરિક્ષિત રાજાનો સમય બુદ્ધ પહેલાં ત્રણ સૈકાથી વધારે આવી શકતો નથી, એ અગાઉ બતાવી દીધું છે.* પરિક્ષિત પછી જનમેજય થયો, અને તેણે કુરુ દેશમાં મહાયજ્ઞ કરીને વૈદિક ધર્મનો ઝુંડો ફરકાવ્યો. તે જ સમયે કાશી દેશમાં પાર્શ્વ એક નવીન સંસ્કૃતિનો પાયો નાખતો હતો. જૈન ગ્રંથ પ્રમાણે વારાણસી નગરીમાં અશ્વસેન રાજાની વામા નામની રાણીના પેટે પાર્શ્વનો જન્મ થયો+ તે સમયે રાજા એટલે એક અધિકારી જમીનદાર હતો એટલે આવા એક રાજાને આ પુત્ર થયો હશે. પાર્શ્વની નવીન સંસ્કૃતિ કાશી રાજ્યમાં ટકી રહી હશે કારણ કે પોતાના પ્રથમ શિષ્યો શોધવા માટે બુદ્ધને પણ વારાણસી આવવું પડ્યું હતું.

૧૦ પાર્શ્વનો ધર્મ સાવ સાદો હતો. હિંસા, અસત્ય, સ્તેય અને પરિગ્રહનો ત્યાગ કરવાનો તે ઉપદેશ કરતો.× આટલા પ્રાચીન કાળમાં અહિંસાને આવું સુસંબદ્ધ સ્વરૂપ આપ્યાનો આ પ્રથમ દાખલો છે

* વિ૰ ૧, ૧૦૪ જુઓ
+ થી કાલ્લોકપ્રકાશ, સર્ગ ૩૨–૮૮૭–૮૮૮.
× પાર્શ્વના ઉપદેશને ચાતુર્યામસંવરવાદ કહેતા.
વિ૰ ૨-૨ અને ૨૮ જુઓ.

૧૧. સિનાઈ પર્વત ઉપર મોઝેસને ઈશ્વરે જે દસ આજ્ઞાઓ (Ten Commandments) આપી, તેમાં હત્યા કરીશ નહિ એવી આજ્ઞાનો પણ સમાવેશ છે. પરંતુ આ આજ્ઞાઓનો સ્વીકાર કરીને મોઝેસ અને તેના અનુયાયીઓએ પેલેસ્ટાઈનમાં પ્રવેશ કર્યો અને ત્યાં રક્તની નદીઓ વહેવરાવી. કેટલાએ લોકોની કતલ કરી અને કેટલીએ તરુણ સ્ત્રીઓને પકડીને પોતાના લોકોમાં વહેંચી દીધી. આ કૃત્યોને જો અહિંસા કહી શકાય તો પછી હિંસા કોને કહેવી? મતલબ કે, પાર્શ્વની પહેલાં ખરેખરી અહિંસાથી ભરેલો એવો કોઈ પણ ધર્મ કે તત્ત્વજ્ઞાન જગતમાં નહોતાં એમ માનવું પડે છે.

૧૨. બીજી એક વાત પાર્શ્વ મુનિએ કરી તે એ કે, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ આ ત્રણ નિયમોની સાથે અહિંસાનો મેળ બેસાર્યો. પૂર્વે અરણ્યમાં રહેનારા ઋષિમુનિઓના આચરણમાં જ અહિંસા હતી, તેને વ્યવહારમાં સ્થાન નહોતું. તેને બદલે હવે આ ત્રણ નિયમોની સહાયથી તે સામાજીક બની; વ્યવહારૂ બની.

૧૩. ત્રીજી વાત, પાર્શ્વમુનિએ પોતાના નવા ધર્મના પ્રસાર માટે સંઘ બનાવ્યો. બૌદ્ધ સાહિત્ય ઉપરથી એમ જણાય છે કે, બુદ્ધના કાળમાં જે સંઘો અસ્તિત્વમાં હતા, તેમાં જૈન સાધુ તથા સાધ્વીઓનો સંઘ સૌથી મોટો હતો.

૧૪. પાર્શ્વની પહેલાં બ્રાહ્મણોના મોટા મોટા સમુદાયો તો હતા જ; પણ તે બધા યજ્ઞયાગના પ્રચાર માટે. યજ્ઞયાગ પ્રત્યે ઘૃણા પેદા થવાથી જેઓ જંગલમાં જઈને તપશ્ચર્યા કરતા હતા તેઓના પણ સંઘ હતા. તપશ્ચર્યાના એક અંગ તરીકે તેઓ અહિંસાનું પાલન કરતા હતા; પરંતુ તેઓ સામાન્ય જનતાને અહિંસાનો ઉપદેશ કરતા નહિ તેઓ ભાગ્યે જ લોકોમાં ભળતા.

૧૫. બુદ્ધના સમય પહેલાં જે ચાર પ્રકારના શ્રમણબ્રાહ્મણો અસ્તિત્વમાં હતા તેમનું ઉદાહરણ સહિતનું વર્ણન નિવાપ-સુત્તમાં

મળે છે તેનો સાર આ જાતનો છે – "જ્યારે બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમા અનાથ પિંડિકના આરામમા રહેતા હતા ત્યારે ભિક્ષુઓને ઉદ્દેશીને બોલ્યા, 'હે ભિક્ષુઓ, ચારાની જગાની આજુબાજુ વાડ બાધનારો મનુષ્ય મૃગોના કલ્યાણ માટે તેમ કરતો નથી આ વાડની અંદરનું ખડ ખાઈને મૃગો પ્રમત્ત થાય અને પોતાના તાબામા રહે, એ તેનો ઉદ્દેશ હોય છે.'

૧૬. "આવી એક વાડ કરેલી જગામા એક ટોળામાંના મૃગ આવીને ખૂબ ખડ ખાઇને પ્રમત્ત થયા અને વાડાના માલિકના પાશમા સપડાયા આ જોઈને બીજા ટોળામાના મૃગોએ વિચાર્યું, કે આ વાડામા પ્રવેશ કરવામા સર્વથા અનિષ્ટ છે. તેમણે તે વાડો છોડી દીધો અને ઉજ્જડ અરણ્યમાં પ્રવેશ કર્યો. પરંતુ ઉનાળો શરૂ થયા પછી ત્યા ચારોપાણી ન મળવાથી તેમના શરીર નિર્બળ થયા ઉદરપીડાથી ત્રાસીને આ મૃગોએ તે વાડ બાંધેલા વાડામા પ્રવેશ કર્યો, અને પ્રમત્ત થઈ વાડાના માલિકના પાશમા સપડાયા. ત્રીજા ટોળામાના મૃગોએ આ બન્ને માર્ગોનો ત્યાગ કરીને પાસેના જ જંગલનો આશરો લીધો, અને બહુ સાવધાનીથી તે વાડામાનું ખડ ખાવા લાગ્યા. ઘણા કાળ સુધી તેઓ વાડાના માલિકના પાશમાં સપડાયા નહિ પણ જ્યારે તેમના આશ્રયસ્થાનની માલિકને ખબર પડી ત્યારે તેમની આસપાસ પણ જાળ પ્રસારીને પોતાને હસ્તગત કર્યા. આ જોઈ ચોથા ટોળાના મૃગોએ વાડાથી દૂર જઈને ગહન અરણ્યમા વસવાટ કર્યો, અને બહુ સાવધાનીથી વાડામાંનું ખડ ખાવા લાગ્યા વાડાના માલિકને તેમના આશ્રયસ્થાનની માહિતી મળી નહિ.

૧૭ "આ રૂપક છે. વાડો એટલે ઉપભોગ્ય વસ્તુ વાડાનો માલિક તે માર. પ્રથમ ટોળામાના મૃગ એ ઉપભોગ્ય વસ્તુઓનો પૂરેપૂરો ઉપભોગ કરનારા શ્રમણબ્રાહ્મણો. ઉપભોગ્ય વસ્તુના ભયથી તેમનો ત્યાગ કરીને જેઓ અરણ્યમાં જઈ વસ્યા તે શ્રમણબ્રાહ્મણો

બીજા ટોળામાંના મૃગ જેવા છે. તેઓ કેટલોક કાળ ઘાસ, ગોમય, ફળમૂળ-વગેરે ખાઈને અરણ્યમાં રહ્યા. પણ તેમનાં શરીર દુર્બળ થયાં; વિચાર કરવાનું સામર્થ્ય તેમનામાં રહ્યું નહિ; અને તેઓ તે જ વાડામાં પ્રવેશ્યા. ત્રીજા પ્રકારના શ્રમણબ્રાહ્મણોએ આ રીતે જંગલનો આશરો ન લીધો. તેઓ ઉપભોગ્ય વસ્તુઓનો ખૂબ સાવધાનીથી ઉપભોગ કરવા લાગ્યા. પરંતુ તેઓ એવા વાદમાં પડ્યા કે, આ જગત શાશ્વત છે, આ જગત શાશ્વત નથી; આ જગતનો અંત થશે, આ જગતનો અંત થવાનો નથી; જીવ અને શરીર એક છે, જીવ અને શરીર ભિન્ન છે; તથાગત મરણ પછી જીવે છે, તથાગત મરણ પછી જીવતો નથી; વગેરે. આવા પ્રકારના વાદને પરિણામે આ ત્રીજા પ્રકારના શ્રમણબ્રાહ્મણો પણ ત્રીજા ટોળાના મૃગો પ્રમાણે મારપાશમાં સપડાયા. ચોથા પ્રકારના શ્રમણબ્રાહ્મણોએ આ બધી જ બાબતોનો ત્યાગ કરવાથી ચોથા ટોળાના મૃગો પ્રમાણે તેઓ મારપાશમાં સપડાયા નહિ."

૧૮. આ સુત્તમાં બતાવેલા પહેલા પ્રકારના શ્રમણબ્રાહ્મણો, વૈદિક યજ્ઞયાગ વગેરે કાર્યો કરીને માંસાહાર અને સોમપાન કરનારા બ્રાહ્મણો અને યતિઓ હોવા જોઈએ. આવી મોજમજાથી કંટાળીને અને તેનાથી ડરીને જેઓએ અરણ્યવાસ સ્વીકાર્યો તે તપસ્વીઓ બીજા પ્રકારના શ્રમણબ્રાહ્મણો હોવા જોઈએ. જ્યાં સુધી જંગલમાં ખાવા પીવાનું મળતું ત્યાં સુધી તેમનું ઠીક ચાલતું. પણ જ્યારે ફળમૂળ ખૂટી પડે ત્યારે તેઓ ફરી ગામમાં આવતા અને મોજ-મજામાં પડતા. પુરાણોમાં પરાશર વગેરેના આવા દાખલાઓ આવેલા છે. ત્રીજા પ્રકારના શ્રમણબ્રાહ્મણ તે બુદ્ધના સમયમાં જુદા જુદા સંઘમાં રહેનારા સંન્યાસીઓ હતા. તેઓ બ્રહ્મચર્યાદિ નિયમોનું પૂર્ણ રીતે પાલન કરતા, અને ઉપભોગ્ય વસ્તુઓનો મિત પ્રમાણમાં ઉપભોગ લેતા. પરંતુ આત્મા છે કે નથી, જગત શાશ્વત છે કે

અશાશ્વત છે વગેરે વાદના ઝઘડામાં પડતા, અને તેથી તેઓ મારના પાશમા સપડાતા. ચોથા પ્રકારના શ્રમણબ્રાહ્મણો તે બુદ્ધના શિષ્યો. તેઓ આત્મવાદમાં પડતા નહિ, અને તેથી તેઓ મારના પાશમાં સપડાતા નહિ.

૧૯ બુદ્ધના સમયના શ્રમણોનું વર્ણન આગળ ઉપર આવવાનું છે.× અહીં માત્ર એટલું જ બતાવવાનું છે કે, બુદ્ધની પહેલા યજ્ઞયાગનો ધર્મ પાળનારા બ્રાહ્મણો હતા, અને તે પછી યજ્ઞયાગથી કંટાળીને અરણ્યનો આશ્રય કરનારા તપસ્વીઓ પણ હતા. બુદ્ધના સમયમા આવા બ્રાહ્મણ તેમ જ તપસ્વીઓ નહોતા એમ નહિ. પરંતુ આ બન્ને પંથેનો દોષ જોઈ શકનારા ત્રીજા પ્રકારના સંન્યાસીઓ પણ હતા, અને તે લોકોમાં પાર્શ્વ મુનિના શિષ્યોને મુખ્યત્વે ગણાવવા જોઈએ.

૨૦. કપિલ મુનિનો જન્મ બુદ્ધ પહેલા એક બે સૈકાઓ પૂર્વે થયો હોવો જોઈએ. કારણકે શાકયોની રાજધાનીનુ નામ તે મુનિના નામ ઉપરથી પડેલુ છે.

एतत्पवित्रमग्र्यं मुनिरासुरयेऽनुकंपया प्रददौ ।
आसुरिरपि पंचशिखाय तेन च बहुधा कृतं तंत्रम् ॥

(આ પવિત્ર અને ઉત્તમ શાસ્ત્રો કપિલ મુનિએ અનુકંપા કરીને આસુરીને આપ્યુ, અને આસુરીએ પંચશિખને આપ્યુ; અને તેણે તેનો પ્રચાર કર્યો ) સાખ્ય કારિકાના અંતમા આવતી આ આર્યામાં આખ્યાચાર્યોની પરંપરા દર્શાવવામા આવી છે. તે ઉપરથી એમ જણાય છે કે, કપિલ મુનિનો શિષ્ય આસુરિ અને આસુરિનો શિષ્ય પંચશિખ હતો

૨૧. શાંતિપર્વના બસો ચોવીસમા અધ્યાયમા* પંચશિખ

× વિ૦ ૨, ૨૩-૩૫ જુઓ

* કુંભકોણ સંસ્કરણ, ઔંધ સંસ્કરણ અધ્યાય ૩૧૯-૩૨૦.

ભિક્ષુનો અને જનક રાજાનો સંવાદ આવે છે. ત્રણુસો પચીશમા અધ્યાયમાં જનક કહે છે કે, "**भिक्षोः पंचशिखस्याहं शिष्यः परमसंमतः**" (પંચશિખ ભિક્ષુનો હું પરમસંમત શિષ્ય છું). મહાભારતની આ હકીકત જો સાચી હોય તો કપિલ મુનિ જનકની પહેલાં બે પેઢીએ થયો હોવો જોઈએ; અને તેનો સમય બુદ્ધની અગાઉ બે સૈકાઓનો ઠરે છે. સાંખ્યનો વિકાસ જનકના સમયમાં થયો એમ જો માનીએ તો બુદ્ધના સમયમાં જે શ્રમણસંઘો અસ્તિત્વમાં હતા તેમના ઉપર સાંખ્યની ઝાઝી અસર થઈ નહીં એમ માનવું પડે. અથવા તો એમ ગણવું પડે, કે સાંખ્યનું તત્ત્વજ્ઞાન કંઈક અંશે પકુધ (કકુધ) કાત્યાયનના તત્ત્વજ્ઞાન જેવું જ હશે, અને તેનો વિકાસ થતાં થતાં આજે ઈશ્વર કૃષ્ણની જે સાંખ્ય કારિકાઓ અસ્તિત્વમાં છે તે રચાઈ હશે. તે ગમે તે હો, પણ એટલું નિશ્ચય પૂર્વક કહી શકાય કે, બુદ્ધના સમયમાં ઘણા શ્રમણબ્રાહ્મણોએ સાંખ્ય જેવા આત્મવાદમાં પ્રવેશ કર્યો હતો.

૨૨. હાલમાં એમ માની લેવામાં આવે છે કે, બૌદ્ધ ધર્મ સાંખ્ય તત્ત્વજ્ઞાનમાંથી ઉત્પન્ન થયો. પણ આ હકીકતને પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં બીલકુલ ટેકો મળતો નથી. બુદ્ધચરિત કાવ્યમાં આલાર કાલામ અને ઉદ્દક રામપુત્રને સાંખ્યના પ્રવર્તક બનાવવામાં આવ્યા છે. તેમના ઉપર સાંખ્યની અસર કેટલા પ્રમાણમાં થઈ હશે એ કહેવું મુશ્કેલ છે. કારણકે સુત્તપિટકમાં તેમની જે હકીકત આપવામાં આવી છે, તેમાં તેમના તત્ત્વજ્ઞાનનો અને સાંખ્યના તત્ત્વજ્ઞાનનો ઝાઝો નિકટ સંબંધ જોઈ શકાતો નથી. સાંખ્ય તત્ત્વજ્ઞાન બીજરૂપે બુદ્ધના સમયમાં અસ્તિત્વમાં હતું એ તો ચોક્કસ. પણ તેની અસર બુદ્ધ ઉપર જો કંઈ થઈ હોય તો તે એટલી જ કે, સાંખ્યે આત્માનું જે વર્ણન કર્યું છે તેનું અસ્તિત્વ બુદ્ધ બીલકુલ જોઈ શક્યો નહિ. એટલું જ નહિ, પણ આવા આત્માનું અસ્તિત્વ છે એ માનવું નુકસાનકારક છે એવો તેનો દૃઢ અભિપ્રાય

બંધાયો. પાર્શ્વનાથના ચાર યામ સાથે પણ સાંખ્યનો સંબંધ નથી. આ જ યામમાંથી અહિંસાધર્મ ઉત્પન્ન થયો.

## બુદ્ધના સમયની શ્રમણસંસ્થા

૨૩. બુદ્ધના સમયમાં બાસઠ શ્રમણપંથો અસ્તિત્વ ધરાવતા હતા, એમ બ્રહ્મજાલસુત્ત -ઉપરથી તેમ જ સુત્તનિપાતમાં આવેલ 'यानि च तीणि यानि च सट्ठि'× વાક્ય ઉપરથી જાણી શકાય છે. આ વાક્યમાં ત્રેસઠ શ્રમણપંથો હતા એમ છે.- કારણકે બૌદ્ધ પંથની પણ આમાં ગણના કરેલી છે. બ્રહ્મજાલસુત્તમાં આ બાસઠ મતોનું વિસ્તારથી વર્ણન કરવાનો પ્રયત્ન કરેલો છે. પરંતુ આ વર્ણન કાલ્પનિક હોવાની જબરી શંકા આવે છે. જ્યારે આ સુત્ત લખાયું ત્યારે, બુદ્ધના સમયમાં બાસઠ પંથોનું અસ્તિત્વ હતું, એવી માન્યતા હતી. પરંતુ તેમના આચાર વિચારની માહિતી આ સુત્તકારને નહોતી. જૂદા જૂદા પંથોનો ભેદ કરીને જેમ તેમ કરીને બાસઠ સંખ્યા પૂરી કરવાનો સુત્તકારનો પ્રયત્ન જણાય છે. બુદ્ધના સમયમાં જે પંથો હતા તે બધા જ બહુ મહત્ત્વના હતા એમ જણાતું નથી. વળી, નાના નાના પંથો મોટા સંપ્રદાયમાં ભળી ગયા હશે, અને જે બાકીના પરચુરણ હશે તેમના આચાર વિચાર મહત્ત્વના નહિ હોય. બ્રહ્મજાલ સુત્ત સિવાય બીજાં અનેક સુત્તોમાં ૭ સંઘનાયકોનાં નામ વારંવાર આવે છે, એટલે એમના ૭ સંઘો જ બુદ્ધના સમયમાં મહત્ત્વના હશે એમ માનવું જોઈએ.

૨૪. આ ૭ સંઘોમાં એક સંઘનો નાયક આચાર્ય પૂરણ કસ્સપ હતો. તે કહેતો, "જો કોઈ કંઈ કરે અથવા કરાવે, કાપે અથવા કપાવે, ત્રાસ આપે કે અપાવે, શોક કરે કે કરાવે, પોતાને ત્રાસ થાય કે બીજાને આપે, જીવે કે બીજાને જીવડાવે, પ્રાણીને મારી નાખે, ચોરી કરે, ધાડ પાડે, એકાદ ઘર લૂટે, મુસાફરને મારી નાખે,

× સુત્તનિપાત, સભિયસુત્ત, ગાથા ૨૯.

પરદારાગમન કરે, અસત્ય બોલે, તોપણ તેને પાપ લાગતું નથી. જો કોઈ આણસ તીક્ષ્ણ ધારવાળા શસ્ત્રથી પૃથ્વી ઉપરનાં પ્રાણીઓનો મોટો ઢગલો કરે, તોપણ તેમાં જરાય પાપ નથી...ગંગા નદીના ઉત્તર તીરે જઈને જો કોઈ દાન કરે કે દાન કરાવે, યજ્ઞ કરે કે કરાવે, તોપણ જરાય પુણ્ય થતું નથી. દાન, ધર્મ, સંયમ, સત્ય ભાષણથી પણ પુણ્ય થતું નથી." પૂરણ કશ્યપના આ વાદને **અક્રિયવાદ** કહે છે.

૨૫. બીજા સંઘનો આચાર્ય મક્ખલિ ગોસાલ હતો. તે કહેતો, "પ્રાણીઓની અપવિત્રતાનો કશો હેતુ નથી હોતો, કશું કારણ નથી. હેતુ વગર જ, કારણ વગર જ પ્રાણી અપવિત્ર થાય છે. પ્રાણીની શુદ્ધિનો કશો હેતુ નથી, કશું કારણ નથી. હેતુ વગર જ, કારણ વગર જ પ્રાણી શુદ્ધ થાય છે. પોતાના કે બીજાના પરાક્રમથી કંઈ થતું નથી. બળ, વીર્ય, પુરુષાર્થ કે પરાક્રમ છે નહિ. બધાં પ્રાણીઓ દુર્બળ અને નિર્વીર્ય છે. તેઓ નિયતિ (નસીબ), સંગતિ અને સ્વભાવથી પરિણત થાય છે...ડાહ્યા અને મૂર્ખ (બધા) ચોરાશી લાખ મહાકલ્પના ફેરામાંથી પસાર થાય ત્યારે જ તેમનાં દુઃખનો નાશ થાય છે." મક્ખલિ ગોસાલના આ વાદને **સંસારશુદ્ધિવાદ** કહેતા. એને **નિયતિવાદ** પણ કહી શકાય.

૨૬. ત્રીજા સંઘનો પ્રમુખ અજિત કેસકંબલી હતો. તે કહેતો, "દાન, યજ્ઞ, હોમમાં કશું જ નથી. સારાં કે ખરાબ કર્મોનું ફળ પણ નથી. આલોક નથી અને પરલોક નથી...મનુષ્ય ચાર ભૂતોનો બનેલો છે. જ્યારે તે મૃત્યુ પામે છે ત્યારે તેની પૃથ્વીધાતુ પૃથ્વીમાં, આપોધાતુ પાણીમાં, તેજોધાતુ તેજમાં, અને વાયુધાતુ વાયુમાં ભળી જાય છે; અને ઇંદ્રિયો આકાશમાં ભળી જાય છે. મૃત માણસને ચાર માણસો ઠાઠડી કરીને રસ્તામાં તેના ગુણ ગાતા ગાતા સ્મશાને લઈ જાય છે. ત્યાં તેનાં હાડકાં સફેદ થાય છે, અને આહુતિ ભસ્મસાત્ થાય છે. દાનનો આ ઢોંગ મૂર્ખ માણસોએ ઉપજાવી કાઢ્યો છે. જે કોઈ

આસ્તિકવાદ સંબંધે કંઈ બોલે છે, તે તેમનું બોલવું તદ્દન ખોટું છે, ખોટો બબડાટ છે. શરીરભેદ પછી ડાહ્યા અને મૂર્ખ બન્નેનો ઉચ્છેદ થાય છે. મૃત્યુ પછી તેમાંનું કંઈ રહેતું નથી." કેસકંબલીના આ મતને ઉચ્છેદવાદ કહેતા.

૨૭. ચોથા સંઘનો આચાર્ય પકુધ કાત્યાયન હતો. તે કહેતો, "સાત પદાર્થો કોઈએ કર્યા નથી કે કરાવ્યા નથી. તે વંધ્ય, કૂટસ્થ અને સ્તંભની જેમ અચલ છે. તે હાલતા નથી; બદલાતા નથી; એક બીજાને ત્રાસદાયક થતા નથી; એક બીજાને સુખદુઃખ દેવા સમર્થ નથી. તે સાત પદાર્થો પૃથ્વી, આપ, તેજ, વાયુ, સુખ, દુઃખ અને જીવ છે. તેમનામાં કોઈ મારનારો, મરાવી નાખનારો, સાંભળનારો જાણનારો કે જણાવનારો નથી. જે તીક્ષ્ણ શસ્ત્રથી બીજાનું માથું વાઢી નાખે છે તે ખૂન કરતો નથી. તેનું તે શસ્ત્ર સાત પદાર્થોના અવકાશમાં પ્રવેશ કરે છે એટલું જ." આ મતને અન્યોન્યવાદ કહેતા.

૨૮. જૈન સંઘનો પ્રમુખ નિગંઠ નાથપુત્ર હતો. તે ઉપર બતાવેલા ચાર યામ*નું પ્રતિપાદન કરતો, અને તેના મતને ચાતુર્યામ-સંવરવાદ કહેતા.

૨૯. સંજય બેલટ્ઠપુત્ર છઠ્ઠા મોટા સંઘનો આચાર્ય હતો. તે કહેતો, "પરલોક છે કે પરલોક નથી એમ મને લાગતું નથી. પરલોક છે એમ પણ નથી, અને પરલોક નથી એમ પણ નથી...સારાં અને ખરાબ કર્મોનું ફળ છે એમ પણ મને લાગતું નથી, અને નથી એમ પણ મને લાગતું નથી. તે હોય છે એમ પણ નથી, અને નથી હોતું એમ પણ નથી. તથાગત મૃત્યુ પછી રહે છે કે નથી રહેતો એમ પણ મને લાગતું નથી. તે રહે છે એમ પણ નથી, અને રહેતો નથી એમ પણ નથી." સંજય બેલટ્ઠપુત્રના આ વાદને વિક્ષેપવાદ કહેતા.

૩૦. આ-છએ સંઘોના મુખ્ય માણસોના મતમાં સાંખ્યવાદનું

* વિ. ૨, ૨ અને ૧૦ જુઓ.

નામનિશાન પણ નજરે પડતું નથી. પકુધ કાત્યાયનના મત મુજબ જીવને એક પદાર્થ ગણવામાં આવ્યો છે, પણ સાંખ્યમત મુજબ જીવ અનેક છે, અને પ્રકૃતિથી વિરક્ત થાય ત્યારે મુક્ત થાય છે. "આત્મા મરનાર છે એમ જે માને છે, અથવા તો આત્માને મારી શકાય છે એવું જે સમજે છે, તે બન્નેને સાચું જ્ઞાન નથી; આ મારતો પણ નથી અને મરતો પણ નથી." ભગવદ્ ગીતામાં (અધ્યાય ૨–૧૯) પ્રતિપાદન કરેલા આ મત સાથે પકુધ કાત્યાયનનો મત માત્ર મળતો આવે છે. પણ તેનો સંબંધ સાંખ્યમત સાથે નથી.

૩૧. હેમચંદ્ર રાયચૌધરીએ એવું પ્રતિપાદન કર્યું છે, કે કબંધી કાત્યાયન અને પકુધ કાત્યાયન બન્ને એક જ છે.* સુકેશા ભારદ્વાજ, શૈબ્ય સત્યકામ, સૌર્યાયણી ગાર્ગ્ય, કૌશલ્ય આશ્વલાયન, ભાર્ગવ વૈદર્ભિ અને કબંધી કાત્યાયન, છ જુદાનો બ્રહ્મવિદ્યા જાણવાના હેતુથી પિપ્પલાદ ઋષિ પાસે ગયા. તેમને ઋષિએ કહ્યું, "તમે એક વરસ સુધી તપાચરણથી, બ્રહ્મચર્યથી અને શ્રદ્ધાથી મારી પાસે રહો, અને પછી મને પ્રશ્ન પૂછો. મને જે ખબર હશે તે બધુ હું તમને કહીશ." એક વરસ પછી આ છ જણાએ ઋષિને છ પ્રશ્નો પૂછ્યા. ઋષિએ તે પ્રશ્નોના જવાબ આપ્યા. આ પ્રશ્નોત્તરોને પ્રશ્નોપનિષદ્ કહે છે.

૩૨. રાયચૌધરી એમ કહે છે કે, આમાં કબંધી કાત્યાયનની સાથે જે આશ્વલાયન આવે છે તે જ મજ્ઝિમ નિકાયના અસ્સલાયન સુત્તમાં આવતો આશ્વલાયન છે. અસ્સલાયન જ્યારે બુદ્ધ પાસે ગયો ત્યારે તેની ઉમર સોળ વરસની હતી. (**सोळसवस्सुद्देसिको जातिया**) તેના ઉપનીત સંસ્કાર પછીનાં સોળ વરસ જો ગણીએ તો પણ તે એ સમયે ચોવીશ કે પચીશ વર્ષનો હોઈ શકે, પણ પકુધ કાત્યાયન તો બુદ્ધ કરતા ઉમરે મોટા હતો, અને એક મોટા સંઘનો

* Politcal History of Ancient India P. 17.

પ્રમુખ હતો. એટલે તે અને અસ્સલાયન બન્ને એક જ વખતે પિપ્પલાદ ઋષિ પાસે ગયા એમ માનવું યોગ્ય નથી. વળી કબંધી કાત્યાયને પૂછેલા પ્રશ્નો અને પિપ્પલાદ ઋષિએ આપેલા તેના જવાબનો પકુધ કાત્યાયનના મત સાથે કશો સંબંધ જણાતો નથી. એટલે પકુધ કાત્યાયન અને કબંધી કાત્યાયન એક નહોતા એમ કહેવાની જરૂર રહેતી નથી.

૩૩. વેદવિધિથી કંટાળીને જે તપસ્વીઓ અરણ્યમાં રહેતા, અને જેમને નિવાપસુત્તમાં બીજા ટોળાના મૃગની ઉપમા આપી છે, એવા તપસ્વીઓના સંઘમાંથી જ આ છ સંઘો નિર્માણ થયા છે. વેદવિધિનો અને તેમાં પણ ખાસ કરીને યતયાગનો વિરોધ કરવાની બાબતમાં આ છએ સંઘો એકમત હતા. બીજું, ઝાઝા વધારે પ્રમાણમાં તેઓ તપાચરણ કરતા અને ગૃહબંધનમાં બંધાતા નહિ. સામાન્ય લોકોનું હિત થાય, એ પણ તેમનું ધ્યેય હતું. પણ તેઓ આત્મવાદમાં ઉતરતા એ તેમની મોટી ખામી હતી. તેમાંના કેટલાક, આત્મા શાશ્વત છે એમ માનતા, અને કેટલાક, આત્મા જેવી વસ્તુ જ નથી એમ માનતા; અને તેથી તેઓ અંદર અંદર વાદવિવાદમાં ઉતરતા. ઉદાનમાં* આવા એક પ્રસંગનું વર્ણન આવે છે. તેમાં બુદ્ધે આવા શ્રમણોને જાલંધોના હસ્તિવર્ણનની ઉપમા આપી છે, અને નિવાપસુત્તમાં તેમને ત્રીજા પ્રકારના મૃગોની ઉપમા આપી છે.

૩૪. આ છએ સંઘો પૈકી આજે જૈનસંઘ સંબંધે થોડી માહિતી ઉપલબ્ધ છે. પૂરણ કસ્સપનો અક્રિયવાદ અને મક્ખલિ ગોસાલનો નિયતિવાદ બન્ને કાળાંતરે એક થઈ ગયાનો દાખલો અંગુત્તર નિકાયના છક્ક નિપાતમાં (સુત્ત ૫૭) મળે છે. પરંતુ ત્યાર પછી બન્ને પંથ નામશેષ થઈ ગયા. સંજય બેલટ્ઠપુત્રના તત્ત્વજ્ઞાનની પરિણતિ જૈનોના સ્યાદ્વાદમાં થયેલી હોવી જોઈએ. આ તત્ત્વજ્ઞાનનો જૈનોએ

* ઉદાન, જચ્ચંધ વગ્ગ, સુત્ત ૪.

સ્વીકાર કર્યા પછી તેનો જૂદો સંઘ હોવાનું કારણ રહ્યું નહિ. ઉચ્છેદ-વાદનો કંઈક અંશ સર્વદર્શન સંગ્રહમાં રહ્યો છે, અને તેને ચાર્વાકમત તરીકે ઓળખવામાં આવે છે. હાલ આ મત પ્રત્યે ઝાઝી આદરબુદ્ધિ રહી નથી. પરંતુ એક કાળે તે મત પ્રભાવશાળી હતો, અને તે મતમાંથી જ અર્થશાસ્ત્ર જેવા ગ્રંથો નિર્માણ થયા. ચાણક્યના સમયમાં કેટલાક આચાર્યો આ જ લોકાયત વિદ્યાને બહુ મહત્ત્વ આપતા. ચાણક્યે સાંખ્ય, યોગ અને લોકાયત ત્રણે મતને આન્વીક્ષિકી વિદ્યા એવું નામ આપ્યું છે.*

૩૫. પકુધ કાત્યાયનના 'અન્યોન્યવાદ'ની પરિણતિ આજના પ્રચલિત વૈશેષિક શાસ્ત્રમાં થઈ હોવી જોઈએ. પરંતુ તેના સંઘે કંઈ મહત્ત્વનું કાર્ય કર્યું હોય એવું જણાતું નથી. આ બધા સંઘોની શ્રમણ સંસ્કૃતિમાંથી જે અત્યંત ઉજ્જવલ મત ઉત્પન્ન થયો તે શાક્યપુત્ર શ્રમણનો. તેનો હવે આપણે ટૂંકમાં વિચાર કરીએ.

## બુદ્ધની સંક્ષિપ્ત માહિતી

૩૬. હાલમાં બુદ્ધ સંબંધે ઘણી હકીકતો સામાન્ય માણસો પણ જાણી શકે એવી સ્થિતિ છે. પરંતુ મોટા ભાગનાં બુદ્ધનાં ચરિત્રો 'બુદ્ધચરિત કાવ્ય' અને 'લલિત વિસ્તાર' ના આધારે લખાએલાં હોવાથી, બુદ્ધ બહુ મોટા રાજાનો પુત્ર હતો વગેરે દંતકથાઓથી એ ચરિત્રો અલિપ્ત નથી. એટલે પાલિગ્રંથોના આધારે બુદ્ધચરિત્રની થોડી હકીકત આપવી અસ્થાને નહિ ગણાય.

૩૭. કોસલ દેશની ઉત્તરે શાક્ય નામના ક્ષત્રિયોનું એક નાનું ગણસત્તાક રાજ્ય હતું. તે સમયે આવા પ્રકારનાં ત્રણ ચાર રાજ્યો હયાતી ધરાવતાં હતાં. આ ગણસત્તાક રાજ્યમાં રાજસત્તા પરંપરાગત ઉતરી આવતી નહિ. ગામે ગામના અધિકારીઓ જમીનદાર હતા.

* 'सांख्यं योगो लोकायतं चेत्यान्वीक्षिकी।' અર્થશાસ્ત્ર, પ્રકરણ ૧, અધ્યાય ૨.

તેઓ બધા ભેગા થઈને એક પ્રમુખ ચૂંટી કાઢતા. આ પ્રમુખને મહારાજા કહેતા. તે રાજા અમુક વરસ માટે જ ચૂંટવામાં આવતો એવુ પણ નહોતું. જ્યા સુધી બધા રાજાઓની સંમતિ હોય ત્યાં સુધી તે પ્રમુખ તરીકે કામ કરતો; નહિ તો બીજો પ્રમુખ ચૂંટવામાં આવતો. મહત્ત્વના કાર્યોમાં બધા રાજાઓની સંમતિ લેવામા આવતી, અને બાકીના કામો આ પ્રમુખ તથા સેનાપતિ વગેરે અધિકારીઓ ચલાવતા.

૩૮ બુદ્ધનો જન્મ થયા પહેલા જ કપિલવસ્તુના શાક્યોનું સ્વાતંત્ર્ય ઘટવા લાગ્યુ હતું. તેમને એક જાતનું 'હોમરૂલ' હતું; પણ ફાંસી દેવાનો કે કોઈને ઠાર કરવાનો અધિકાર તેમની પાસે નહોતો. તે માટે કોસલ મહારાજાની પરવાનગી લેવી પડતી. મગધ દેશની પૂર્વે આવેલ અંગ રાજાઓની પણ આ જ સ્થિતિ હતી. તેમનો સમાવેશ મગધ દેશમા જ થતો. કાશી દેશનું પણ સ્વાતંત્ર્ય નાશ પામ્યુ હતું, અને તેનો સમાવેશ કોસલ દેશમા થયો હતો. માત્ર પાવા અને કુશીનાગરનાં મલ્લોનાં અને વૈશાલીનું વજ્જીઓનુ એમ કુલ ત્રણ ગણસત્તાક રાજ્યો હજી પોતાનું સ્વાતંત્ર્ય જાળવી રહ્યાં હતા. કોસલ દેશમાં અને મગધ દેશમા સાર્વભૌમ રાજપદ્ધતિ બળવાન થવા લાગી હતી.

૩૯. આ પરિસ્થિતિમા કપિલવસ્તુથી ચૌદ પંદર માઈલ દૂર આવેલી જગાએ શુદ્ધોદન (જમીનદાર) રાજાની રાણી માયાદેવીના પેટે ગોતમનો (બુદ્ધનો) જન્મ થયો બુદ્ધચરિત કાવ્યમા અને લલિત વિસ્તારમા તેને સર્વાર્થસિદ્ધ કે સિદ્ધાર્થ નામ આપવામાં આવ્યુ છે. પણ આ નામો પ્રાચીન પાલિ ગ્રંથોમા બીલકુલ જોવામા આવતા નથી. દરેક જગાએ તેને ગોતમ નામ જ આપવામા આવ્યુ છે, અને એ જ નામ તેનું સાચું હોવુ જોઈએ

૪૦. પાલિગ્રંથોમા ગોતમનો ઉલ્લેખ બોધિસત્ત્વ (ભાવિ બુદ્ધ) નામથી પણ કરવામા આવ્યો છે. પછી જ્યારે તેને બુદ્ધપદ પ્રાપ્ત થયું

ત્યારે ભગવાન શબ્દ વાપરવાનું શરૂ થયું: બોધિસત્ત્વને રહેવા માટે એક એક ઋતુનું એક એમ ત્રણ ઋતુનાં ત્રણ મકાનો હતાં એમ અંગુત્તર નિકાયમાં જણાવેલું છે. એમ હોવું સંભવિત છે. કારણ કે, જો કે શુદ્ધોદન મોટો રાજા નહોતો, છતાં પૈસાદાર જમીનદાર તો હતો જ.

૪૧. અંગુત્તર નિકાયના તિકનિપાતમાં બુદ્ધ ભગવાન ભિક્ષુઓને ઉદ્દેશીને કહે છે, "હે ભિક્ષુઓ, હું બહુ કોમળ હતો. મને સુખ થાય માટે મારા પિતાએ તળાવ ખોદીને તેમાં જૂદી જૂદી જાતનાં કમળો ઉગાડ્યા હતા. મારાં કપડાં રેશમી હતાં. ટાઢ તડકાની અસર મારા ઉપર ન થાય, માટે હું જ્યારે બહાર નીકળતો ત્યારે નોકરો મારા માથા પર શ્વેતછત્ર ધરી રાખતા. શિયાળા માટે, ઉનાળા માટે અને ચોમાસા માટે મારા ત્રણ જૂદા જૂદા મહેલો હતા. હું જ્યારે ચોમાસા માટે બાંધેલ મહેલમાં રહેવા જતો ત્યારે ચાર મહિના ઘર બહાર ન જતાં સ્ત્રીઓનાં ગીતો અને વાદ્યોથી કાલક્રમણ કરતો. બીજાના ઘેર દાસોને અને નોકરોને હલકું અનાજ આપતા, પરંતુ મારે ઘેર દાસ અને નોકરોને માંસમિશ્રિત ઉત્તમ અન્ન ખાવા માટે મળતું.

૪૨. "આવી સંપત્તિનો ઉપભોગ લેતા લેતાં મારા મનમા એવો વિચાર આવ્યો કે, અવિદ્વાન સામાન્ય માણસ પોતે જરાના ઝપાટામાં આવનારો હોવા છતા, જરાગ્રસ્ત વૃદ્ધ માણસ તરફ જોઈ ને કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે; પણ હું પોતે વૃદ્ધાવસ્થાના ઝપાટામાં આવનારો હોવા છતાં, જો તે સામાન્ય માણસની માફક જરાગ્રસ્ત માણસથી કંટાળું કે તેનો તિરસ્કાર કરું તો મને એ શોભે નહિ. આ વિચારથી મારો તારુણ્યમદ સમૂળ નાશ પામ્યો.

૪૩. "અવિદ્વાન સામાન્ય માણસ પોતે વ્યાધિના ઝપાટામાં આવનારો હોવા છતાં વ્યાધિગ્રસ્ત માણસને જોઈને કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે; પરંતુ હું પોતે વ્યાધિમુક્ત થયો નથી છતાં તે સામાન્ય માણસની માફક વ્યાધિગ્રસ્ત માણસથી કંટાળું કે તેનો

તિરસ્કાર કરું, તો મને શોભે નહિ. આ વિચારથી મારો આરોગ્યમદ સમૂળ નાશ પામ્યો.

૪૪. "અવિદ્વાન સામાન્ય માણસ પોતે મૃત્યુધર્મી હોવા છતાં મૃત શરીર જોઈને કંટાળે છે અને તેનો તિરસ્કાર કરે છે; પરંતુ હું પોતે મરણધર્મી હોવા છતાં સામાન્ય માણસની માફક મૃત શરીરથી કંટાળું કે તેનો તિરસ્કાર કરું, તો મને શોભે નહિ. આ વિચારથી મારો જીવિતમદ સમૂળ નાશ પામ્યો."

૪૫. આ ઉપરથી એવું જણાય છે કે, બોધિસત્ત્વના મનમાં જરા, વ્યાધિ અને મરણ ત્રણ આપત્તિઓના વિચાર વારંવાર આવતા. વૃદ્ધ, વ્યાધિગ્રસ્ત અને મૃત માણસને જોઈને તેણે ગૃહત્યાગ કર્યો એની જે દંતકથા પ્રચલિત છે, તે પણ આ સુત્ત ઉપરથી ખોટી ઠરે છે. શ્રમણોના મોટા મોટા સંઘો મગધ અને કોસલ દેશમાં ધર્મસંચાર કરતા ફરતા હોવા છતાં બોધિસત્ત્વને ધાર્મિક જીવનની માહિતી ન હોય એ અસંભવિત છે.

૪૬. ગૃહસ્થાશ્રમમાંથી વૈરાગ્ય કેમ ઉપજ્યું એની હકીકત બુદ્ધ ભગવાને સુત્તનિપાતના અત્તદંડ સુત્તમાં કહી છે. ભગવાન કહે છે, "ઓછા પાણીમાં જેમ માછલાં તડફડે, તેવી રીતે પરસ્પરનો વિરોધ કરીને તડફડનારી જનતાને જોઈ મારા અંતઃકરણમાં ભય પેઠો. ચારે બાજુએ જગત અસાર લાગવા માંડયું. દિશાઓ કંપે છે એવો મને ભાસ થયો. તેમાં આશ્રયસ્થાન શોધતાં તે મને ક્યાંય હાથ આવ્યું નહિ. ઠેઠ સુધી બધી જનતા એક બીજાની વિરુદ્ધ થયેલી જ જોવાથી મારું મન ઉદ્વેગ પામ્યું."

૪૭. જરા–વ્યાધિ–મરણનો વિચાર બોધિસત્ત્વના મનમાં વારંવાર ઘોળાયા કરતો હતો એમાં શક નથી. પરંતુ તેના વૈરાગ્યનું તે મૂળ કારણ નથી. જરા-વ્યાધિ–મરણથી બદ્ધ થયેલી જનતા એક બીજાનો દ્વેષ કરીને અંદર અંદર લડ્યા કરે છે, એ જોઈને તેને વૈરાગ્ય

ઉપજ્યો. સમાજમાં વ્યવસ્થા સ્થાપવા માટે રાજપદ પ્રાપ્ત કરવાથી પણ માણસ વિરોધીથી મુક્ત થતો નથી. રાજાના પુત્રો જ રાજાને મારીને રાજપદ મેળવવા માગતા હોય છે! અર્થાત્ નાના માણસથી માંડીને ઠેઠ સર્વાધિકારી રાજા સુધી કોઈ જ વિરોધથી મુક્ત નથી. એટલે ક્ષત્રિયોની પરંપરામાં ગોતમને નિર્ભય જગા ન મળે એમાં શું નવાઈ?

૪૮. સંસારનો ત્યાગ કરીને પરિવ્રાજક થનારા ઘણા ક્ષત્રિયો તે સમયે જોવામાં આવતા. ઉપર આવી ગએલ જૈનોનો ગુરુ નાથપુત્ર પણ એક મોટા ક્ષત્રિય રાજાનો (જમીનદારનો) પુત્ર હતો. બોધિસત્ત્વના પહેલા ગુરુઓ આડાર કાલામ અને ઉદ્દક રામપુત્ર પણ ક્ષત્રિયો જ હતા. એટલે બોધિસત્ત્વે આવા કોઈ એક પંથમાં પ્રવેશ કરીને નિર્ભય સ્થાન શોધી કાઢવાનો નિશ્ચય કર્યો હોવો જોઈએ.

૪૯. આડાર કાલામનો આશ્રમ કપિલવસ્તુમાં જ હતો એ હકીકતનો ઉપર જણાવેલ તિકનિપાતમાં આધાર મળે છે. "એક સમયે ભગવાન કોસલ દેશમાં પ્રવાસ કરતાં કરતાં કપિલવસ્તુ આવ્યા. ને આવ્યાની હકીકત સાંભળીને મહાનામ શાક્યે તેની મુલાકાત લીધી, ત્યારે પોતાને એક રાત રહેવા માટે જગા શોધવાનું તેણે મહાનામ શાક્યને જણાવ્યું. પણ ભગવાનને રહેવા લાયક કોઈ પણ જગા મહાનામ શાક્યને મળી નહિ. પાછા આવીને તેણે ભગવાનને કહ્યું, 'ભદન્ત, આપને માટે યોગ્ય જગા મને મળતી નથી. આપના પહેલાંના સબ્રહ્મચારી ભરંડુ કાલામના આશ્રમમાં આપ એક રાત રહો.' ભગવાને ત્યાં આસન કરવાનું મહાનામને કહ્યું, અને ભગવાન તે રાત્રે તે આશ્રમમાં રહ્યા.

૫૦. "બીજે દિવસે સવારે મહાનામ ભગવાનની મુલાકાતે ગયો, ત્યારે ભગવાને કહ્યું, 'હે મહાનામ, આ લોકમાં ત્રણ પ્રકારના ધર્મગુરુઓ છે. પહેલો કામોપભોગનો સમતિક્રમ (ત્યાગ) બતાવે છે, પણ રૂપનો અને વેદનાઓનો સમતિક્રમ બતાવતો નથી. બીજો

કામોપભોગનો અને રૂપનો સમતિક્રમ બતાવે છે, પણ વેદનાઓનો સમતિક્રમ બતાવતો નથી. ત્રીજો આ ત્રણેનો સમતિક્રમ બતાવે છે. આ ધર્મગુરુઓનું ધ્યેય એક છે કે ભિન્ન છે?'

૫૧. "આથી ભરંડુ કાલામ બોલ્યો, 'હે મહાનામ, આ બધાનું ધ્યેય એક જ છે એમ કહે.' પણ ભગવાન બોલ્યા, 'મહાનામ, તેમનું ધ્યેય ભિન્ન છે એમ બોલ.' ભરંડુએ, તેમનું ધ્યેય એક જ છે, એમ બીજી વાર અને ત્રીજીવાર બોલવાનું કહ્યું; અને ત્રણેનાં ધ્યેય ભિન્ન છે એમ ભગવાને બોલવાનું કહ્યું. મહાનામ જેવા પ્રભાવશાળી શાક્યની સમક્ષ શ્રમણ ગોતમે પોતાનું અપમાન કર્યું એમ લાગવાથી ભરંડુ કાલામ કપિલવસ્તુ છોડીને ચાલતો થયો, તે કદી પાછો આવ્યો નહિ."*

૫૨. આ સુત્ત ઉપરથી અનેક હકીકતોની ચોખવટ થાય છે. પ્રથમ વાત એ કે, કાલામ ઋષિનો આશ્રમ કપિલવસ્તુમાં હતો, અને તેના યોગમાર્ગથી શાક્ય રાજાઓ સારી રીતે પરિચિત હતા. બીજી વાત એ કે, બોધિસત્ત્વ ગોતમ કપિલવસ્તુના મહારાજાનો પુત્ર નહોતો. જો એમ હોત તો, ખુદ તેના પિતાની જ રાજધાનીમાં તેને એક રાત રહેવા માટે જગ્યા જરૂર મળત. ત્રીજી વાત એ કે, બુદ્ધ થયા પછી ભગવાન મોટા સંઘ લઈને કપિલવસ્તુ આવ્યા નહોતા. એટલે કે ભિક્ષુસંઘ જમાવતા તેને ઘણાં વરસો લાગ્યા. ચોથી વાત એ કે, શરૂઆતમાં શાક્ય રાજાઓમાં તેના પ્રત્યે કે તેના ધર્મ પ્રત્યે ઝાઝી પ્રીતિ ઉત્પન્ન થઈ નહિ; માત્ર એકલા મહાનામ શાક્યે જ તેનું અભિનંદન કર્યું.

૫૩. આમાં મુખ્ય મુદ્દો તો એ છે કે, ધર્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે બુદ્ધને શાક્ય દેશમાંથી મગધની રાજધાની (રાજગૃહ)માં જવાનું કશું કારણ નહોતું અને તે પ્રથમ રાજગૃહ ગયો પણ નથી. તેણે કપિલવસ્તુમાં જ આડાર કાલામના સંપ્રદાયમાં પ્રવેશ કર્યો.

* અંગુત્તર નિકાય, તિકનિપાત, પણ્ણાસક ૩, વગ્ગ ૩, સુત્ત ૪.

૫૪. ભિક્ષુ થયા અગાઉ આડાર કાલામે ઉપદેશેલ ધ્યાનોનો તે અભ્યાસ કરતો હતો, એ હકીકતનો આધાર મજ્ઝિમ નિકાયના મહાસચ્ચક સુત્તમાં મળે છે. ભગવાન કહે છે, "મારા પિતાની સાથે ખેતરે ગયો હતો ત્યારે જંબુવૃક્ષની છાયામાં બેસીને પ્રથમ ધ્યાનની સમાધિ સાધ્ય થયાનું મને સાંભરે છે." આ ઉપરથી એમ જણાય છે કે, બોધિસત્ત્વ જ્યારે ગૃહસ્થાશ્રમમાં હતો ત્યારે જ તે આડાર કાલામનો શિષ્ય બન્યો હતો, અને તેણે ઉપદેશેલ ધ્યાનોનો અભ્યાસ કરતો હતો.

૫૫. અરિય પરિયેસન સુત્તમાં નીચે પ્રમાણે હકીકત મળે છેઃ "હે ભિક્ષુઓ, હું પણ સંબોધિજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં જ્યારે બોધિસત્ત્વાવસ્થામાં હતો ત્યારે, જાતે જન્મધર્મી હોવા છતાં જન્મના ફેરામાં પડેલી વસ્તુઓ (પુત્ર, દારા, દાસ, દાસી વગેરે)ના મોહમાં સપડાયો હતો. જાતે જરાધર્મી, વ્યાધિધર્મી, મરણધર્મી, અને શોકધર્મી હોવા છતાં જરા, વ્યાધિ, મરણ, શોકના ફેરામાં સપડાએલ વસ્તુઓના મોહમાં ફસાયો હતો. ત્યારે મારા મનમાં વિચાર આવ્યો કે, હું જાતે જન્મ, જરા, મરણ, વ્યાધિ, શોક વગેરેથી બદ્ધ હોવા છતાં તેનાથી જ બંધાએલ પુત્ર સ્ત્રી વગેરેની પાછળ પડચો છું તે યોગ્ય નથી. જન્મ જરા વગેરેથી થતી હાનિ જોઈને અજાત, અજર, અવ્યાધિ, અમર અને અશોક એવા પરમશ્રેષ્ઠ નિર્વાણપદની શોધ કરવી એ યોગ્ય છે.

૫૬. "હે ભિક્ષુઓ, આવો વિચાર જ્યારે હું કરતો હતો ત્યારે અમુક કાળે, જો કે તે સમયે જુવાન હતો, મારો એક પણ વાળ ધોળો થયો નહોતો, ભરજુવાનીમાં હતો, અને મારાં માતપિતા મને રજા આપતાં નહોતાં, તેમની આંખોમાંથી નીકળતા અશ્રુપ્રવાહથી તેમનાં મુખ ભીનાં થયાં હતાં, તેઓ સતત્ રડચા કરતાં હતાં, છતાં (તેની પરવા ન કરતાં) હું માથું બોડાવીને, કાષાય વસ્ત્રો પરિધાન કરીને ઘરમાંથી બહાર નીકળ્યો અને પરિવ્રાજક થયો."

૫૭. આ ભાષાંતર શબ્દશઃ નથી. પુનરુક્તિ બાદ કરીને માત્ર સાર આપ્યો છે. બોધિસત્ત્વની માતા માયાદેવી બોધિસત્ત્વના જન્મ પછી સાતમે દિવસે જ મૃત્યુ પામી, અને તેની બહેન મહાપ્રજાપતિએ બોધિસત્ત્વનું પુત્રવત્ પાલન કર્યું. તે બોધિસત્ત્વની માશી પણ હતી અને સાવકી માતા પણ હતી. આથી અહીં મહાપ્રજાપતિને જ માતા કહી છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, કોઈને જાણ ન થાય એવી રીતે બોધિસત્ત્વ નાસી ગએલ નથી. માતાપિતાને કહીને, તેમની ઇચ્છા વિરુદ્ધ જ તેણે સંન્યાસ લીધો.

૫૮. ગૃહત્યાગ કર્યા પછી તે આડાર કાલામ પાસે રહ્યો, અને તેના યોગમાર્ગનો તેણે અભ્યાસ કર્યો, એ હકીકત ઉપર આપેલી અરંકુ કાલામ સુત્ત ઉપરથી સિદ્ધ થાય છે. કાલામ પાસેથી જેટલુ શીખવાનું હતું તે શીખી લીધા પછી તે ઉદ્દક રામપુત્ર પાસે ગયો. તેણે બોધિસત્ત્વને યોગની એક વધારે પાયરી શીખવી. આ બન્ને યોગી ગુરુઓ કોસલ દેશમાં અને તેની આસપાસના પ્રદેશમાં પ્રખ્યાત હતા. પરંતુ અગાઉ આવી ગએલ મોટા સંઘનાયકો વજ્જીઓના દેશમાં અને મગધમાં પોતાના ધર્મનો પ્રચાર કરતા કરતા ફરતા હતા. તેમની કીર્તિ કાશી, કોસલ વગેરે દેશોમા પણ ફેલાઈ હતી. એટલે આવા ગુરુઓના તત્ત્વજ્ઞાનનું રહસ્ય જાણવા માટે બોધિસત્ત્વ રાજગૃહ ગયો. ત્યાં તેણે કોઈ પણ મોટા ધર્મગુરુ પાસે અભ્યાસ કર્યો નથી, છતાં તેમના શિષ્યો પાસેથી તેમના તત્ત્વજ્ઞાનની માહિતી તેણે મેળવી હોવી જ જોઈએ. પરંતુ તેમના તત્ત્વજ્ઞાનથી બોધિસત્ત્વનું સમાધાન ન થયુ; અને પ્રખર તપશ્ચર્યા કર્યા વગર ધર્મનું રહસ્ય જાણી શકાશે નહિ એવી તેની ખાતરી થઈ.

૫૯. બોધિસત્ત્વે પોતાની તપશ્ચર્યાની શરૂઆત ગયા નજીક કરી. આજે ફલ્ગુ નામથી ઓળખાતી નદીને અગાઉ નૈરંજરા કહેતા. હાલ ઉનાળામાં આ નદીમાં બીલકુલ પાણી રહેતું નથી. પરંતુ

બુદ્ધના સમયમાં તેનો પ્રવાહ સુંદર હતો, અને આજુબાજુનો પ્રદેશ રમણીય હતો. અહીં બોધિસત્ત્વને બીજા પાંચ ભિક્ષુઓનો ભેટો થયો. તે બધાએ ભેગા મળીને તપશ્ચર્યાનો પ્રારંભ કર્યો.

૧૦. ગૃહત્યાગ કર્યા પછી સાત વર્ષ સુધી કોઈને કોઈ સ્વરૂપે બોધિસત્ત્વની તપશ્ચર્યા ચાલુ જ હતી. છતાં તત્ત્વબોધનો સાચો માર્ગ તેને હાથ લાગ્યો નહિ. આથી તેના મનમાં વિચાર આવ્યો કે, "આ તપશ્ચર્યાથી લોકોત્તર ધર્મજ્ઞાન પ્રાપ્ત થાય એવું મને લાગતું નથી. આ સિવાય નિર્વાણનો બીજો કોઈ માર્ગ હોવો જોઈએ. (ઘરનો ત્યાગ કર્યા પૂર્વે) પિતાની સાથે ખેતરે ગયો હતો ત્યારે જાંબુડાના ઝાડના છાંયામાં પ્રથમ ધ્યાનની સમાધિ સાધ્યાનું મને સ્મરણ છે. તે જ તો નિર્વાણનો માર્ગ નહિ હોય?" આ વાતનું સ્મરણ થતાં, એ જ માર્ગ સાચો એમ બોધિસત્ત્વને લાગ્યું. તેણે મનમાં જ વિચાર કર્યો, 'તે સમાધિ સુખથી હું શા માટે ડરૂં છું? તે મોજમજાનું સુખ નથી તેમજ પાપકારક પણ નથી. આવા સુખથી ડરવું ન જોઈએ. પરંતુ આ દુર્બલ દેહથી તે સુખ પ્રાપ્ત નહિ થાય, એટલે દેહનું સંરક્ષણ કરવા પુરતું અન્ન ગ્રહણ કરવું જોઈએ.'+

૧૧. ત્યાર પછી બોધિસત્ત્વ દેહસંરક્ષણ માટે જરૂરી એટલા અન્નનું સેવન કરવા લાગ્યો. આ જોઈને તેની સાથેના પાંચે ભિક્ષુઓ નિરાશ થયા. શ્રમણ ગોતમ ઢોંગી થયો છે, એવું માનીને તેઓ તેને છોડીને ચાલતા થયા. પ્રખર તપશ્ચર્યાને પરિણામે બોધિસત્ત્વના શરીરમાં બીલકુલ શક્તિ રહી નહોતી; પરંતુ આસ્તે આસ્તે આહારનું સેવન કરવાથી તેના શરીરમાં શક્તિ આવી, અને તે સમાધિ સુખનો અનુભવ કરવા લાગ્યો.

× વિ० ૨, ૫૪ જુઓ.

+ મજ્ઝિમ નિકાય, મહાસચ્ચક સુત્ત.

## બુદ્ધનો મધ્યમ માર્ગ

૬૨. આજે જે જગ્યાને બુદ્ધગયાના નામથી ઓળખવામાં આવે છે ત્યાં ધ્યાનસમાધિનો અનુભવ લેતાં લેતાં બોધિસત્ત્વને તત્ત્વબોધનો નવો માર્ગ હાથ લાગ્યો. આ માર્ગનો ઉપદેશ લોકોને આપવો કે કેમ, એ સંબંધી તેણે ઘણા વિચારો કર્યા. અંતે એ માર્ગ બધાને બતાવવાનો તેણે નિર્ણય કર્યો. આડાર કાલામ અને ઉદ્દક રામપુત્રને આ માર્ગનું જ્ઞાન તત્કાળ થઈ શકત, પરંતુ તેઓ તાજેતરમાં જ પરલોકવાસી થયા હતા. બાકી રહ્યા તેની સાથે તપ કરનારા પાંચ ભિક્ષુઓ. તે સમયે તેઓ વારાણસીમાં ઋષિપત્તનમાં* રહેતા હતા. તેમનો ભેટો કરવા માટે બુદ્ધ ભગવાન પ્રવાસ કરતા કરતા વારાણસી આવ્યા; અને પોતે શોધી કાઢેલ તત્ત્વબોધનો માર્ગ સાચો છે એ બાબતની ખાતરી મહા પ્રયત્નથી તે પાંચેને તેણે કરાવી.

૬૩. ભગવાને આ પાંચ ભિક્ષુઓને આ જાતનો ઉપદેશ કર્યો— "હે ભિક્ષુઓ, ધાર્મિક મનુષ્યે આ બન્નેના અંત સુધી પહોંચવું નહિ. આ બે અંત કયા ? પ્રથમ કામોપભોગમાં સુખ માનવું તે. આ અંત હીન, ગ્રામ્ય, સામાન્યજનસેવિત, અનાર્ય અને અનર્થાવહ છે. બીજો અંત દેહદંડન કરવું તે. આ અંત દુઃખકારક, અનાર્ય અને અનર્થાવહ છે. આ બન્ને અંત સુધી ન જતાં તથાગતે સુદૃષ્ટિ અને જ્ઞાન ઉત્પન્ન કરનારો, ઉપશમ, પ્રજ્ઞા, સંબોધ અને નિર્વાણ અપાવનારો મધ્યમ માર્ગ શોધી કાઢયો છે. તે માર્ગ કયો ? સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, અને સમ્યક્ સમાધિ, આ તે આર્યઅષ્ટાંગિક માર્ગ છે.

૬૪. "હે ભિક્ષુઓ, દુઃખ નામનું પહેલું આર્યસત્ય આ છે. જાતિ (જન્મ) દુઃખકારક છે, જરા દુઃખકારક છે, વ્યાધિ પણ

* આ જગાને આજે સારનાથ તરીકે ઓળખે છે.

દુઃખકારક છે, મરણ પણ દુઃખકારક છે; શોક, પરિદેવ, દુઃખ, દૌર્મનસ્ય, ઉપાયાસ પણ દુઃખકારક છે. અપ્રિયનો સમાગમ દુઃખકારક છે અને પ્રિયનો વિયોગ દુઃખકારક છે. ઇચ્છેલી વસ્તુ ન મળે તો તેથી પણ દુઃખ થાય છે, ટૂંકમાં પાંચ ઉપાદાનસ્કંધ દુઃખકારક છે.*

૬૫. " હે ભિક્ષુઓ, ફરી ફરી ઉત્પન્ન થનારી અને અનેક વિષયોમાં આનંદ માનનારી તૃષ્ણા—જેને કામતૃષ્ણા, ભવતૃષ્ણા, અને વિનાશતૃષ્ણા કહે છે તે—દુઃખસમુદાય નામનું બીજું આર્યસત્ય છે.

૬૬. " તે તૃષ્ણાનો વૈરાગ્ય દ્વારા પૂર્ણ રીતે નિરોધ કરવો, તેનાથી મુક્તિ મેળવવી, એ દુઃખનિરોધ નામનું ત્રીજું આર્યસત્ય છે.

૬૭. " અને ( ઉપર બતાવેલ ) આર્ય અષ્ટાંગિક માર્ગ એ દુઃખનિરોધગામિની પ્રતિપદા નામનું ચોથું આર્યસત્ય છે. "

## બુદ્ધ અને પાર્શ્વના ઉપદેશની તુલના

૬૮. અગાઉ શ્રમણોના જે છ પંથોની વાત કરી છે તેમના તત્ત્વજ્ઞાનમાંથી જ બુદ્ધનો આ મધ્યમ માર્ગ નીકળ્યો છે. યજ્ઞયાગને લીધેજ મોક્ષ મળે છે, એવું વૈદિક બ્રાહ્મણો પ્રતિપાદન કરતા. યજ્ઞ કરીને માંસાહાર કરવો અને સોમરસનુ પાન કરવું એ જ તેમનો પ્રધાન માર્ગ હતો. તે માર્ગથી કંટાળીને જે પરિવ્રાજકો જંગલમાં જઈને વસતા તેઓ દેહદંડનમાં જ સર્વસ્વ છે એમ માનતા. આવા પરિવ્રાજકોમાંથી જ ઉપરના ૭એ પંથો નીકળ્યા હોવા છતાં ઉચ્છેદવાદી અજિત કેસકંબલી તપશ્ચર્યામાં બીલકુલ માનતો નહિ. યજ્ઞોમાં પશુહિંસા કરવામાં ચોકખી મૂર્ખાઈ છે છતાં શરીર પુષ્ટ

* રૂપ, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન આ પાંચ બાબતોને પંચસ્કંધ કહે છે. આ પાંચ સ્કંધ વાસનાયુક્ત હોય તો તેને ઉપાદાનસ્કંધ કહે છે. વધારે માહિતી માટે ' બુદ્ધ, ધર્મ અને સંઘ ' પરિશિષ્ટ બીજું જુઓ.

કરવા માટે મદ્યમાંસ વગેરેનું સેવન કરવામાં જગાય વાંધો નથી એવું તેનું માનવું હોવું જોઈએ. બુદ્ધ ભગવાને વૈદિક બ્રાહ્મણોને કેસ-કંબલી જેવા દેહાત્મવાદી તત્ત્વજ્ઞોનો પહેલા અંતમાં સમાવેશ કર્યો છે. યજ્ઞયાગથી કે યજ્ઞયાગ વગર, મોજમજાની વસ્તુઓમાં સુખ માનવું એ માર્ગ (અંત) હીન અને ગ્રામ્ય છે. તે જ મુજબ નિર્ગ્રંથોનો અને મક્ખલિ ગોસાલ વગેરેનો તપશ્ચર્યાનો માર્ગ જો કે, હીન અને ગ્રામ્ય નથી છતાં, તે દુઃખકારક અને અનર્થાવહ છે. એટલે તેનાથી કોઇને કશો લાભ થતો નથી. અર્થાત્ આ બન્ને અંતે ત્યાજ્ય છે.

૬૯. આચરણમાં જેમ મધ્યમ માર્ગ બન્ને અંતની (માર્ગની) વચ્ચેથી જાય છે, તેવી જ રીતે તત્ત્વજ્ઞાનમાં ચાર આર્યસત્યોની વિચારસરણી બે અંતોની વચ્ચેથી જનારી છે. એક બાજુએ દેહ જ આત્મા છે એમ માનીને તેની પુષ્ટિ કરવાને જ શ્રેયસ્કર માનનારું તત્ત્વજ્ઞાન, અને બીજી બાજુ, આત્મા અમર છે, તે કશાથી પણ ભ્રષ્ટ થતો નથી, કે દેહદંડન વગેરેથી તેને મુક્ત કરવો જોઈએ, આ જાતનું તત્ત્વજ્ઞાન, આ બન્ને અંતોની વચ્ચેનો માર્ગ એ ચાર આર્યસત્યો છે. (૧) જગતમાં દુઃખ છે, અને (૨) તે આત્માએ કે બીજા કોઈએ ઉપજાવેલું નથી પણ મનુષ્યની તૃષ્ણાથી ઉત્પન્ન થયું છે. (૩) આ તૃષ્ણાનો સમૂળ ત્યાગ કરવો એ જ મોક્ષ છે. (૪) તે ત્યાગ બીજાઓની સાથે સમતાથી વર્તવામાં જ છે. બીજાઓની સાથે સમત્વથી કેમ વર્તવું એ જ અષ્ટાંગિક માર્ગ શીખવે છે, અને આ જ ચોથું આર્યસત્ય છે.

૭૦. પાર્શ્વના ચાતુર્યામમાં અને બુદ્ધના અષ્ટાંગિક માર્ગમાં થોડો ફેર છે. અહિંસાના યોગથી માનવજાત સાથે તાદાત્મ્ય સાધવું એ બન્નેનું ધ્યેય છે, પરંતુ પાર્શ્વના ચારે નિયમો નિષેધાત્મક છે; અને તે પણ તપશ્ચર્યામાં ભળી ગએલા છે. બુદ્ધના આઠ નિયમ વિધાયક છે, અને તપશ્ચર્યાથી મુક્ત છે. સમ્યક્ કર્મમાં અહિંસાનો

સમાવેશ થઈ જાય છે એટલુ જ નહિ, પરંતુ અસ્તેય અને અવ્યભિચારનો પણ સમાવેશ તેમા થાય છે; અને ફરી હિંમા ન કરવી એટલુ જ નહિ, પણ હિંસામાંથી જનતાને મુક્ત કરવાના પ્રયત્નોનો પણ તેમાં સમાવેશ થાય છે. ચોરી ન કરવી એટલું જ નહિ, પણ બીજાને પણ ચોરીથી નિવૃત્ત કરવાના પ્રયત્નનો તેમાં સમાવેશ થાય છે. વ્યભિચારથી નિવૃત્ત થવુ એટલું જ નહિ પણ તેમાંથી બીજાને પણ નિવૃત્ત કરવાના પ્રયત્નનો સમાવેશ તેમાં થાય છે. એ કહેવાની જરૂર નથી કે સમ્યક્ કર્મમાં પાર્શ્વના અહિંસા અને અસ્તેય બન્ને યામોનો સમાવેશ પણ થઈ જાય છે.

૭૧. જાતે અસત્ય બોલવુ નહિ અને બીજાને પણ તેનાથી નિવૃત્ત કરવા, ચાડી ખાવી નહિ અને બીજાને પણ તેનાથી નિવૃત્ત કરવા, વૃથા પ્રલાપ કરવો નહિ અને બીજાને પણ તેનાથી નિવૃત્ત કરવા, આને સમ્યક્ વાચા કહે છે. આ અંગમાં પાર્શ્વની અસત્ય વિરતિનો સમાવેશ થાય છે એ સ્પષ્ટ છે.

૭૨. બાકી રહ્યો ચોથો યામ એ અપરિગ્રહનો. તેનો સમાવેશ સમ્યક્ આજીવમા કરવો જોઈએ. પાર્શ્વ અને પાર્શ્વના શિષ્યો એક અથવા ત્રણ વસ્ત્રો સાથે રાખતા. પરંતુ આગળ જતા આ પરિગ્રહનો અર્થ એવો થયો કે, કોઈ પણ વસ્ત્ર પાસે રાખવુ નહિ આ અનુસાર બુદ્ધના સમયના જૈન પંથના પુરસ્કર્તા મહાવીર સ્વામી અને તેના અનુયાયી જૈન સાધુઓ નગ્નાવસ્થામા રહેતા. પરંતુ બુદ્ધને આ વસ્તુ ગમતી નહિ. સમ્યક્ આજીવનો અર્થ બુદ્ધ ભગવાન એ જાતનો કરતા કે, સાધુએ ત્રણ ચીવરો અને ભિક્ષાપાત્ર પોતાની પાસે રાખવા અને ગૃહસ્થે પણ બહુ સાદાઈથી રહેવુ. આ સિવાય બીજા કોઈ પણ હિંસાત્મક કે અપાયકારક માર્ગે પોતાની ઉપજીવિકા મેળવવી નહિ, એ બાબતનો સમાવેશ પણ સમ્યક્ આજીવમા થાય છે.

૭૩. આ રીતે પાર્શ્વનાં ચારે યામનો સમાવેશ અષ્ટાંગિક માર્ગના ત્રણ અંગમાં થાય છે. બાકીનાં પાંચે અંગો પણ અહિંસાને પોષક જ છે. તેનો ટૂંકમાં વિચાર કરી લઈએ.

૭૪. પ્રથમ અંગ સમ્યક્ દૃષ્ટિ. આ જગત્ કોણે બનાવ્યું, તેનો અંત થવાનો છે કે નહિ, પરમાત્મા એક જ છે કે દરેક શરીરમાંનો આત્મા જૂદો જૂદો છે, વગેરે બાબતોનો વિચાર કરવાથી માનવજાતિને કશો લાભ થવાનો નથી. માનવજાતિ દુઃખમાં પડેલી છે, આ દુઃખનું કારણ માનવી તૃષ્ણા છે. આ તૃષ્ણાનો નિરોધ એ મોક્ષ છે; અને મોક્ષ મેળવવાનો ઉપાય અષ્ટાંગિક માર્ગ છે. આ તત્ત્વજ્ઞાનનો અંગીકાર કરવો એ સમ્યક્ દૃષ્ટિ છે.

૭૫. કામોપભોગના વિચારોથી મનુષ્યને બહુ નુકશાન થાય છે. તે જ રીતે બીજાને મારવાથી કે ઉપદ્રવ થાય એવી ચળવળો કરવાથી મનુષ્યને બહુ નુકશાન થાય છે. આથી આવા વિચારો મનમાં આવવા ન દેતાં, નિષ્કામવૃત્તિથી, પ્રેમથી અને સૌજન્યથી વર્તવાનો સંકલ્પ કરવો, એને સમ્યક્ સંકલ્પ કહે છે.

૭૬. અપાયકારક વિચારો મનમાં ન આવ્યા હોય તો તે મનમાં આવવા ન દેવા, અને જે આવ્યા હોય તે તત્કાળ દૂર કરવા; તથા જે ઉપાયકારક વિચારો મનમાં ન આવ્યા હોય તેને મનમાં લાવવા, અને જે આવ્યા હોય તેનું પોષણ કરીને તેની પૂર્ણતા કરવી, એને સમ્યક્ વ્યાયામ કહે છે.

૭૭. શરીર, વેદના, મન અને વિચારનું યથોચિત અવલોકન કરવું, એને સમ્યક્ સ્મૃતિ કહે છે; અને ચાર ધ્યાનનો અભ્યાસ કરવાને સમ્યક્ સમાધિ કહે છે.

૭૮. પાર્શ્વના ચાર યામમાં અષ્ટાંગિક માર્ગનાં આ પાંચ અંગોનો સમાવેશ થતો નથી. હિંસા કરવી નહિ, અસત્ય બોલવું નહિ, ચોરી કરવી

નહિ, અને પરિગ્રહ રાખવો નહિ; આ ચાર વ્રતો પાર્શ્વના શિષ્યો સ્વીકારતા અને બાકીનો સમય દેહદમનમાં ગાળતા. બુદ્ધને આ ગમતું નહિ. શરીર અને વાચાનું સંયમન કર્યા પછી બાકી વધેલો સમય સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિના અભ્યાસમાં ગાળવો જોઈએ; તેનાથી કાયા અને વાચાનું સંયમન થાય છે અને માનસિક સુખની અભિવૃદ્ધિ થાય છે એમ બુદ્ધનું કહેવું હતું. આ જ કારણથી દેહદમનનો નિષેધ કરીને અષ્ટાંગિક માર્ગનો તેણે પ્રચાર કર્યો:

૭૯. અગાઉ ગણાવેલા ૭ એ મોટા સંઘનાયકોમાં* બુદ્ધ જુવાન હતો. શરૂઆતમાં તેની પાસે મોટો સંઘ નહોતો એ પણ ઉપર આપેલી ભરંડુ કાલામની હકીકત ઉપરથી જણાય છે.+ છતાં બુદ્ધના આ મધ્યમ માર્ગનો પ્રભાવ લોકો ઉપર એકદમ પડ્યો. બીજા બધા સંઘો બૌદ્ધ સંઘથી પાછળ પડી ગયા, એમાં આશ્ચર્ય નથી, કારણ કે પ્રચલિત તત્ત્વજ્ઞાન કરતાં આ તત્ત્વજ્ઞાન લોકોને વધારે ગમ્યું.

૮૦. બુદ્ધના સમય પહેલાં યજ્ઞયાગનું જોર ઘણું જામી પડ્યું હતું, અને લોકોને તેનો તિરસ્કાર હતો. પરંતુ રાજાઓ અને પૈસાદાર લોકો જબરદસ્તીથી ખેતીનાં ઢોર ખેડૂતો પાસેથી લાવતા અને મોટા મોટા યજ્ઞોમાં તેનો વધ કરતા. આ કૃત્ય લોકોને કેટલું નાપસંદ હતું એ દર્શાવવા અહીં એક નાના સુત્તનો ઉતારો આપવો જરૂરી છે.

૮૧. "બુદ્ધ ભગવાન શ્રાવસ્તીમાં રહેતા હતા. તે વખતે પસેનદિ કોસલ રાજાના મહાયજ્ઞની શરૂઆત થઈ ચૂકી હતી. પાંચસો બળદ, પાંચસો વાછડા, પાંચસો વાછડીઓ, પાંચસો બકરા, અને પાંચસો ઘેટાં યજ્ઞ માટે યૂપની સાથે બાંધેલાં હતાં. રાજાના નોકરો, દૂત અને કામગાર લોકો દંડભયથી ભયભીત થઈને અશ્રુપાત કરતા રડતાં રડતાં યજ્ઞનાં કામો કરતા હતા. આ વસ્તુસ્થિતિ કેટલાક ભિક્ષુઓએ જોઈ અને ભગવાનને જણાવી.

* વિ૦ ૨, ૨૪–૨૯ જુઓ. + વિ૦ ૨, ૪૯–૫૧ જુઓ.

૮૨. " ત્યારે ભગવાન બોલ્યા, ' અશ્વમેધ, પુરુષમેધ, સમ્યક્પાશ, વાજપેય અને નિરર્ગલ આટલા યજ્ઞો ઘણા ખરચાળ છે, પણ તે બહુ ફળ આપનારા નથી. બકરાં અને ઘેટાં, ગાયો અને બળદ વગેરે વિધવિધ પ્રાણીઓનો જેમાં વધ કરવામાં આવે છે એવા યજ્ઞોમાં સદ્દર્તની મહર્ષિઓ જતા નથી. પરંતુ જે યજ્ઞમાં પ્રાણીઓની હિંસા થતી નથી, અને જે સદા લોકોને ગમે છે, જેમાં બકરાં, ઘેટાં, ગાયો, બળદ વગેરે પ્રાણીઓનો વધ કરવામાં આવતો નથી, એવા યજ્ઞોમાં સદ્દર્તની મહર્ષિઓ જાય છે. માટે સુજ્ઞ પુરુષે આવો યજ્ઞ કરવો. "*

૮૩. આવી જાતના મોટા યજ્ઞો લોકોને કેટલા અપ્રિય થવા લાગ્યા હતા તેનાં ઉદાહરણો બૌદ્ધ વાઙ્મયમાં ઘણાં મળે છે. આવા યજ્ઞોથી કંટાળીને જે તપસ્વી લોકો જંગલમાં જતા, તે જો કદી ગામમાં આવતા, તોપણ લોકોને ઉપદેશ આપવાની તરખડમાં પડતા નહિ. આવો પ્રયત્ન પ્રથમ પાર્શ્વે કર્યો હોવો જોઈએ. યજ્ઞયાગ એ ધર્મ નથી, પણ ચાર યામ એ જ ખરો ધર્મ છે, એવું તેણે લોકોને સમજાવ્યું. યજ્ઞયાગથી ચાંકેલા સામાન્ય લોકો આ ધર્મ તરફ તત્કાળ વળ્યા છતાં રાજાઓ અને શ્રીમંત બ્રાહ્મણો પોતાના સ્વાસ્થ્ય માટે યજ્ઞયાગ કર્યા કરતા હતા. બીજા શ્રમણુસંપ્રદાયોએ જૂદા જૂદા માર્ગે આ યજ્ઞયાગના ધર્મ ઉપર હલ્લાઓ કર્યા. છતાં મૌર્યકાલ સુધી કોઈ ને કોઈ સ્વરૂપે આ યજ્ઞયાગ અસ્તિત્વમાં હતા જ.

### અશોક અને શ્રમણુસંસ્કૃતિ

૮૪. ચંદ્રગુપ્ત મૌર્ય જૈન હતો એમ જૈનો કહે છે; કદાચ એમ હોય પણ ખરું. પરંતુ ચંદ્રગુપ્તે યજ્ઞો બંધ કરવાનો પ્રયત્ન કર્યો નથી. તેણે પોતે યજ્ઞો કર્યા નથી અને આ કાર્યમાં બ્રાહ્મણોને ઉત્તેજન પણ આપ્યું નથી. આ જ કારણથી બ્રાહ્મણ ગ્રંથકારોએ તેને કદાચ

* કોસલસંયુત્ત, વગ્ગ ૧ સુત્ત ૯.

ચંદ્રવંશી ઠરાવ્યો હોય. તેનો પુત્ર બિંદુસાર કયા પંથનો હતો, એ જાણવું મુશ્કેલ છે. તે ગમે તે પંથનો હોય, પણ તેણે પોતાના રાજ્યની વ્યવસ્થા કરવા સિવાય બીજી બાબત ઉપર ઝાઝું ધ્યાન આપ્યું હોય એમ લાગતું નથી તેનો પુત્ર અશોક શ્રમણસંસ્કૃતિનો પૂર્ણ પુરસ્કર્તા થયો.

૮૫. ગાદ્યાભિષેક થયા પછી આઠમા કે નવમા વર્ષે તેણે કલિંગ દેશ ઉપર ચડાઈ કરી. ત્યા એક લાખ લોકો મરાયા; અને દોઢ લાખને પકડીને કેદ કરવામા આવ્યા.* આથી કલિંગ દેશમા બહુ હાહાકાર થઈ ગયો અને અશોકના મન ઉપર તેની ભારે અસર થઈ. તે જેટલો હિંસક હતો તેટલો જ અહિંસક બન્યો. તે વખતે જે શ્રમણપંથો હતા તેમા તેને બૌદ્ધ પંથ વધારે ગમ્યો, અને તે પૂરેપૂરો બુદ્ધનો ભક્ત બન્યો. બુદ્ધધર્મના પ્રચાર માટે તેણે કરેલો પ્રયત્ન પ્રસિદ્ધ છે પરંતુ તે કોઈ રીતે સાપ્રદાયિક નહોતો. બૌદ્ધ સંપ્રદાયને તેણે જો કે બધા કરતા વધારે મદદ કરી છતા બીજા શ્રમણસંપ્રદાયો બરાબર ચાલે એ માટે તે કાળજી લેતો. એટલુ જ નહિ પણ આ બધા શ્રમણસંપ્રદાયો અંદર અંદર કલહ પેદા કરીને કાળનો અપવ્યય ન કરે તે માટે તેણે બનો શકે તેટલો બંદોબસ્ત કર્યો.

૮૬. સાતમા શિલાલેખમા તે લખે છે, "બધી જગાએ બધા પાષંડ (શ્રમણસંપ્રદાયી) ભલે રહે કારણ કે, તેઓ સંયમ અને ભાવશુદ્ધિ ઇચ્છે છે...વિપુલ દાનધર્મ કર્યા છતા પણ જે માણસમાં સંયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા અને દૃઢભક્તિ ન આવે, તે ખરેખર નીચ છે."

૮૭ અશોકનો આ ઉપદેશ ગૃહસ્થો માટે છે. જે ગૃહસ્થો પોતાના સંપ્રદાયને પુષ્કળ દાન આપતા, પરંતુ બીજાના સંપ્રદાયની નિંદા કરતા કે તેને ઉતારી પાડવાનો પ્રયત્ન કરતા, તેમને અશોક

* અશોકનો તેરમો શિલાલેખ જુઓ.

કહે છે કે, " બધા શ્રમણસંપ્રદાયો સંયમ અને અંતઃકરણની શુદ્ધિ ઈચ્છે છે. એટલે તમે ગમે તેટલું દાન કરો, પણ જો વાચાનો સંયમ બતાવો નહિ, તમારું અંતઃકરણ જો શુદ્ધ થાય નહિ, આવા લોકો પ્રત્યે તમારામાં કૃતજ્ઞતા અને દૃઢભક્તિ ઉપજે નહિ, તો તમને નીચ જ કહેવા જોઈએ."

૮૮. વળી બારમા શિલાલેખમાં અશોક કહે છે, "દેવોનો પ્રિય પ્રિયદર્શી રાજા બધા પ્રકારના શ્રમણોની (પાષંડોની), પરિવ્રાજકોની અને ગૃહસ્થોની દાનધર્મથી અને બીજા અનેક પ્રકારે પૂજા કરે છે પરંતુ દેવોનો પ્રિય, જેટલું મહત્ત્વ બધા પાષંડોની સારવૃદ્ધિને આપે છે, તેટલું મહત્ત્વ દાન અને પૂજાને આપતો નથી. સારવૃદ્ધિના પ્રકાર અનેક છે. તેનું મૂળ વાચાગુપ્તિ છે. દાખલા તરીકે, આત્મ-પાષંડોની ખોટી સ્તુતિ ન થાય, કે પરપાષંડનિંદા ન થાય. જો થોડુંઘણું એવું બને તો તેને ઝાઝું મહત્ત્વ આપવું નહિ અનેક પ્રકારે બીજાના પાષંડને માન આપવું યોગ્ય છે. આમ કરવાથી (તે) આત્મપાષંડની જરૂર અભિવૃદ્ધિ કરે છે અને બીજાના પાષંડ ઉપર પણ ઉપકાર કરે છે...એક બીજાનો ધર્મ એક બીજાએ સાંભળવો અને એકબીજાની શુશ્રૂષા કરવી, એ માટે સંપ ઉત્તમ છે. બધા પાષંડ બહુશ્રુત અને કલ્યાણાગમ* થાય એવી જ દેવોના પ્રિયની ઇચ્છા...આ માટે ધર્મમહામાત્રોની (અને બીજાની) યોજના કરવામાં આવી છે..."

૮૯. આ શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે, જેટલા અહિંસાત્મક પંથો હતા તેમના પ્રત્યે અશોક સમાનતાથી વર્તતો, એટલું જ નહિ, પણ તેમનામાં કલહ ઉત્પન્ન થવા ન દેતાં તેમનામાં સંપ વધે, અને તે પંથો લોકોને સંયમનો અને આત્મશુદ્ધિનો માર્ગ બતાવે, એટલા માટે તેણે પુષ્કળ પ્રયત્નો કર્યા. વૈદિક સંસ્કૃતિનો

* જેમના ધર્મગ્રંથો કલ્યાણકારક છે તે.

પાયો યજ્ઞયાગ ઉપર હતો. તેનો પહેલા જ શિલાલેખમાં અશોકે નિષેધ કર્યો છે,* અને સામાન્ય લોકોને તેણે જે ધર્મનો ઉપદેશ કર્યો છે તેમાં અહિંસાને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. એટલે અશોકના સામ્રાજ્ય-માં જ નહિ, પણ આસપાસનાં રાજ્યોમાં પણ શ્રમણસંસ્કૃતિનો—તેમાં પણ ખાસ કરીને બૌદ્ધ પંથનો—પ્રસાર ખૂબ જોમથી થયો, એમાં નવાઈ નથી.

## શ્રમણસંસ્કૃતિના ગુણદોષો

૯૦. સર્વસ્વનો ત્યાગ કરીને, કેવળ મનુષ્ય ઉપર જ નહિ પણ બીજા પ્રાણીઓ ઉપર પણ દયા કરવાનું લોકોને શીખવવું એ જેવું તેવું કામ નથી. આ કાર્યમાં વૈદિક બ્રાહ્મણોએ પુષ્કળ વિરોધ કર્યો. તેના દાખલા ત્રિપિટક વાઙ્મયમાં ઘણા જોવામાં આવે છે. પરંતુ આવા વિરોધોને ન ગણકારતાં શ્રમણસંપ્રદાયોએ, અને તેમાં પણ ખાસ કરીને બૌદ્ધો તથા જૈનોએ દયાધર્મનો ફેલાવ કરવા માટે અપ્રતિમ પ્રયત્નો કર્યા. અશોક જેવા રાજાની મદદ મળવાથી તો હિંદુસ્તાન દેશની બહાર પણ બૌદ્ધ ધર્મ ફેલાયો. અશોકથી શિલાદિત્ય સુધીના સમયમાં બૌદ્ધ ધર્મ પૂર્વ તરફ સતત ફેલાતો જતો હતો. જે હિંદી શ્રમણોએ આ ધર્મના પ્રસારમાં મદદ કરી તેમનાં ઉજ્જ્વળ ચરિત્રો હજી પણ સિલોન, બ્રહ્મદેશ, સયામ, ચીન, જાપાન વગેરે દેશોના લોકો ગાય છે.

૯૧. આજે હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મ રહ્યો નથી; અને જૈનધર્મ થોડા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે. છતાં આ ધર્મની છાપ લોકો ઉપર જબરી બેસી ગઈ છે. બ્રાહ્મણોએ ઘણી મહેનત કરી, છતાં યજ્ઞયાગનું પુનરુજ્જીવન ન થયું. અશોક પછી પુષ્યમિત્રે, અને તે પછી ઈસવી સનના ચોથા સૈકામાં સમુદ્રગુપ્તે અશ્વમેધ યજ્ઞ કર્યો. પરંતુ આ યજ્ઞની પદ્ધતિ ફરીવાર લોકોમાં ફેલાવાનું અશક્ય બન્યું.

* इध न किंचि जीवं आरभित्व पजुहितव्वं ।

૯૨ સર્વસામાન્ય લોકોમાં આજે જે સદાચાર જોવામાં આવે છે તેના મૂળ, પણ આ શ્રમણોએ જ નાખ્યા. બ્રાહ્મણોનો ધંધો યજ્ઞયાગ કરવાનો, અને રાજાઓ પાસેથી તથા બીજા ઉચ્ચ જાતિના શ્રીમંતો પાસેથી દક્ષિણા મેળવવાનો હતો. શૂદ્રને તો સ્મશાનની જેમ ત્યાજ્ય ગણવાનો! તેમનો બ્રાહ્મણો શું કરવા ભાવ પૂછે? પરંતુ શ્રમણોમાં આ જાતિનો ભેદભાવ નહોતો. તેમને મન શુ શૂદ્ર કે શુ ઉચ્ચ જાતિ, બધા જ સરખા હતા કિંમહુના બધા લોકોમાં સમતા સ્થાપવાનો તેમનો પ્રયત્ન હતો

૯૩. બુદ્ધ ઉપરનો બ્રાહ્મણોનો મોટામા મોટો આક્ષેપ એ હતો કે, 'ચારે વર્ણો મોક્ષ મેળવી શકે છે, એવું બુદ્ધ પ્રતિપાદન કરે છે.'* પરંતુ આવા આક્ષેપોને ન ગણકારતા બુદ્ધે તથા તેના શિષ્યોએ હિન્દુસ્તાનમાં અને હિન્દુસ્તાન બહાર બધી જાતિઓમા સદાચાર ફેલાવવાનો પ્રયત્ન કર્યો તેની અસર આજે પણ હિંદુ સમાજ ઉપર ચએલી જોવામા આવે છે.

૯૪. યજ્ઞ કરવા માટે એક મોટો ભવ્ય મંડપ ઉભો કરવો પડતો અને તેમા હજારો યૂપો ખોડવા પડતા. આ મંડપો શણગારવામા આવતા હશે. પરંતુ તેમની આવરદા યજ્ઞ પૂરો થતાં સુધીની જ અર્થાત્ યાજક બ્રાહ્મણો મારફત કલાકૌશલ્યની ઉન્નતિ થવી શક્ય નહોતી. આ કાર્ય શ્રમણસંસ્કૃતિએ કર્યું યજ્ઞયાગ પ્રત્યેનો લોકોનો અનાદાર વધતો જવાથી તેમની પ્રવૃત્તિ સ્તૂપો અને વિહારો બાંધવા તરફ વળી. આજે પ્રાચીન કલાકૌશલ્યનાં જે સ્થાનો હિંદુસ્તાનમા છે, તેમા અશોકના શિલાસ્તંભો, કાર્લા વગેરેની ગુફાઓ અને સાંચી વગેરેના સ્તૂપોને અગ્રસ્થાન આપવામા આવે છે. બૌદ્ધોને

* 'समणो गोतमो चातुवण्णिं सुद्धिं पञ्ञापेति।' मज्झिमनि० म० પણ્ણાસક, અસ્સલાયનસુત્ત.

પગલે જૈનોએ પણ કલાકૌશલ્યની ઘણી ઉન્નતિ કરી અને પૌરાણિક કાલમાં શૈવ અને વૈષ્ણવોએ પણ તેમનું અનુકરણ કર્યું.

> बाहु सच्चं च सिप्पं च विनयो च सुसिक्खितो ।
> सुभासिता च या वाचा एतं मंगलमुत्तमम् ॥

( બહુશ્રુતપણું, શિલ્પકળા, સારા વર્તનનો અભ્યાસ અને સમયોચિત ભાષણ, આ ઉત્તમ મંગલો છે.) મંગલસુત્તની આ ગાથા ઉપરથી બૌદ્ધોએ કલાકૌશલ્યને કેમ ઉત્તેજન આપ્યું એ સમજાશે.

૯૫. શ્રમણસંસ્કૃતિમાં દોષો પેસવાનું મુખ્ય કારણ તેને રાજાશ્રય મળ્યો એ ગણવું જોઈએ. બુદ્ધે પોતાની નાની એવી જાગીર છોડીને સંન્યાસ લીધો અને પીસતાળીશ વરસ સુધી ધર્મપ્રચારનું કાર્ય કર્યું. પણ આ સમય દરમ્યાન તેનો અને મહારાજાઓનો સંબંધ ભાગ્યે જ આવતો. બિંબિસાર રાજાએ બુદ્ધનું બહુ સન્માન કરીને તેને વેણુવન દાન કર્યું, વગેરે જે હકીકતો વિનય-મહાવગ્ગમાં આવે છે તે તદ્દન કલ્પિત હોવી જોઈએ. કારણ કે, સુત્તપિટકમાં આ હકીકતોને ટેકો મળતો નથી. બિંબિસાર રાજા ઉદાર હતો, અને તે બધા પંથોના શ્રમણો પ્રત્યે સમતાથી વર્તતો. એટલે તેણે બુદ્ધને અને તેના સંઘને પોતાના વેણુવનમાં રહેવાની રજા આપી હોય, તો તેમાં કાંઈ ખાસ વિશેષતા નથી.

૯૬. શ્રાવસ્તીનો અનાથપિંડિકનો આરામ એ બુદ્ધનો મુખ્ય વિહાર હતો, પણ તે રાજાએ બંધાવ્યો નહોતો. અનાથપિંડિક કે સુદત્ત નામના પ્રસિદ્ધ વેપારીએ તે બંધાવ્યો હતો. શ્રાવસ્તીમાં જ વિશાખા નામની એક પૈસાદાર સ્ત્રીએ બૌદ્ધસંઘને માટે એક પ્રાસાદ બંધાવ્યો હતો. વિશાખાને મિગારમાતાના નામથી ઓળખતા અને તેથી જ એ પ્રાસાદને મિગારમાતાના પ્રાસાદ તરીકે ઓળખવામાં

આવતો હતો. બુદ્ધે પોતાના આયુષ્યના ઘણા ચાતુર્માસ આ બે જગાએ ગાળ્યા છે. રાજા પસેનદિ કોઈ કોઈ વાર બુદ્ધને મળવા માટે અનાથપિંડિકના આરામમાં આવતો. પરંતુ અગાઉ આપેલા તેના યજ્ઞના વર્ણન ઉપરથી તેના ઉપર બૌદ્ધ ધર્મનો ઝાઝો પ્રભાવ પડ્યો નહિ હોય એમ સ્પષ્ટ થાય છે.*

૯૭. બીજી જગાએ આવેલા બુદ્ધના વિહારોમાં કપિલવસ્તુમાં શાક્ય લોકોએ બંધાવેલ નિગ્રોધારામ એક હતો. શાક્ય રાજાઓ બુદ્ધની જ્ઞાતિમાંનાં જ હતા. બુદ્ધની ઉત્તરાવસ્થામાં તેમણે આ વિહાર બંધાવ્યો હશે. કૌશામ્બીમાં ઘોષિત શ્રેષ્ઠીએ પણ બુદ્ધ માટે એક વિહાર બંધાવ્યો હતો. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, બુદ્ધની હયાતીમાં કોઈ પણ મહારાજાએ બુદ્ધ માટે વિહાર બંધાવ્યો નથી. તેનો ધર્મ રાજાઓ માટે નહોતો, પણ સામાન્ય જનના માટે હતો; અને મધ્યમ વર્ગના કેટલાક ઉદાર લોકો તેના રહેવાની વ્યવસ્થા કરતા.

૯૮. પરંતુ અશોક પછી આ સ્થિતિ બદલાઈ. બૌદ્ધ ધર્મ રાજાશ્રિત થયો. રાજાશ્રય મેળવવાનો પ્રયત્ન પ્રથમ બૌદ્ધોએ કર્યો કે જૈનોએ કર્યો એ કહેવું મુશ્કેલ છે. ચંદ્રગુપ્ત જૈન હતો એ વાત જો સાચી માનીએ તો રાજાશ્રય મેળવવાનો પ્રયત્ન પ્રથમ જૈનોએ કર્યો એમ ગણવું જોઈએ. પણ આ પ્રશ્ન મહત્ત્વનો નથી. એટલી વાત સાચી કે, અશોક પછી જૈન અને બૌદ્ધ બન્ને પંથોએ રાજાશ્રય મેળવવાના પ્રયાસો કર્યાનું જણાય છે.

૯૯. અશોકને કોઈ એક બૌદ્ધ સાધુએ બુદ્ધોપાસક બનાવવાનો પ્રયત્ન કર્યો, એ હકીકતનો કોઈ પણ પુરાવો તેના શિલાલેખમાં મળતો નથી. પણ આ મુદ્દો બહુ મહત્ત્વનો નથી. તે બૌદ્ધ થયા પછી તેણે અનેક વિહારો બાંધ્યા, અને હજારો ભિક્ષુઓ સુખેથી રહી શકે અને ખાઈ પી શકે એવી તેણે વ્યવસ્થા કરી એમાં શક નથી. એવી

* વિ૦ ૨, ૮૧-૮૨ જુઓ.

એક દંતકથા છે કે, અશોકે કુલ ચોરાશી હજાર વિહારો બંધાવ્યા. પણ એમાંથી માર એટલો કાઢી શકાય કે, અશોક રાજાનું અનુકરણ કરીને તેની પ્રજાએ અને આજુબાજુના રાજારજવાડાઓએ હજારો વિહારો બંધાવ્યા અને તેમની સંખ્યા એંશી નેવું હજાર સુધી પહોંચી.

૧૦૦. અશોક રાજાના આ કૃત્યને પરિણામે બૌદ્ધ ભિક્ષુસંઘ પરિગ્રહી બન્યો. ભિક્ષુની પાસે પોતાની સંપત્તિ તરીકે પોતાનાં ત્રણ ચીવરો અને એક ભિક્ષાપાત્ર હતાં. પરંતુ બુદ્ધના સમયથી જ સંઘ માટે રહેવાની એકાદ જગા રાખવાની પરવાનગી મળી હતી. તે જગાની માલેકી ગૃહસ્થોની હતી, અને તેની મરામત પણ તેઓ જ કરતા. ભિક્ષુસંઘ માત્ર ચાતુર્માસ ત્યાં ગાળતો; બાકીના આઠ મહિના તેઓ પ્રવાસ કરતા અને લોકોને ઉપદેશ કરતા. જો ચાતુર્માસ સિવાયના બીજા દિવસોમાં કોઈ ભિક્ષુસંઘ એક જ જગાએ ઘણા મહિના રહે તો લોકો તેની ટીકા કરતા.* પરંતુ અશોકના સમયથી આ સ્થિતિ બદલાઈ. મોટા વિહારો બંધાયા અને તેમાં ભિક્ષુઓ કાયમ માટે સ્થિર થઈ રહેવા લાગ્યા.

૧૦૧. असन्तं भावनं इच्छेय पुरेक्खारञ्च भिक्खुसु ।
आवासेसु च इस्सरियं पूजा परकुलेसु च ॥
ममेव कतं मञ्ञन्तु गिही पब्बजिता उभो ।
ममेवातिवसा अस्सु किच्चाकिच्चेसु किस्मिचि ॥
इति बालस्स संकप्पो इच्छा मानो च वड्ढति ।
अञ्ञा हि लाभूपनिसा अञ्ञा निब्बानगामिनी ॥
एवमेतं अभिञ्ञाय भिक्खु बुद्धस्स सावको ।
सक्कारं नाभिनन्देय्य विवेक मनुब्रूहये ॥

* तेन खो पन समयेन भगवा तत्थेव राजगहे वस्स वसि, तत्थ हेमन्तं, तत्थ गिम्हं । मनुस्सा उज्झायन्ति...न इमेसं दिसा पक्खायन्तीति। વિનયપિટક, મહાવગ્ગ, મહાકપ્પન્ધક

(ન હોય એવી ધ્યાનસમાધિની ભાવના અને સાધ્ય થઈ છે એવું બતાવવાની, ભિક્ષુઓનું નેતૃત્વ મેળવવાની, વિહારમાં અધિકાર મેળવવાની અને ગૃહસ્થોમાં માન મેળવવાની ઇચ્છા; અને ગૃહસ્થ અને ભિક્ષુ મારા જ કહેવા પ્રમાણે કરે. ગમે તે કૃત્યાકૃત્યમાં તેઓ મારે જ વશ હોવા જોઇએ, એવો મૂર્ખ (ભિક્ષુ)નો સંકલ્પ. આથી ઇચ્છા અને માન વધતાં જાય છે. પરંતુ લાભનો માર્ગ જુદો છે અને નિર્વાણનો માર્ગ જુદો છે, એમ બુદ્ધના શ્રાવક ભિક્ષુએ સમજીને સત્કારનું અભિનન્દન ન કરવું; વિવેકની વૃદ્ધિ કરવી.) ધમ્મપદમાં આવતી આ ગાથાઓ આ સમયમાં જ રચાઈ હોવી જોઇએ. એ તો સ્પષ્ટ છે, કે જ્યારે મોટા મોટા વિહારોની સ્થાપના થઇ હશે, ત્યારે તેના નેતૃત્વ સંબંધે અંદર અંદર હરિફાઈ શરૂ થઈ હશે. બધા પંથોમાં સંપ સ્થાપવાનો અશોકનો પ્રયત્ન તો એક બાજુએ રહ્યો, પણ ખુદ બુદ્ધના સંઘમાં પણ આવી વાસનાને પરિણામે પક્ષો પડવા લાગ્યા અને તકરારો થવા લાગી. સારનાથ પાસેના શિલાલેખ ઉપરથી એમ સમજાય છે કે, આ તકરારો શાંત કરવા પાછળ અશોકનો ઘણો સમય જતો, અને તેને ઘણી મહેનત કરવી પડતી.

૧૦૨. વિહારમાં રહેતા ભિક્ષુઓનો નિર્વાહ કેવળ ભિક્ષા ઉપર ચાલે એ અશક્ય હતુ. આથી તેને માટે આરામિકોની વ્યવસ્થા કરવી પડી. આરામિક એટલે આરામના (વિહારના) સેવકો. તેમનો દરજ્જો લગભગ આજના સંયુક્ત પ્રાંતના ખેડૂતો જેવો હતો એમ ગણી શકાય. જમીનનુ મહેસૂલ તેઓ વિહારમાં ભરતા. ઉપરાંત વારંવાર વિહારની મરામત વગેરે કામકાજ પણ તેમને કરવાનાં હતાં. આ સંબંધનો પ્રથમ ઉલ્લેખ મહાવગ્ગમાં મળે છે.

૧૦૩. "તે સમયે આયુષ્માન્ પિલિંદવચ્છ રાજગૃહમાં ગુફા ખોદાવવાના હેતુથી ડુંગરાની નીચે મરામત કરાવતો હતો. ત્યારે મગધરાજા બિંબિસાર તેની પાસે આવ્યો. તેને નમસ્કાર કરીને એક

બાજુએ બેઠો અને બોલ્યો, 'ભદંત, અહીં શું કરાવો છો?' પિલિંદવચ્છ બોલ્યો, 'મહારાજ, ગુફા કરવાની ઇચ્છાથી હું આ ડુંગરાની કરાડને સમીનમી કરાવું છું.' રાજા બોલ્યો, 'તમારે આરામિક જોઈશે?' 'મહારાજ, ભગવાને આરામિક રાખવાની અનુજ્ઞા આપી નથી.' 'ભદંત, જો એમ હોય, તો ભગવાનને પૂછીને પછી મને જણાવજો.'

૧૦૪. "ત્યાર પછી પિલિંદવચ્છે ભગવાન પાસે દૂત મોકલીને આરામિક રાખવા માટે રજા માગી, અને ભગવાને તે રજા આપી. ત્યાર પછી ફરી એક વાર બિંબિસાર રાજા તેની પાસે આવ્યો. તે વખતે આરામિક રાખવા બદલ ભગવાનની અનુજ્ઞા મળી છે એ તેણે જાણ્યું. તે બોલ્યો, 'ભદંત, એમ હોય તો, હુ તમને એક આરામિક આપું છું.'

૧૦૫. "બિંબિસાર રાજા કર્તવ્યમાં ગુંથાઈ ગએલો હોવાથી આ બાબત ભૂલી ગયો. પણ થોડા સમય પછી તેને તેનું સ્મરણ થયું, અને તેણે પોતાના મહાઅમાત્યને પૂછ્યું, 'પિલિંદવચ્છને આરામિક આપ્યો?' 'નથી આપ્યો' એવો જવાબ મળ્યા પછી તે બોલ્યો, 'આરામિક આપવાનું વચન આપ્યાને આજે કેટલા દિવસો થયા?' મહાઅમાત્યે દિવસો ગણીને 'પાંચસો દિવસો થયા,' એમ રાજાને કહ્યું. આથી રાજાએ પિલિંદવચ્છને પાંચસો આરામિક આપવાની આજ્ઞા કરી. આ પાંચસો આરામિકનું એક ગામ વસ્યું. તેને 'આરામિક ગ્રામક' કે 'પિલિંદવચ્છગ્રામક' કહેતા." *

૧૦૬. આ બનાવ બુદ્ધના સમયમાં બનેલો ન હોય. આ વાર્તા અશોક પછી રચાઈ છે એમાં શક નથી. આવી જ જાતની બીજી એક વાત હુએનત્સંગના પ્રવાસવૃત્તાંતમાં મળે છે. તેનો સાર અહીં આપવો યોગ્ય છે.

* મહાવગ્ગ, ભેસજ્જક્ખન્ધક.

૧૦૭. "કાશ્મીર રાજ્યનો પરિઘ સાત હજાર લી છે; અને તે ચારે બાજુએ ડુંગરોથી ઘેરાએલું છે...બુદ્ધના પરિનિર્વાણ પછી આનંદનો શિષ્ય અરહન્ત માધ્યાન્તિક આ દેશમાં આવ્યો. તે સમયે આ દેશ એક મોટા તળાવ જેવો હતો; અને અહીં એક મોટો નાગ રહેતો હતો. માધ્યાન્તિક અરહન્તે પોતાના ઋદ્ધિબળથી એ નાગને વશ કર્યો અને તેની પાસે આ તળાવનું પાણી શોષી લેવરાવ્યું. આથી આ પ્રદેશ વસ્તી કરવા જેવો બન્યો. પરંતુ નાગને રહેવા માટે જગા નહોતી. આથી આ પ્રદેશની વાયવ્ય દિશાએ આવેલ એક નાના તળાવમાં તેને રહેવા માટે અરહન્તે જગા આપી. તે પછી તે નાગ બોલ્યો, 'આ પ્રદેશ હું આપને દાન કરું છું.' માધ્યાન્તિક બોલ્યો, 'હું થોડા વખતમાં જ નિર્વાણ પામીશ. આથી તારું દાન સ્વીકારીને હું શું કરું?' નાગ બોલ્યો, 'આ જો શક્ય નથી, તો પછી જ્યાં સુધી બુદ્ધ ધર્મનું અસ્તિત્વ હોય ત્યાં સુધી મારા આ દાનનો પાંચસો અરહન્તોને સ્વીકાર કરવા દો.'

૧૦૮. "તેની વિનતિને અનુસરીને માધ્યાન્તિક અરહન્તે તે પ્રદેશમાં પાંચસો સંઘારામ (વિહાર) બંધાવ્યા; અને આસપાસના પ્રદેશમાંથી ગરીબ લોકોને વેચાતા લઈને તેમને આ સંઘારામોના આરામિક બનાવ્યા. માધ્યાન્તિકના મૃત્યુ પછી આ આરામિકો આસપાસના પ્રદેશોના રાજા બન્યા. પરંતુ આજુબાજુના લોકો તેમને હલકા ગણતા અને 'ક્રીત' * (વેચાતા લીધેલા) કહેતા.

૧૦૯. "બુદ્ધના પરિનિર્વાણ પછી સો વરસે અશોક રાજાએ આખું જગત જીત્યું; અને તેનું માન દૂર દૂરના પ્રદેશમાં પણ વધ્યું.

* ચિની શબ્દ 'કિ-લિ-તો' છે તેનો સંસ્કૃત શબ્દ ક્રીત હોવો જોઈએ. પરંતુ ભાષાંતરકાર Samuel Beal કિરીય શબ્દ આપે છે. કિરાત નામના જે લોકો હતા, તથા જેનો મહાભારતમાં અનેક જગાએ ઉલ્લેખ મળે છે, તે તો આ ક્રીત લોકો નહિ હોય?

ત્રિરત્નોને+ તે બહુ માન આપતો, અને સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રેમ રાખતો. તે વખતે એક હજાર ભિક્ષુઓમા તકરાર થઈ તેમાના પાચસો ભિક્ષુ અરહન્ત હતા અને પાચસો દાંભિક હતા તેમાના સારા કોણ અને ખરાબ કોણ, તેની અશોકને ખબર ન હોવાથી તે બધાને એક સાથે જલસમાધિ આપવાના ઉદ્દેશથી તેમને ગગાના કિનારે ભેગા કર્યા. આ વાતની જ્યારે અરહન્તોને ખબર પડી ત્યારે તેઓ એકદમ આકાશમાર્ગે આ પ્રદેશમા (કાશ્મીરમા) આવ્યા તેમનુ આ ઋદ્ધિબલ જોઈને અશોકે તેમને સ્વદેશ પાછા ફરવા વિનતિ કરી, પણ તેઓ ગયા નહિ આથી અશોકે આ પ્રદેશમા પાચસો સઘારામ બધાવ્યા, અને આ દેશ સઘને દાન કર્યો

૧૧૦. "બુદ્ધના પરિનિર્વાણ પછી ચારસોમે વરસે કનિષ્ક ગાદીએ બેઠો. તેણે પોતાની કારકીર્દિમા આ પ્રદેશમા ભિક્ષુઓની એક મોટી સભા ભરી, અને ત્રિપિટકનુ શુદ્ધીકરણ કરાવ્યુ આ સસ્કરણ તેણે તામ્રપટો ઉપર કોતરાવીને એક મોટી પત્થરની પેટીમા ભરીને જમીનમા દાટયું અને તેના ઉપર એક સ્તૂપ બધાવ્યો આ દેશમાથી પાછા ફરતા ઘુટણમડીએ પડીને તેણે ફરીવાર આ દેશ સઘને દાન કર્યો કનિષ્કના મરણ પછી ક્રીત લોકોએ રાજ્યવ્યવસ્થા પોતાના હાથમા લીધી, ભિક્ષુઓને આ પ્રદેશમાથી હાકી કાઢયા, અને બુદ્ધ ધર્મનો વિધ્વસ કર્યો.

૧૧૧ "તુખાર દેશમા હિમતલમા રહેનારો રાજા શાક્યવંશીય હતો તે બુદ્ધના પરિનિર્વાણ પછી છસો વરસે ગાદીએ આવ્યો. ક્રીતોએ બુદ્ધ ધર્મનો વિધ્વસ કર્યો છે એ હકીકત જ્યારે તેણે જાણી ત્યારે, પોતાના રાજ્યના અત્યત શૂરવીર એવા ત્રણ હજાર યોદ્ધાઓ તેણે એકઠા કર્યા, અને તેમણે વણજારાના વેશમા કાશ્મીરમા પ્રવેશ કર્યો આ વણજારાઓ પાસે જૂદા જૂદા પ્રકારનો માલ તો

+ બુદ્ધ, ધર્મ અને સઘને ત્રિરત્ન કહેવામા આવે છે

હતો જ, પણ તેની નીચે તેમણે પોતાનાં શસ્ત્રાસ્ત્રો છૂપાવી રાખ્યાં હતાં. કાશ્મીરના રાજાએ તેમનો આદર સત્કાર કર્યો. તુખારનો રાજા વણજારાના વેશમાં પાંચસો યોદ્ધાઓ અને રાજાને ભેટ આપવાની ઉત્તમોત્તમ વસ્તુઓ લઈને કાશ્મીરના રાજાની મુલાકાતે ગયો. ત્યાં એકાએક તેમણે પોતાની પાઘડી ફગાવી દઈને ક્રીતોના રાજા ઉપર હુમલો કર્યો, અને તેને મારી નાખ્યો. તેના અમાત્યોને પણ કાઢી મૂક્યા, પણ લોકોને બીલકુલ ત્રાસ આપ્યો નહિ. ભિક્ષુઓને ફરીવાર બોલાવીને તેમને માટે તેણે એક સંઘારામ બંધાવ્યો, અને ત્યાં તેમને રાખ્યા. પશ્ચિમના ઘાટોમાં થઈને તે પાછો ગયો. જતી વખતે તેણે પૂર્વ તરફ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને આ દેશ ભિક્ષુસંઘને દાન કર્યો.

૧૧૨. "આ રીતે અનેક વાર ક્રીતોએ ભિક્ષુસંઘની વિરુદ્ધ બંડ કર્યું, અને તેથી તેઓ ઉત્તરોત્તર બુદ્ધધર્મનો દ્વેષ કરતા આવ્યા છે. કેટલાંક વરસો પછી ફરી તેમણે રાજ્ય પચાવી પાડ્યું. આથી હાલમાં આ દેશમાં બુદ્ધ ધર્મનો ઝાઝો પ્રચાર નથી. મિથ્યાદૃષ્ટિ લોકોનાં મંદિર તરફ અહીં બહુ આદર બતાવવામાં આવે છે."*

૧૧૩ આ દંતકથામાં અશોક તથા કનિષ્કના જે સમય આપવામાં આવ્યા છે તે બરાબર નથી. મહાવંશ મુજબ અશોકનો રાજ્યાભિષેક બુદ્ધના પરિનિર્વાણ પછી ૨૧૮ વરસે થયો, અને પાશ્ચાત્ય સ્થવિરોના મત પ્રમાણે ૨૧૪ વરસ પછી થયો. ગમે તે મતને માનીએ તોપણ તે બુદ્ધના મૃત્યુ પછી ૧૦૦ વરસે આવતો નથી. કનિષ્કનો સમય બુદ્ધ પછી સાતમા સૈકામાં ઠરે છે. એટલે હ્યુએનત્સંગના વિધાનોમાં ભૂલ થઈ છે એમાં શક નથી. બીજું, માધ્યાન્તિક સ્થવિર આનંદનો શિષ્ય નહોતો. પણ અશોકનો સમકાલીન હતો. મોગ્ગલિપુત્ત તિસ્સે તેને અશોકની કારકીર્દિમાં કાશ્મીર અને ગંધાર

* Buddhist Records, I pp 150-156

દેશમાં મોકલ્યાની હકીકત મહાવંશમા મળે છે, * અને તે જ બરાબર હોવી જોઈ એ.

૧૧૪. આ દંતકથામાથી એક એ અનુમાન નીકળે છે કે, અશોકના સમયથી કાશ્મીર દેશમાં સંઘારામોની સખ્યા વધતી ગઈ; અને રાજા રજવાડાઓએ ભિક્ષુઓની સેવા માટે લાખો આરામિક આપ્યા. એમ કહો કે, કાશ્મીર દેશમાં બીજા કરતા આરામિકોની સંખ્યા બહુ વધી ગઈ. તેમના ઉપર બેસારવામાં આવેલો કર તેમને ગમતો નહિ અને તેમણે ભિક્ષુઓની વિરુદ્ધ બંડ કર્યું. તેમનુ દમન કરવા માટે ભિક્ષુઓને બહારના રાજાઓની મદદ લેવી પડી, અને તેથી આ આરામિકોને બુદ્ધનો ધર્મ અપ્રિય થયો.

૧૧૫. આ રીતે એક વાર ભિક્ષુઓ પરિગ્રહી બન્યા પછી તે પરિગ્રહનુ રક્ષણ કરવા માટે તેમને સાચી ખોટી વાતો રચવી પડી. શસ્ત્ર ધારણ કરીને પરિગ્રહનુ રક્ષણ કરવાનુ અશક્ય હતુ. જો તેમ કરે તો તે ખુલ્લે ખુલ્લી હિંસા થાત. અને તેમ કરવાથી ભિક્ષુના સઘારામો કિલ્લાઓ જેવા બની જાત. આથી કલ્પિત હકીકતો બનાવીને, અને એ રીતે રાજાઓનુ મન વાળીને પોતાના સંઘારામોનુ રક્ષણ કરવાની તેમને ફરજ પડી. અર્થાત્ પરિગ્રહને પરિણામે સત્યના યામનો પણ તેમણે ભગ કર્યો.

૧૧૬. અસત્ય વાર્તાઓ રચવામા જૈન અને બૌદ્ધોમા હરિફાઈ ચાલી હોય એવુ જણાય છે. દાખલા તરીકે, દશરથ વગેરે રાજાઓને સોળ હજાર સ્ત્રીઓ હતી, એવા વર્ણનો બૌદ્ધ સાધુઓએ કર્યા છે. પરતુ જૈન સાધુઓ તો તેને પણ વટાવી ગયા. ચક્રવર્તી રાજાને કેટલી સ્ત્રીઓ હોવી જોઈ એ એ બાબતની ગણતરી જૈન સાધુઓએ આ પ્રમાણે આપી છે—

* थेर कस्मीरगन्धार मज्झन्तिकमपेसयि ।

મહાવંશ ૧૨–૩.

ऋतुकल्याणिकानां स्युः पुरंध्रीणां सहस्रकाः ।
द्वात्रिंशतश्च सुस्पर्शाः सर्वर्तुषु सुखावहाः ॥५४४॥
देशाधिपानां कन्या या उदूढाश्चक्रवर्तिना ।
तासामपि सहस्राणि द्वात्रिंशत्स्वर्वधूश्रियाम् ॥५४५॥
पुरंध्रीणां भवन्त्येवं चतुष्षष्टिः सहस्रकाः ।
भवन्ति द्विगुणास्ताभ्यः सुरूपा वारयोषितः ॥५४६॥
एकं लक्षं द्विनवति-सहस्राभ्यधिकं ततः ।
अंतःपुरीणां निर्दिष्टं भोगार्थं चक्रवर्तिनः ॥५४७॥

( ચક્રવર્તી રાજાને સર્વ ઋતુઓમાં સુખકારક અને સુખસ્પર્શવતી એવી ઋતુકલ્યાણી બત્રીશ હજાર સ્ત્રીઓ હોય છે. બીજા રાજાઓની દીકરીઓ સાથે ચક્રવર્તી રાજા લગ્ન કરે છે. તેમની સંખ્યા પણ બત્રીશ હજાર હોય છે. તેઓ દેવાંગના જેવી સુરૂપસંપન્ન હોય છે. આ રીતે એકંદર ચોસઠ હજાર સ્ત્રીઓ હોય છે. અને તે કરતાં બમણી એટલે એક લાખ અઠ્ઠાવીશ હજાર રૂપવાન વારાંગના હોય છે. આ રીતે ચક્રવર્તીના ઉપભોગ માટે તેના અંતઃપુરમાં કુલ એક લાખ બાણું હજાર સ્ત્રીઓ હોય છે.)*

૧૧૭. આવી હકીકતો સામાન્ય કવિઓની લખેલી નથી પણ જૈન સાધુઓએ લખેલી છે. અને આ લખવાનું કારણુ માત્ર એટલું જ કે, કોઈ એક રાજાને ખુશ કરીને તેની મારફત પોતાનાં મંદિરો અને વસતીસ્થાનોનું રક્ષણુ કરાવવું.

૧૧૮. આ રીતે જૈન અને બૌદ્ધ સાધુઓએ વિહાર અને મંદિરોના સ્વરૂપમાં પરિગ્રહની શરૂઆત કર્યા પછી આવી અસત્ય વાતો રચીને રાજાઓને સંતુષ્ટ રાખવાની પ્રવૃત્તિ આદરી. પણ આવી વાતો ઉપર વિશ્વાસ રાખીને દબાએલા આરામિક કે ભિક્ષુઓના

* श्रीकाललोकप्रकाश, सर्ग ३१.

સેવકો શાંત થયા નહિ. આથી રાજાઓ મારફત તેમની હિંસા કરાવવાની જરૂર પડી. એટલે અપરિગ્રહ, સત્ય અને અહિંસા ત્રણે યામોનો ભંગ થયો. બાકી રહ્યો અસ્તેય યામ. રાજાઓના દબાવવાના પરિણામે આરામિકો તરફથી કે બીજી પ્રજા તરફથી વિહારો અને મંદિરોને જે કર મળતો તેને અસ્તેય કેમ કહી શકાય ? તે સંપત્તિ તો લોકો પાસેથી બળજબરીથી પડાવેલી ગણાય; રાજીખુશીથી આપેલું દાન ન ગણાય.

૧૧૯. બ્રાહ્મણો રાજાઓની મદદથી ખેડૂતો પાસેથી બળજબરીથી જનાવરો લાવતા અને તેમનો વધ કરતા; અને તેથી જ સામાન્ય લોકો શ્રમણસંસ્કૃતિ તરફ વળ્યા. પરંતુ આ જ શ્રમણો જ્યારે સંઘારામ અને મંદિરોની મદદથી શ્રીમંત થયા, અને રાજાની સહાય્ય લઈને સામાન્ય માણસો પાસેથી સંઘારામ માટે અને મંદિરો માટે કર વસુલ કરવા લાગ્યા, ત્યારે લોકોમા તે પણ અપ્રિય બન્યા હોય તો તેમાં શુ આશ્ચર્ય ? માત્ર યજ્ઞયાગમાં પશુહત્યા કરવી એ જ હિંસા, પણ આ રીતે લોકો પાસેથી જબરજબરીથી કર વસુલ કરવામાં હિંસા નથી, એવી આ શ્રમણોની પાકી માન્યતા થઈ હોવી જોઈએ ! આ રીતે શ્રમણસંસ્કૃતિ નિર્જીવ બનવા લાગી, અને તેની જગાએ બીજી કોઈ ઉજ્જ્વલ સંસ્કૃતિ ઉપસ્થિત ન થવાથી પૌરાણિક સંસ્કૃતિને માર્ગ મળ્યો, અને તેનો ઉદય થયો.

# પૌરાણિક સંસ્કૃતિનો ઉદ્‌ભવ

૧. બુદ્ધના સમયમાં યજ્ઞયાગની પ્રથા મોટા લોકોમાં પ્રચલિત હતી. સામાન્ય લોકોનો તે ધર્મ નહોતો. આજે જેમ ગામડાંઓમાં અનેક દેવદેવીઓ જોવામાં આવે છે તેની જ રીતે એ દિવસોમાં પણ અનેક યક્ષો માટે મંદિરો કે ચોતરા બાંધવામાં આવતા; પણ દેવો તો વૃક્ષો, પર્વતો વગેરે જગાએ રહેતા. આ બધાની અનેક વાતો બૌદ્ધ તેમજ જૈન સાહિત્યમાં જોવામાં આવે છે. જેમ જેમ બૌદ્ધ ધર્મનું બળ વધતું ગયું તેમ તેમ આ યક્ષો અને દેવતાઓનું પરિવર્તન થતાં તેઓ બુદ્ધના અનુયાયી બનવા લાગ્યા; અથવા તો તેમને બૌદ્ધ ભિક્ષુઓએ બુદ્ધના અનુયાયી બનાવ્યા એમ કહેવામાં હરકત નથી.

૨. દાખલા તરીકે આળવીમાં એક બળવાન યક્ષની પૂજા થતી હતી. આ ઉપરથી બૌદ્ધ ભિક્ષુઓએ આ જાતની એક વાર્તા રચી– "એક વાર બુદ્ધ ભગવાન આળવક યક્ષના ભવનમાં (મંદિરમાં) આવીને રહ્યા. ત્યારે આળવક યક્ષે તેને કહ્યું, 'હે શ્રમણ, અહીંથી બહાર ચાલ્યો જા.' બુદ્ધ ભગવાન ત્યાંથી બહાર ચાલ્યા ગયા. ત્યારે યક્ષે કહ્યું, 'હે શ્રમણ, અંદર આવ.' બુદ્ધ ભગવાન અંદર આવ્યા. બીજી વાર અને ત્રીજી વાર પણ આમ જ બન્યું. પણ જ્યારે ચોથી વાર આળવક યક્ષે ભગવાનને બહાર ચાલ્યા જવાનું કહ્યું, ત્યારે ભગવાને તેમ કર્યું નહિ, અને ભગવાન બોલ્યા, 'હવે હું અહીંથી બહાર જવાનો નથી; તારે જે કરવું હોય તે કર.' યક્ષે કહ્યું, 'હું તને પ્રશ્ન પૂછું છું. તેનો જો

તું જવાબ નહિ આપે તો, હું તને ગાંડો બનાવીશ, અથવા તારૂ હૃદય ચીરીશ, અથવા તારો પગ ઝાલીને તને ગંગાની પેલી પાર ફેંકી દઈશ ' ભગવાને કહ્યુ, ' આમ કરવુ જગતમા કોઈને માટે પણ શક્ય નથી, છતા તારે જો પ્રશ્નો પૂછવા હોય તો પૂછ '

૩. " યક્ષ બોલ્યો, ' મનુષ્યનુ શ્રેષ્ઠ ધન કયુ ? કઈ વસ્તુનો સારી રીતે અભ્યાસ કરવાથી તે સુખકારક થાય છે ? રસોમાં ઉત્તમ રસ કયો ? કઈ રીતે વર્તવાથી શ્રેષ્ઠ જીવન કહી શકાય ? ' ભગવાન બોલ્યા, ' શ્રદ્ધા એ મનુષ્યનું શ્રેષ્ઠ ધન છે ધર્મનો સારો અભ્યાસ સુખ કારક થાય છે. રસોમા ઉત્તમ રસ સત્ય છે પ્રજ્ઞાપૂર્વક જીવન ગુજારવુ તેને શ્રેષ્ઠ જીવિત કહે છે '

૪. " યક્ષ બોલ્યો, ' પ્રવાહને કઈ રીતે તરી જવાય ? સમુદ્ર કઈ રીતે તરી જવાય ? દુઃખની પાર કેમ જવાય ? અને પરિશુદ્ધ કેમ થવાય ? ' ભગવાને કહ્યુ, ' શ્રદ્ધાથી પ્રવાહ તરી જવાય, અપ્રમાદથી સમુદ્ર તરી જવાય, ઉત્સાહથી દુ:ખની પાર જવાય અને પ્રજ્ઞાથી પરિશુદ્ધ થવાય. '

૫ " યક્ષ –'પ્રજ્ઞાની પ્રાપ્તિ કેમ થાય ? ધન કેમ મળે ? કીર્તિ કેમ મળે ? મિત્ર કેમ પ્રાપ્ત થાય ? આ લોકમાથી પરલોકમા ગયા પછી શોક કરવાનો પ્રસંગ કેમ આવતો નથી ? ' ભગવાન –'અરહન્તોએ ઉપદેશેલા નિર્વાણપ્રાપ્તિના ધર્મ ઉપર શ્રદ્ધા રાખીને શુશ્રૂષા કરવાથી સાવધ અને ડાહ્યો માણસ પ્રજ્ઞા પ્રાપ્ત કરે છે યોગ્ય વર્તન કરનારો ધુરંધર અને ઉત્સાહી માણસ ધન મેળવે છે સત્યથી કીર્તિ મેળવે છે અને દાનવડે મિત્ર પ્રાપ્ત કરે છે જે શ્રદ્ધાળુ ગૃહસ્થના અંગમા સત્ય, દમ, ધૃતિ અને ત્યાગ આ ચાર ગુણો હોય તેને પરલોકમા શોક કરવો પડતો નથી. તું બીજા પણ શ્રમણબ્રાહ્મણોને પૂછી જો કે, સત્ય, દમ, ત્યાગ અને ક્ષમા કરતા બીજુ શુ વધારે છે ? '

૬. "યક્ષ—'હવે હું બીજા શ્રમણબ્રાહ્મણોને શા માટે પૂછું? આજે પારલૌકિક અર્થ કયો તે મેં જાણ્યું ખરેખર બુદ્ધ મારા ભલાને માટે જ આળવીમાં આવ્યો છે કોને દાન આપવાથી તે મહત્ફલદાયક થાય છે તે આજે મને સમજાયું તો હવે બુદ્ધને અને ધર્મની સુધર્મતાને નમસ્કાર કરતો કરતો ગામોગામ અને શહેરે શહેરે ફર્યા કરીશ"*

૭ અહીં આળવક યક્ષને બૌદ્ધધર્મી બનાવવાનો ચોકખો પ્રયત્ન નજરે પડે છે. આ જ મુજબ માતાગિરિ અને હેમવત યક્ષોની વાર્તા પણ સુત્તનિપાતમાં આવે છે સંયુત્ત નિકાયના યક્ખસંયુત્તમાં અનેક યક્ષોની વાતો આવે છે. દેવતાસંયુત્ત અને દેવપુત્તસંયુત્તમાં અનેક દેવતાઓની અને દેવપુત્રોની કથાઓ છે તે જ પ્રમાણે વનસંયુત્તમાં વનદેવતાઓની કથાઓ છે આ બધી બહુ રોચક છે, પણ પુરાણમય છે

૮. એક એવી કલ્પના પ્રચલિત હતી કે, ચારે દિશાએ ચાર મહારાજાઓનો વાસ છે અને તેમના હાથ નીચે પૃથ્વી ઉપર રહેતા યક્ષ વગેરે દેવો છે દીઘનિકાયના આટાનાટિય સુત્તમાં અને મહાસમય સુત્તમાં આ ચાર મહારાજાઓનું વર્ણન છે તેમાંના આટાનાટિય સુત્તનો સાર અહીં આપું છું

૯. "એક સમયે ભગવાન રાજગૃહમાં ગૃધ્રકૂટ પર્વત ઉપર રહેતા હતા, ત્યારે ચાર મહારાજાઓ પોતપોતાના મોટા સૈન્યો લઈને તેના દર્શને આવ્યા અને ભગવાનને નમસ્કાર કરીને એક બાજુએ બેઠા ત્યારે વૈશ્રવણ (વેસ્સવણ) મહારાજાએ ભગવાનને કહ્યું, 'ઉદાર, મધ્યમ અને હીન યક્ષોમાં કેટલાક યક્ષો ભગવાનના ભક્ત છે, પણ કેટલાક અભક્ત પણ છે કારણ કે, પ્રાણાતિપાત, અદત્તાદાન, કામમિથ્યાચાર, મૃષાવાદ અને સુરામેરયાદિ માદક પદાર્થોથી વિરત થવાનો ભગવાન ઉપદેશ આપે છે પરંતુ જે યક્ષો આ આજ્ઞાતોથી

* આળવકસુત્ત, સુત્તનિપાત આ જ સુત્ત યક્ખસંયુત્તમાં પણ મળે છે

વિરત નથી તેમને બુદ્ધનો ઉપદેશ અપ્રિય લાગે છે. ભગવાનના શિષ્યો અરણ્યમાં-એકાન્તવાસમાં રહે છે. આથી ત્યાં રહેનારા જે યક્ષો ભગવાનના ભક્ત ન હોય, તેમના મન વાળવા માટે આ આટાનાટિય* રક્ષાનો ભગવાને સ્વીકાર કરવો તે ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક અને ઉપાસિકાના રક્ષણ માટે અને સુખનિવાસ માટે ઉપયોગી થશે '

૧૦ " કશુ ન બોલતા ભગવાને વૈશ્રવણની વિનતિનો સ્વીકાર કર્યો. ત્યારે વૈશ્રવણે આટાનાટિય રક્ષા કહી-વિપસ્સીને નમસ્કાર હો સિખીને નમસ્કાર હો વેસ્સભૂને નમસ્કાર હો કુકુસન્ધને નમસ્કાર હો કોનાગમનને નમસ્કાર હો અને કસ્સપુત્તને નમસ્કાર હો. પૂર્વ દિશાનો પાલક મહારાજા ધૃતરાષ્ટ્ર છે, તે ગંધર્વોનો અધિપતિ છે તેને ઘણા પુત્રો છે, તેઓ પણ બુદ્ધને જોઈને દૂરથી નમસ્કાર કરે છે દક્ષિણ દિશાનો પાલક મહારાજા વિરૂઢ છે, કુંભાંડોનો અધિપતિ છે. તેને ઘણા પુત્રો છે, તેઓ પણ બુદ્ધને જોઈને દૂરથી નમસ્કાર કરે છે પશ્ચિમ દિશાનો પાલક મહારાજા વિરૂપાક્ષ છે, તે નાગોનો અધિપતિ છે. તેને પણ ઘણા પુત્રો છે; અને તેઓ પણ બુદ્ધને જોઈને દૂરથી નમસ્કાર કરે છે ઉત્તર દિશાનો પાલક મહારાજા કુબેર (કુવેર) છે, તે યક્ષોનો અધિપતિ છે તેને પણ ઘણા પુત્રો છે, અને તેઓ પણ બુદ્ધને જોઈને દૂરથી નમસ્કાર કરે છે હે મારિષ, આ આટાનાટિય રક્ષા છે. તે સારી રીતે સંપાદન કરવામાં આવે તો યક્ષ, ગંધર્વ, કુંભાંડ કે નાગો પૈકી કોઈ પણ અડચણ કરે નહિ.

૧૧ " પણ હે મારિષ, કેટલાક અમનુષ્યો (યક્ષ વગેરે) ભારે બડખોર છે તે મહારાજાની આજ્ઞા માનતા નથી તેમાંનો જો

× બુદ્ધ ઘોષાચાર્ય એમ કહે છે કે, આટાનાટ નામનું યક્ષનગર હતું, અને યક્ષોએ ત્યાં ભેગા થઈને આ રક્ષા તૈયાર કરી હતી

કોઈ દુષ્ટ ચિત્તથી ભિક્ષુ, ભિક્ષુણી, ઉપાસક કે ઉપાસિકા પૈકી કોઈની પાછળ પડે તો તેણે યક્ષોના સેનાપતિનું આહ્વાન કરવું કે, આ યક્ષ પાછળ પડે છે; અંદર પેસવા માગે છે; ઉપદ્રવ કરે છે; ત્રાસ આપે છે; આ છોડતો નથી. આ યક્ષોના મહાસેનાપતિઓ કોણ કોણ?

इन्दो सोमो वरुणो च भारद्वाजो पजापति ।
चन्दनो कामसेट्ठो च किन्नुघण्डु निघण्डु च ॥
पमादो ओपमञ्ञो च देवसूतो च मातलि ।
चित्तसेनो च गन्धब्बो नळो राजा जनेसभो ॥
सातागिरि हेमवतो पुण्णको करतियो गुलो ।
सिवको मुचलिन्दो च वेस्सामित्तो युगन्धरो ॥
गोपालो सुप्पगेधो च हिरि नेत्ति च नन्दियो ॥
पञ्चालचन्दो आळवको पज्जुण्णो सुमुखो दधिमुखो ।
मणि मानिचरो दीघो अथा सेरीसको सह ॥

૧૨. "આ રક્ષા કહીને તે ચાર મહારાજાઓએ ભગવાનને નમસ્કાર કરીને પ્રદક્ષિણા કરી, અને ત્યાં જ અંતર્ધાન થયા. તે પછી ભગવાને બધા ભિક્ષુઓને આ વાત કહી, અને આ આટાનાટિય રક્ષા ધારણ કરવાનો બધાને ઉપદેશ કર્યો. ભિક્ષુઓએ ભગવાનના ઉપદેશનું અભિનંદન કર્યું"

૧૩. યક્ષ વગેરે સંબંધે જે વાતો ત્રિપિટક વાઙ્મયમાં જોવામાં આવે છે તેમનું તો દિગ્દર્શન કરવું પણ અશક્ય છે. કારણ કે એમ કરવામાં તેનો જ એક મોટો ગ્રંથ થાય તેમ છે. પરંતુ બુદ્ધના શિષ્યોનું ધોરણ કેવા પ્રકારનું હતું એ સમજવા માટે ઉપરના બે ઉતારા પૂરતા છે. ખ્રિસ્તી કે મુસલમાન ધર્મપ્રચારકોએ જેમ બીજાના દેવદેવતાઓનો નાશ કર્યો તેમ બુદ્ધના શિષ્યોએ કર્યું નથી. આળવક યક્ષની આફક જે હિંસક દેવો હતા તેમને અહિંસક બનાવીને બુદ્ધભક્ત કરવાનો તેમનો પ્રયત્ન હતો. તિબેટ, બ્રહ્મદેશ, સયામ વગેરે દેશોમાં,

જ્યાં બૌદ્ધધર્મનો પ્રચાર અવ્યાહત ચાલુ હતો, ત્યાં આ પ્રયત્ન સફળ પણ થયો. પરંતુ હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મની વિરુદ્ધ વૈદિક ધર્મ ખડો હતો, અને તે હિંસાધર્મનો ત્યાગ કરવા તૈયાર નહોતો. એટલે આપણા દેશમાં હિંસક અને અહિંસક બન્ને પ્રકારના દેવો રહી ગયા અને આ દેવોના પૂજનમાંથી જ પૌરાણિક સંસ્કૃતિનો જન્મ થયો.

ઈંદ્ર

૧૪. બ્રાહ્મણોનો ઈંદ્ર હિંસક હતો એ કહેવાની જરૂર નથી. યજ્ઞયાગમાં તેના નામથી બલિદાન અપાતાં હતાં. આને લીધે બુદ્ધકાળ પછી પણ તેનું હિંસકપણું ચાલુ રહ્યું હતું. છતા પણ બુદ્ધના શિષ્યોએ આખરે તેને અહિંસક બનાવ્યો ખરો !

૧૫. ઈંદ્રના પૂર્વજન્મની કથા કુલાવક જાતકમાં ( ક્રમાંક ૩૧ ) આવે છેઃ "તે પૂર્વજન્મમાં મગધ દેશમાં મચલ નામના ગામમાં એક મોટા કુટુંબમાં જન્મ્યો હતો. તેને મઘકુમાર કે મઘમાણવ કહેતા. તે ગામમાં ત્રીશ કુટુંબો રહેતાં હતાં. એક દિવસે કોઈ ગ્રામ-કૃત્યને માટે બધા એકઠા થયા હતા ત્યારે મઘે પોતાની જગા સાફસૂફ કરી. તે બીજાએ લઈ લીધી. આ રીતે તેણે બધી જ જગા સાફ કરી. બધા માણસો ખુલ્લી જગામાં એકઠા થતા, આથી તેણે ત્યાં મંડપ બાંધ્યો; અને કેટલાક સમય પછી તે મંડપ કઢાવી નાખીને ત્યાં તેણે એક મોટી ગ્રામશાલા બંધાવી અને ત્યાં આસનો તથા પાણીની વ્યવસ્થા કરી. આ કૃત્યથી મઘે ત્રીશે કુટુંબોના મન આકર્ષી લીધાં.

૧૬. "તેઓ બધા ઘેરથી જતાં પહેલાં ભેગા થઈને ગામના રસ્તાઓ સમાનમા કરતા, પૂલ બાંધતા, તળાવ ખોદતા, ધર્મશાળા બાંધતા. આ રીતે તે બધા સુશીલ બન્યા. પણ ગામના પટેલને ( ગ્રામભોજકને ) આ રુચ્યું નહિ. કારણ કે, અગાઉ જ્યારે તેઓ દારૂ પીને અંદર અંદર લડાઈઓ કરતા ત્યારે દંડરૂપે તેને ઘણી

કમાણી થતી, તે બંધ થઈ. તેમની વિરુદ્ધ તેણે રાજા પાસે ફરિયાદ કરી કે, આ ચોર લોકો બહુ બંડખોર બન્યા છે. રાજાએ કશો વિચાર ન કરતાં તુરત જ તેમને બાંધીને લાવવાનો હુકમ કર્યો, અને તેમને હાથીને પગે કરવાનુ ઠરાવ્યું. તેમને બાંધીને રાજાંગણમાં સુવાર્યા. ત્યારે બોધિસત્ત્વે પોતાના સહાયકોને કહ્યું, 'તમે તમારા શીલનું ચિંતન કરો, અને ખોટી ફરિયાદ કરનારા પ્રત્યે, રાજા પ્રત્યે, હાથી પ્રત્યે અને તમારા પોતાના શરીર પ્રત્યે એકસમાન મૈત્રીની ભાવના સેવો.' તેઓએ તે પ્રમાણે કર્યું.

૧૭. "તેમને કચરી નાખવા માટે હાથીને લાવવામાં આવ્યો. માવતે હાથીને આગળ કર્યો, પણ તે તેમના ઉપર થઈને ચાલ્યો નહિ; એકદમ મોટી ચીસ પાડીને તે પાછો ફર્યો. બીજા હાથીને લાવ્યા; ત્રીજા હાથીને લાવ્યા; પરંતુ તેમણે પણ પહેલા હાથીનું જ અનુકરણ કર્યું. મઘની મંડળી પાસે હાથીને નસાડી મૂકવાની કોઈ ઔષધિ હોવી જોઈએ એવું લાગવાથી તેમની ઝડતી લેવામાં આવી; પણ કશું હાથ લાગ્યુ નહિ. ત્યારે રાજપુરુષોએ પ્રશ્ન કર્યો, 'તમારી પાસે કંઈ મંત્ર છે કે શું?' મઘે 'હા' એવો જવાબ આપ્યા પછી તે બધાને રાજાની સામે ઉભા કરવામાં આવ્યા. ત્યારે રાજાએ કહ્યું, 'તમારો મંત્ર કયો છે તે અમને કહો.' મઘ બોલ્યો, 'મહારાજ, અમારી પાસે ખાસ કોઈ મંત્ર નથી. પણ અમે ત્રીશ જણા પ્રાણઘાત કરતા નથી, ચોરી કરતા નથી, વ્યભિચાર કરતા નથી, ખોટું બોલતા નથી, અને દારૂ પીતા નથીઃ અમે મૈત્રીની ભાવના સેવીએ છીએ, રસ્તાઓ સમા કરીએ છીએ, તળાવ ખોદીએ છીએ અને ધર્મશાળા બાંધીએ છીએ. આ અમારો મંત્ર, આ અમારી રક્ષા, અને આ જ અમારી સંપત્તિ.' આ સાંભળીને રાજાએ પટેલને કાઢી મૂક્યો, અને તે ગામના બધા અધિકાર, તે ગામ અને તે હાથી પણ તેમને જ આપ્યાં.

૧૮. "આ પ્રમાણે મઘે આ જન્મમાં અનેક પુણ્યકર્મો કર્યાં. તેણે આ સાત વ્રતનિયમોનો સ્વીકાર કર્યો હતો—

(૧) હું આમરણ માબાપનું પોષણ કરીશ.
(૨) હું આમરણ કુટુંબના વડીલ માણસોનું માન માચવીશ.
(૩) હું આમરણ મૃદુભાષી બનીશ.
(૪) હું આમરણ ચાડી કરીશ નહિ.
(૫) હું આમરણ માત્સર્ય રહિત ગૃહસ્થાશ્રમ ચલાવીશ; ઉદારતાથી દાનધર્મ કરનારો થઈશ.
(૬) હું આમરણ સત્યવચન બોલીશ.
(૭) હું આમરણ ક્રોધવિરહિત રહીશ; અને જો કોઈ વાર ક્રોધ ઉપજે તો તેને તત્કાળ દાબી દઈશ.*

૧૯. "આ રીતે પુણ્યકર્મો કરીને અને વ્રતનિયમોનું પાલન કરીને મઘ મરણ પછી દેવલોકમાં જન્મ્યો, અને દેવોનો ઇંદ્ર (રાજા) બન્યો. પૂર્વજન્મના તેના નામ ઉપરથી તેને મઘવન્ કહેતા, અને દેવલોકમાં તેને શક્ર કહેતા. એકવાર અસુરોએ તેના ઉપર હલ્લો કર્યો. આ સાંભળીને શક્ર પોતાના વૈજયંત રથમાં બેસીને દક્ષિણ સમુદ્ર તરફથી અસુરોની સાથે યુદ્ધ કરવા આગળ વધ્યો ત્યાં અસુરોએ તેનો પરાભવ કર્યો, અને ઇંદ્ર નાસી ગયો. તેનો રથ વેગથી ચાલ્યો જતો હતો ત્યારે શીમળાનું જંગલ ભાંગીને સમુદ્રમાં પડવા લાગ્યુ. અને તેમાંના ગરુડોના માળા સમુદ્રમાં પડયા; ગરુડનાં બચ્ચાં કકળાટ કરવા લાગ્યાં. ત્યારે શક્રે માતલિને કહ્યુ, 'આ અત્યંત કરુણ અવાજ કોનો?' માતલિ બોલ્યો, 'દેવ, આપણા રથના વેગથી શીમળાનું અરણ્ય ભાગીને સમુદ્રમાં પડયું. તેમાંના આ ગરુડનાં

* આ નિયમો સક્ક સંયુત્તનાં ત્રણ સુત્તોમાં મળે છે. તેમાંની બધી જ ગાથાઓ કુલાવક જાતકમાં લેવામાં આવી છે. માત્ર નિયમોના ક્રમમાં ફેરફાર છે. અહીં નિયમોનો ક્રમ સુત્તો અનુસાર આપ્યો છે.

બચ્ચાંઓ કકળાટ કરે છે.' શક્ર બોલ્યો, 'હે માતલિ, આ શીમળાના વનમાંથી રથને ન હાંક. અસુરો આપણને ભલે મારી નાખે; પરંતુ આ પક્ષીઓના માળાનો નાશ થવા દઈશ નહિ.'

૨૦. "આ સાંભળીને માતલિ સારથિએ એકદમ રથ પાછો વાળ્યો. તે જોઈને અસુરોને લાગ્યું કે, બીજા ચક્રવાલમાંથી અનેક શક્રો આ શક્રની મદદે આવ્યા હશે. આવી સમજણથી તેઓ નાઠા, અને પોતાના અસુરભુવનમાં ઘુસી ગયા. તેથી શક્રે બે અયોધ્ય નગરોની વચ્ચે ઉરગ, કરોટિ પયસ્સ હારી અને મદનયુત ચાર મહંત, એમ પાંચ સમુદાયોને પાંચ જગાએ રક્ષણ માટે રાખ્યા, અને તે દિવ્ય સંપત્તિનો અનુભવ લેવા લાગ્યો."

૨૧. સક્કસંયુત્તમાં શક્રની એક બીજી મનોરંજક વાત આવે છે—"એક વાર વેપચિત્તિ અસુરેંદ્રની સાથે શક્રનું યુદ્ધ થયુ. તે યુદ્ધમાં વેપચિત્તિ બોલ્યો, 'આપણે હવે સુભાષિતોનું યુદ્ધ કરીએ.' શક્રને ગળે આ વાત ઉતરી. દેવોએ અને અસુરોએ કોનું સુભાષિત સારૂં, એ નક્કી કરવા માટે એક પરિષદ નીમી. ત્યારે વેપચિત્તિએ કહ્યું, 'હે દેવેન્દ્ર, તારૂં સુભાષિત બોલ.' પણ શક્ર બોલ્યો, 'તમે પૂર્વદેવ છો, માટે હે વેપચિત્તિ, પહેલી ગાથા તમે બોલો.'

૨૨. "વેપચિત્તિ બોલ્યો, 'મૂર્ખનો નિષેધ કરનારા જો કોઇ ન હોય તો તે વધારે ફુલાય છે, માટે ડાહ્યા પુરુષે દંડનીતિથી મૂર્ખ માણસનો નિષેધ કરવો.' આ સાંભળીને અસુરોએ વેપચિત્તિનું અભિનંદન કર્યું. દેવો ચુપ રહ્યા.

૨૩. "ત્યાર બાદ શક્ર બોલ્યો, 'મૂર્ખ માણસ ખીજાયો છે એમ જાણીને ડાહ્યા માણસે સાવધાનીથી શાંતિ રાખવી; આ જ મૂર્ખ માણસનો નિષેધ છે.' શક્રના આ સુભાષિતનું દેવોએ અભિનંદન કર્યું. અસુરો ચુપ રહ્યા.

૨૪. "ત્યારે વેપચિત્તિએ કહ્યું, 'આ મને ભયથી ક્ષમા આપે છે, એમ મૂર્ખ માણસ સમજે છે, અને ભાગતાની પાછળ જેમ બળદ પડે, તેમ આ દુષ્ટ ડાહ્યાની પાછળ પડે છે. હે વાસવ! ક્ષમામાં આ જ મને દોષ જણાય છે.' આ સાંભળીને અસુરોએ વેપચિત્તિનું અભિનંદન કર્યું. પણ દેવો ચુપ રહ્યા.

૨૫. "ત્યાર પછી શક્ર બોલ્યો, 'ભયથી આ મને ક્ષમા આપે છે, એમ મૂર્ખ માણસને ભલે લાગે કે ભલે ન લાગે; પરંતુ પુરુષાર્થમાં સદર્થ શ્રેષ્ઠ છે, અને ક્ષમા કરતાં બીજો શ્રેષ્ઠ સદર્થ નથી. જે જાતે બળવાન હોવા છતાં દુર્બળને ક્ષમા આપે છે તે જ પરમક્ષમાવાન છે. દુર્બળ મનુષ્ય તો કાયમ ક્ષમા કરે છે. મૂર્ખતાનું બળ એ બળ નથી; પરંતુ ધર્મ પ્રમાણે આચરણ કરવાનું જે બળ છે, તેના વિરુદ્ધ બોલવાવાળો કોઈ મળશે નહિ. ખીજનારા માણસ ઉપર જે ખીજાય છે, તેમાં તેનું હિત નથી. પણ ખીજનારા ઉપર જે ખીજાતો નથી તે જ દુર્જય સંગ્રામ જીતે છે. બીજો ખીજાય છતાં પોતે શાંત રહે, તે પોતાનું તથા બીજાનું કલ્યાણ કરે છે. પોતાનો અને બીજાનો રોગ મટાડનારા આ માણસને, સદ્ધર્મ ન સમજનારા સામાન્ય લોકો ગાંડો ગણે છે.' કહેવાની જરૂર નથી કે પરિષદે શક્રની તરફેણમાં ચુકાદો આપ્યો."

૨૬. બૌદ્ધ ઇંદ્રનો સ્વભાવ કેવો હતો એ સમજવા માટે આટલા દાખલા પુરતા છે. જે વૈદિક ઇંદ્ર પોતાના જ પિતાને મારી નાખે, શહેરોનાં શહેરો ઉજ્જડ કરે, બ્રાહ્મણો અને યતિઓને મારી નાખે, સેંકડો પાડાઓને ખાઈ જાય, અને તેની સાથોસાથ સરોવરો ભરીને સોમરસ ગટગટાવી જાય; તે જ ઇંદ્રને બૌદ્ધ શ્રમણોએ કેવો અહિંસક બનાવ્યો તે, આ દાખલા ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આ શ્રમણોને જૂઠા ઠગવતાં બ્રાહ્મણોને બીલકુલ તકલીફ ન પડત. માત્ર વેદના ચાર પાંચ ઉતારાઓથી જ તેમનું જુઠાણું સિદ્ધ કરી શકાત. પરંતુ બ્રાહ્મણોએ એમ કેમ ન કર્યું?

૨૭. એક તો બ્રાહ્મણોમાં જ ઇંદ્રનું બહુ મહત્ત્વ નહોતું. ઇંદ્રનું સામ્રાજ્ય તો ક્યારનું ય નાશ પામ્યું હતું. અને બુદ્ધના સમયમાં જે ક્ષત્રિય હતા તેમાંના કોઇ પણ મહારાજાનો કુલદેવ ઇંદ્ર નહોતો. યજ્ઞયાગમાં ઇંદ્રની ઋચાઓ બોલવામાં આવતી ખરી, પરંતુ તેનો અર્થ બહુ થોડા લોકો સમજતા. આ પરિસ્થિતિમાં વૈદિક ઇંદ્રની તરફેણ કરવામાં બ્રાહ્મણોને કોઇ લાભ નહોતો. બીજું, ઇંદ્ર ક્રૂર હતો, હિંસક હતો વગેરે બાબતો સિદ્ધ કરવાથી ઇંદ્ર પ્રત્યે જે થોડું ઘણું પણ માન લોકોમાં હતું, તે નાશ પામત. આથી બ્રાહ્મણોએ ઇંદ્રને ગમે તેવો બનાવવાની શ્રમણોને છૂટ આપી. પરંતુ તેનું પરિણામ એ આવ્યું કે, ઇંદ્ર પ્રત્યે સામાન્ય લોકોમાં બીલકુલ શ્રદ્ધા રહી નહિ, અને પૌરાણિકોએ તેને તદ્દન નીચલા દરજ્જે પહોંચાડી દીધો. 'તે અહલ્યાનો જાર હતો, અતિવ્યભિચાર કરવાથી તેના વૃષણ ગળી ગયા, અને દેવોએ તેને બકરાના વૃષણ ચોંટાડયા!' આવી જાતની કથાઓ મહાભારતમાં મળે છે.*

### બ્રહ્મદેવ

૨૮. આ રીતે ઇંદ્ર પાછળ પડી ગયો. પણ બુદ્ધના સમયમાં બ્રહ્મા આગળ આવ્યો. ઋગ્વેદમાં બ્રહ્મ એટલે પ્રાર્થનાનો મંત્ર, અને તે ગાનાર તે બ્રહ્મા એવો અર્થ થાય છે. આગળ જતાં યજ્ઞના અધ્યક્ષને બ્રહ્મા કહેવાનો રિવાજ શરૂ થયો. ('**एवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानं सर्वांश्चर्त्विजोऽभिरक्षति तस्मादेवंविदमेव ब्रह्माणं कुर्वीत।**' છાંદોગ્ય૦ ઉ૦ ૪-૧૭-૧૦). ઇંદ્રનું સામ્રાજ્ય નષ્ટ થયા પછી તેનું મહત્ત્વ રાજાઓમાં રહ્યું નહિ. તેથી બ્રાહ્મણોએ આ બ્રહ્માને પાયરી દર પાયરી ઉંચે ચડાવતાં તેને જગતનો કર્તા બનાવ્યો. (**ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता।** મુંડક

* इन्द्रो मुष्कवियोग मेषवृषणत्वं ज्ञावाप ॥ ३३ ॥
કુંભકોણ, શાંતિપર્વ, અધ્યાય ૩૫૧.

ઉ૦ ૧-૧) પરંતુ આ કલ્પનાને કોઈ પણ મહારાજાનો ટેકો ન મળવાથી બ્રહ્મા લાંબો કાળ સુધી આ અધિકાર ઉપર રહી શક્યો નહિ. બૌદ્ધ શ્રમણોએ તો તેની મશ્કરી કરી. તેના સંબંધમાં બૌદ્ધ વાઙ્મયમાં ઘણી કથાઓ ઉપલબ્ધ છે. તેમાંથી કેટલીક અહીં આપવી અસ્થાને નહિ ગણાય.

૨૯. "એક વાર એક ભિક્ષુને એવી શંકા થઈ કે, પૃથ્વી, આપ, તેજ અને વાયુ આ મહાભૂતો શામાં વિલય પામે છે? તે આ પ્રશ્નનો ઉકેલ લાવી શક્યો નહિ. એટલે તે ચાતુર્મહારાજિક દેવો પાસે ગયો. તેમને પણ આ પ્રશ્નની ખબર નહોતી તેમણે તે ભિક્ષુને ચાર મહારાજાઓ પાસે મોકલ્યો. ચાર મહારાજા પણ તેના પ્રશ્નનો ઉત્તર આપી શક્યા નહિ. તેમણે તેને તાવત્ત્રિંશત્ દેવો પાસે, તેઓએ તેને ઇંદ્ર તરફ, ઇન્દ્રે યામ દેવો પાસે, યામ દેવોએ તેને પોતાના અધ્યક્ષ સુયામ પાસે, તેણે તુસિત દેવો પાસે, તુસિત દેવોએ સંતુસિત નામના પોતાના અધ્યક્ષ પાસે, તેણે નિર્માણરતિ દેવો પાસે, તેમણે પોતાના સુનિર્મિત નામના અધ્યક્ષ પાસે, તેણે પરનિર્મિતવશવર્તી દેવો પાસે, તેમણે પોતાના અધ્યક્ષ પાસે, અને તે અધ્યક્ષે તેને બ્રહ્મકાયિક દેવો પાસે મોકલ્યો.

૩૦. "તેઓ પણ આનો જવાબ આપી શક્યા નહિ. તે બોલ્યા, 'અમે તારા પ્રશ્નનો જવાબ આપી શકતા નથી. પરંતુ અમારો મહા બ્રહ્મા આ પ્રશ્નનો ઉકેલ લાવી શકશે.' ભિક્ષુ બોલ્યો, 'પણ તે હાલ છે ક્યાં?' બ્રહ્મકાયિક બોલ્યા, 'તે અમને ખબર નથી. પણ એવાં ચિહ્નો જણાય છે કે, બ્રહ્મા અહીં પ્રગટ થશે; કારણ કે, આલોક અમને અવભાસ દેખાય છે.'

---

૩૧. "એટલામાં બ્રહ્મા ત્યાં પ્રગટ થયો. ત્યારે તે ભિક્ષુએ તેને આ પ્રશ્ન પૂછ્યો. તે પછી બ્રહ્માએ કહ્યું, 'હું બ્રહ્મા છું;

અભિભૂ, અનભિભૂત, સર્વદર્શી, વશવર્તી, ઈશ્વર, કર્તા, નિર્માતા, શ્રેષ્ઠ, સર્જિતા, વશી અને ભૂતભવિષ્ય પ્રાણીઓનો પિતા છું.' ભિક્ષુ બોલ્યો, 'પણ, હું આ પૂછવા આવ્યો નથી. પૃથ્વી, આપ, તેજ અને વાયુ આ ચાર મહાભૂતો પૂર્ણ રીતે શામાં વિલય પામે છે, એ મારો પ્રશ્ન છે.'

૩૨. "મહાબ્રહ્માએ પોતાના ભાષણની પુનરુક્તિ કરી. પરંતુ તનાથા ભિક્ષુનું સમાધાન થયું નહિ, અને તેણે તે જ પ્રશ્ન ફરીવાર પૂછયો. આ પ્રમાણે ત્રણ વાર બન્યું એટલે બ્રહ્મદેવ તે ભિક્ષુનો હાથ ઝાલીને તેને એક બાજુ લઈ ગયો, અને બોલ્યો, 'હે ભિક્ષુ, આ બ્રહ્મકાયિક દેવો એમ માને છે, કે મારાથી અજ્ઞાત એવી એક પણ બાબત નથી, મેં ન જોઈ હોય એવી એક વસ્તુ નથી. એથી, તારો આ પ્રશ્ન મને આવડતો નથી, એમ હું તેમની સમક્ષ તને કહી શકયો નહિ. ભગવાનને છોડીને તું મારી પાસે આવ્યો, એ તારો અપરાધ છે; એ તારૂં અકૃત્ય છે. હવે તું ભગવાન પાસે જા, અને તેને આ પ્રશ્ન પૂછ, અને તે જે જવાબ આપે તે યોગ્ય છે એમ સમજ."*

૩૩. આ તો થઈ મહાબ્રહ્માની હકીકત. પરંતુ બૌદ્ધ શ્રમણો એક બ્રહ્મદેવથી સંતોષ પામ્યા નહિ. તેમણે અનેક બ્રહ્મદેવો નિર્માણ કર્યા. તેમાંનો સહંપતિ બ્રહ્મા બુદ્ધનો ખાસ ભક્ત હોય એવું લાગે છે. "ઉરુવેલામાં જ્યારે બુદ્ધને પ્રથમ જ્ઞાન પ્રાપ્ત થયું, ત્યારે તેના મનમાં એવો વિચાર આવ્યો કે, 'આ ધર્મ મેં મહા મહેનતે જાણ્યો છે. તેનો લોકોને ઉપદેશ કરવો યોગ્ય નથી. કારણકે, રાગદ્વેષમાં બંધાએલા લોકો આ ધર્મ સુગમતાથી જાણી શકશે નહિ. પ્રવાહની સામે જનારો, સૂક્ષ્મ, ગંભીર, દુર્દર્શ અને અણુમય એવો આ ધર્મ અંધકારથી વ્યાપ્ત લોભી લોકો સમજી શકશે નહિ.'

* દીઘનિકાય, કેવટ્ટસુત્ત.

૩૪. "બુદ્ધનો આ વિચાર સહપતિ બ્રહ્માએ જાણ્યો. તે મનમાં જ બોલ્યો, 'તથાગત અર્હત સમ્યક્ સંબુદ્ધ ઝાઝી તકલીફમાં ન ઉતરવાનો વિચાર કરે છે! ધર્મોપદેશ કરવાનો વિચાર કરતો નથી. અરેરે! આ લોકનો વિનાશ થશે.' આથી બ્રહ્મા એકદમ બુદ્ધની સમક્ષ પ્રગટ થયો અને બુદ્ધને હાથ જોડીને કહેવા લાગ્યો, 'ભગવન્, આપ ધર્મોપદેશ કરો. જગતમાં અલ્પરજસ્ક પ્રાણીઓ છે. ધર્મનું શ્રવણ ન કરવાથી તેમને નુકસાન થાય છે. તેઓ તમારો ધર્મ જાણશે. હે ભગવન્, આ મગધ દેશમાં મલિન માણસોએ ઉપદેશેલો ધર્મ પ્રચલિત છે. આ લોકોને માટે તમે આ અમૃતદ્વાર ઉઘાડો. નિર્મલ બુદ્ધે જાણેલો આ ધર્મ લોકો ભલે સાંભળે.'...બ્રહ્મદેવની આ વિનતિ સાંભળીને પ્રાણીઓ ઉપરની કરુણાને લીધે બુદ્ધે ધર્મોપદેશ કરવાનો વિચાર કર્યો." *

૩૫. બુદ્ધના સમયમાં બ્રહ્મસાયુજ્યતા કેમ પ્રાપ્ત કરવી એ સંબંધે બ્રાહ્મણોમાં ઘણો મતભેદ હોય એવું જણાય છે. તેનું થોડુંક વર્ણન દીઘનિકાયના તેવિજ્જસુત્તમા આવ્યું છે, તે આ પ્રમાણેઃ— "એક વાર ભગવાન કોસલ દેશમાં પ્રવાસ કરતા કરતા મનસાકટ નામના બ્રાહ્મણગ્રામમાં આવ્યા, અને ત્યાં તે ગામની ઉત્તરે અચિરવતી નદીને તીરે આમ્રવનમાં વસ્તી કરી. તે વખતે ચંકી, તારુક્ખ, પોક્ખરસાતિ, જાનુસ્સોણિ, તોદેય્ય વગેરે પ્રસિદ્ધ બ્રાહ્મણો મનસાકટમાં રહેતા હતા. તેઓમાંના વાસિષ્ઠ અને ભારદ્વાજ નામના બે યુવાન બ્રાહ્મણોમાં એક વાદ ઉપસ્થિત થયો. વાસિષ્ઠ કહે કે, પોક્ખરસાતિ બ્રાહ્મણે બ્રહ્મસાયુજ્યતાનો જે માર્ગ બતાવ્યો છે તે જ બરાબર છે. ભારદ્વાજ કહે કે, તારુક્ખ બ્રાહ્મણે બનાવેલ માર્ગ જ સાચો છે. તેઓ બન્ને એકબીજાને સંતોષ આપી શક્યા નહિ. એટલે વાસિષ્ઠે

* વિનયમહાવગ્ગ, મહાક્ખન્ધક, બ્રહ્મયાચનકથા; મજ્ઝિમનિકાય, અરિયપરિયેસનસુત્ત.

ભારદ્વાજને કહ્યું, 'હમણાં આ શ્રમણ ગોતમ આમ્રવનમાં રહે છે. ચાલો આપણે ત્યાં જઈને તેને આ પ્રશ્ન પૂછીએ.'

૩૬. "તેઓ બન્ને બુદ્ધ પાસે આવ્યા અને આ પ્રશ્ન પૂછ્યો. તે પછી ભગવાન બોલ્યા, 'તમે જૂદો જૂદો માર્ગ માનો છો. તેમાં તમારો મતભેદ ક્યાં છે?' વાસિષ્ઠે કહ્યું, 'અધ્વર્યુ બ્રાહ્મણ, તૈત્તિરીય-બ્રાહ્મણ, છાંદોગ્ય બ્રાહ્મણ, બહ્‌વૃચ્ બ્રાહ્મણ બધા બ્રહ્મસાયુજ્યતાનો જૂદો જૂદો માર્ગ બતાવે છે; તોપણ તે બધા માર્ગો બ્રહ્મસાયુજ્યતા સુધી તો પહોંચે છે જ. જેમ અનેક રસ્તાઓ એક જ ગામ કે નિગમ પાસે મળે છે, તેમ જૂદા જૂદા બ્રાહ્મણોએ ઉપદેશેલા માર્ગો બ્રહ્મસાયુજ્યતાએ જ પહોંચે છે.' ભગવાન બોલ્યા, 'પણ હે વાસિષ્ઠ, કોઈ બ્રાહ્મણે, કે તેના આચાર્યે કે પ્રાચાર્યે કોઈએ, કે વામદેવ વિશ્વામિત્ર વગેરે મંત્રદ્રષ્ટા ઋષિઓએ બ્રહ્મદેવને જોયો છે?'

૩૭. "વાસિષ્ઠે 'ના' એવો જવાબ આપ્યો. પછી ભગવાને કહ્યું, 'એમ છતાં ત્રૈવિદ્ય બ્રાહ્મણ બ્રહ્મસાયુજ્યતાનો માર્ગ બતાવે છે, એ આશ્ચર્ય નથી?' વાસિષ્ઠે કહ્યું, 'હા, ભદંત.' ભગવાન બોલ્યા, 'તો પછી આને બ્રાહ્મણોની અંધપરંપરા કહેવી જોઈએ. હે વાસિષ્ઠ, ચંદ્ર અને સૂર્યને બ્રાહ્મણો જુએ છે, તેમની પ્રાર્થના કરે છે, સ્તુતિ કરે છે અને તેમને નમસ્કાર કરે છે. એમ છતાં તેમની સાયુજ્યતાનો માર્ગ તેઓ બતાવી શકશે ખરા?' વાસિષ્ઠે કહ્યું, 'ના, હે ગોતમ.'

૩૮. "ભગવાન બોલ્યા, 'તો જે બ્રહ્માને તેઓ જોઈ શકતા નથી તેની સાયુજ્યતાનો માર્ગ તે બતાવી શકે એ અશક્ય છે. દાખલા તરીકે, કોઈ માણસ કહે કે, આ પ્રદેશમાં અત્યંત સ્વરૂપવાન યુવતી છે તેના ઉપર મારો પ્રેમ છે. તેને બીજા લોકો પૂછે કે, હે મનુષ્ય, આવી સુંદર યુવતી છે કઈ જાતિની? તેનું નામ શું? ગોત્ર કયું? તે ઉંચી છે કે નીચી? તેની કાંતિ કેવા પ્રકારની છે? અને તેનું ઠેકાણું શું? આમ પૂછતા તે માણસ કહે કે, તે કંઈ હું જાણતો

નથી. તો પછી આ માણસનું કથન વૃથા ઠરતું નથી? બીજો કોઈ માણસ જ્યાં ચાર રસ્તાઓ ભેગા થતા હોય એવી જગાએ એક દાદરો બાંધવાની શરૂઆત કરે. તેને લોકો પૂછે કે, કયા પ્રાસાદ ઉપર ચડવા માટે તું આ દાદરો બાંધે છે? તેનો તે જવાબ આપે કે, તે પ્રાસાદની મને ખબર નથી. આવા માણસનું કથન વૃથા ઠરતું નથી? એ જ મુજબ જો ત્રૈવિદ્ય બ્રાહ્મણોને બ્રહ્મદેવની બીલકુલ માહિતી નથી, તેઓ તેની સાયુજ્યતાનો માર્ગ બતાવે એ વ્યર્થ ઠરતું નથી?' વાસિષ્ઠે કહ્યું, 'હા, ભો ગૌતમ..'

૩૯. "ભગવાન બોલ્યા, 'હે વાસિષ્ઠ, આ અચિરવતી નદી પાણીથી ભરપૂર છે. કોઈ મનુષ્ય આ બાજુએ આવીને સામે પાર જવાની ઇચ્છાથી પ્રાર્થના કરે કે, હે સામા કિનારા, મારા તરફ આવ! હે સામા કિનારા, મારા તરફ આવ! તેની આ પ્રાર્થનાથી સામો કિનારો (સામે દેખાતો) આ બાજુએ આવશે ખરો?' વાસિષ્ઠે કહ્યું, 'ના, ભો ગૌતમ.' ભગવાન બોલ્યા, 'એ જ મુજબ, હે વાસિષ્ઠ, બ્રહ્મદેવને શોભે એવા ગુણોનો અંગીકાર નહિ કરીને અને બ્રહ્મદેવને ન શોભે એવા ગુણોનો અંગીકાર કરીને ત્રૈવિદ્ય બ્રાહ્મણો ઇંદ્રની પ્રાર્થના કરે છે, વરુણની પ્રાર્થના કરે છે, પ્રજાપતિની પ્રાર્થના કરે છે; પરંતુ આ તેમની પ્રાર્થનાને લીધે તેઓ બ્રહ્મસાયુજ્યતાને પામે એ સંભવતું નથી.'

૪૦. "વળી ભગવાન બોલ્યા, 'હે વાસિષ્ઠ, જો કોઈ માણસ સામે કિનારે જવાના હેતુથી આ કાંઠે આવે, અને જો તેને અહીં બાંધી રાખવામાં આવે, તો તે સામે કાંઠે જઈ શકશે ખરો?' વાસિષ્ઠે કહ્યું, 'ના, ભો ગૌતમ.' ભગવાન બોલ્યા, 'તે જ રીતે, હે વાસિષ્ઠ, પંચેંદ્રિયોના પાંચ વિષય આ લોકનાં દૃઢ બંધનો છે. આ બંધનોથી ત્રૈવિદ્ય બ્રાહ્મણો બંધાએલા છે, (એટલે કે તેઓ આ પાંચે વિષયોનો

યથારિથત ઉપભોગ કરે છે. ) એમ હોવા છતાં તેઓ બ્રહ્મસાયુજ્યતાને પામે એ સંભવતું નથી.'

૪૧. "વળી ભગવાન બોલ્યા, 'હે વાસિષ્ઠ, બીજો કોઈ માણસ આ અચિરવતી નદીને કાંઠે સામે કાંઠે જવાની ઇચ્છાથી આવે, અને માથે ઓઢીને અહીં જ સૂઈ જાય, તો તે સામે કાંઠે જઈ શકશે ખરો?' વાસિષ્ઠે કહ્યું, 'ના, ભો ગોતમ.' ભગવાન બોલ્યા, 'તે જ રીતે, હે વાસિષ્ઠ, કામચ્છન્દ, વ્યાપાદ, સ્ત્યાનમિદ્ધ (આળસ), ઔદ્ધત્ય (ભ્રાન્તચિત્તતા) અને વિચિકિત્સા (શંકા), આ પાંચ બુદ્ધિનાં આવરણો છે. એ આવરણોથી આવૃત્ત થએલા ત્રૈવિદ્ય બ્રાહ્મણો બ્રહ્મસાયુજ્યતાને પામે એ અસંભવિત છે.'

૪૨. "વળી ભગવાન બોલ્યા, 'હે વાસિષ્ઠ, હવે હું તને એમ પૂછું છું કે, બ્રહ્મા સપરિગ્રહ છે કે અપરિગ્રહ? સવૈરચિત્ત છે કે અવૈરચિત્ત? સવ્યાપાદચિત્ત છે કે અવ્યાપાદચિત્ત? સંક્લિષ્ટચિત્ત છે કે અસંક્લિષ્ટ ચિત્ત? વશવર્તી છે કે અવશવર્તી?' વાસિષ્ઠે કહ્યું, 'ભો ગોતમ, બ્રહ્મા અપરિગ્રહ, અવૈરચિત્ત, અવ્યાપાદચિત્ત, અસંક્લિષ્ટચિત્ત અને વશવર્તી છે.' ભગવાન બોલ્યા, 'હે વાસિષ્ઠ, ત્રૈવિદ્ય બ્રાહ્મણો સપરિગ્રહ છે કે અપરિગ્રહ? સવૈરચિત્ત છે કે અવૈરચિત્ત? સવ્યાપાદચિત્ત છે કે અવ્યાપાદચિત્ત? સંક્લિષ્ટચિત્ત છે કે અસંક્લિષ્ટચિત્ત? વશવર્તી છે કે અવશવર્તી?' વાસિષ્ઠે કહ્યું, 'ભો ગોતમ, ત્રૈવિદ્ય બ્રાહ્મણો સપરિગ્રહ, સવૈરચિત્ત, સવ્યાપાદચિત્ત, સંક્લિષ્ટચિત્ત અને અવશવર્તી છે.' ભગવાન બોલ્યા, 'તો પછી, હે વાસિષ્ઠ, આવા બ્રાહ્મણો અપરિગ્રહ અવૈરચિત્ત, અવ્યાપાદચિત્ત, અસંક્લિષ્ટચિત્ત અને વશવર્તી બ્રહ્માની સાયુજ્યતાને પામે એ સંભવતું નથી."

૪૩. ઇન્દ્રની પછી બ્રાહ્મણોએ બ્રહ્માને મોટો બનાવ્યો ખરો, પણ તે તેમને ભારે પડ્યો. આવા દયામય અને સર્વગુણસંપન્ન બ્રહ્માની

સાયુજ્યતા પામવા માટે બ્રહ્મદેવ પણ દયામય અને સર્વાંશે સમભાવે વર્તનારા હોવા જોઈએ. બ્રાહ્મણોને આ વસ્તુ ઈષ્ટ નહોતી. કારણ કે, દઢ થતા જતા જાતિભેદને લીધે તેમને જે વર્ચસ્વ મળ્યું હતું, તે છોડવા તેઓ તૈયાર નહોતા; પછી સમભાવથી વર્તવાનું કેમ શક્ય બને ? આથી બહુ જ ટૂંક સમયમાં તેઓએ આ બ્રહ્મદેવને પડતો મૂક્યો. બ્રહ્મા આવડો મોટો ગણાય, છતાં આજે અજમેર પાસે પુષ્કરમાં માત્ર તેનું એક જ મંદીર અવશેષ છે! બીજું એક નાનું મંદીર બંગાળ પ્રાંતમાં ક્યાંક છે એમ મેં સાંભળ્યું છે, પણ તે બહુ પ્રસિદ્ધ નથી.

૪૪. કવિકુલગુરુ કાલિદાસે તો આ બ્રહ્મદેવની ખાસ મશ્કરી જ કરી છે. તેના વિક્રમોર્વશીય નાટકમાં પુરુરવા ઉર્વશીને જોઈને કહે છે—

> अस्याः सर्गविधौ प्रजापतिरभूच्चन्द्रो नु कान्तिप्रदः
> शृंगारैकरसः स्वयं नु मदनो मासो नु पुष्पाकरः ।
> वेदाभ्यासजडः कथं नु विषयव्यावृत्त कौतूहलो
> निर्मातुं प्रभवेन्मनोहरमिदं रूपं पुराणो मुनिः ? ॥
>
> ( અંક ૧, શ્લોક ૯ કે ૧૦ )

( આને રચવા માટે કાન્તિપ્રદ ચંદ્રમા, અથવા શૃંગારરસપરિપૂર્ણ એવો ખુદ મદન, કે વસંત માસ પ્રજાપતિ થયો હશે શું ? કારણ કે, વેદાભ્યાસથી જેની મતિ જડ થઈ છે, વિષયોમાં જેને મજા આવતી નથી, તે પુરાણો મુનિ આવું રૂપ નિર્માણ કરવા કેમ સમર્થ થાય ? )

૪૫. અહીં કવિએ વૈદિક બ્રહ્મદેવ અને બુદ્ધના સમયનો બ્રહ્મદેવ બન્નેનું મિશ્રણ કર્યું છે. વેદકાળમાં તે માત્ર મંત્ર બોલનારો હતો, અને બુદ્ધકાળમાં તે જગતનો કર્તા બન્યો. બ્રાહ્મણો અને બૌદ્ધ

શ્રમણોની ખેંચતાણમાં સપડાવાથી બિચારાને ક્યાંયે સ્થાન મળ્યું નહિ, અને તેથી તેની ગમે તેવી મશ્કરી કવિ કરી શક્યો !

૪૬. વેદમાં બ્રહ્મનો અર્થ મંત્ર હતો, પણ બુદ્ધકાળમાં શ્રેષ્ઠ એવો તેનો અર્થ થવા લાગ્યો. ધીમે ધીમે જગતનું જે શ્રેષ્ઠ તત્ત્વ તેને બ્રહ્મ કહેવા લાગ્યા; અને તે જ દૃષ્ટિથી તે આજે પણ અસ્તિત્વ ધરાવે છે. તેની મશ્કરી કરવામાં આવી નથી.

## અશોકથી શક રાજાઓ સુધી

૪૭. અશોકના સમયમાં યજ્ઞયાગનું મહત્ત્વ ઘણું ઘટી ગયું. પહેલા જ શિલાલેખમાં અશોકે પશુવધ જેમાં થતો હોય એવા યજ્ઞો કરવાની મનાઈ કરી છે. અને ઠેઠ સુધી પશુવધની વિરુદ્ધ લોકમત કેળવવા માટે તેણે મહેનત કર્યા કરી છે એમ તેના શિલાલેખો ઉપરથી જણાય છે. યજ્ઞયાગ બંધ કરીને વૈદિક દેવોમાંના કોઈ એક દેવને કે તે પછી બ્રાહ્મણોએ તૈયાર કરેલ બ્રહ્મદેવને અશોકે પોતાનો કુલદેવ બનાવ્યો હોત, તો પૂજારી તરીકે બ્રાહ્મણોની વ્યવસ્થા થઈ શકત અને તેમનું ઠીક ચાલત. પરંતુ તેમ ન કરતાં તેણે બુદ્ધને જ પોતાનો દેવ બનાવ્યો. આ દેશમાં જે દેવોને સાચા માનવામાં આવતા હતા તેમને મેં બુદ્ધોપાસક થઈને પ્રયત્નપૂર્વક ખોટા કરાવ્યા, એમ તે કહે છે.* અર્થાત્ અશોક બુદ્ધ સિવાય બીજા કોઈનો ભક્ત નહોતો. બ્રાહ્મણોને તેણે બીજી રીતે હેરાન નથી કર્યા. પાલિસાહિત્યમાં શ્રમણ–બ્રાહ્મણ એવો સમાસ જોવામાં આવે છે. પરંતુ અશોકના શિલાલેખોમાં બ્રાહ્મણોને પહેલા મૂક્યા છે (ब्राह्मणसमणानं साधु दानं). આ ઉપરથી એમ જણાય છે કે અશોક બ્રાહ્મણોને પણ દાન આપતો. પણ યજ્ઞયાગમાં બ્રાહ્મણોને જે માન આપવામાં આવે છે તે પ્રકારનું માન આ દાનધર્મ પાછળ નહોતું.

* जंबुदीपसि अमिसा देवा हुसु ते दानि मिसा कटा ॥ રૂપનાથ શિલાલેખ.

૪૮ યજ્ઞયાગ પણ ગયા અને વૈદિક દેવો પણ ગયા પછી માત્ર ગોરપદું કરીને જ પેટ ભરવાનો વારો આવતા બ્રાહ્મણોનું માન ક્યાંથી રહે ? ગૃહ્યસંસ્કારમાં ગૃહસ્થોને થોડી ઘણી મદદ કરીને પોતાનો નિર્વાહ જેમ તેમ ચલાવવાનો બ્રાહ્મણોનો વારો આવ્યો પુરાણોમાં મૌર્ય રાજાઓની શૂદ્રમાં ગણના કરીને બ્રાહ્મણોએ તેમના પ્રત્યે જે આટલો બધો તિરસ્કાર બતાવ્યો છે, તેનું રહસ્ય આમાં છે.

૪૯ મૌર્ય રાજાઓના અસ્ત પછી પુષ્યમિત્રનો ઉદય થયો તેણે બ્રાહ્મણ ધર્મનું એટલે કે યજ્ઞયાગનું પુનર્જીવન કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે પ્રયત્ન ઝાઝો સિદ્ધ થયો હોય એવું લાગતું નથી આસપાસના બૌદ્ધોને તેણે થોડા ઘણા હેરાન કર્યા હશે પરંતુ અશોકના સમયમાં જ ચારે બાજુ ફેલાવો પામીને બૌદ્ધ ધર્મ ઘણો દૃઢ થયો હતો અલ્પસ્વલ્પ પ્રયત્નથી તેનો નાશ થવો અશક્ય હતો

૫૦ વળી, પુષ્યમિત્રના સમયમાં યવન (ગ્રીક), શક વગેરે બહારના લોકોના હુમલાઓ શરૂ થવા લાગ્યા આ નવા લોકોમાં જાતિભેદ ન હોવાથી સામાન્ય વ્યવહારમાં તેઓનું વલણ બ્રાહ્મણધર્મ કરતાં બૌદ્ધધર્મ તરફ વધારે હતું તેઓ યજ્ઞયાગને મદદ કરે એમ નહોતું અર્થાત્ પુષ્યમિત્ર અને અગ્નિમિત્રની પછી રાજકીય યજ્ઞયાગ બંધ થયા, અને તે ઘણા સૈકા સુધી ફરી માથું ઉંચકી શક્યા નહિ.

૫૧ આ સબંધે ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરના ' A Peep into the Early History of India ' નામના નાના પણ અત્યંત ઉપયોગી પુસ્તકમાંથી એક નાનોશો ઉતારો ઉતારવાનું અહીં યોગ્ય લાગે છે—"Thus from about the beginning of the second century before christ, to about the end of the fourth century after, princes of foreign races

were prominent in the history of India and ruled sometimes over a large portion of the country up to the limits of Maharashtra...During this period it is the religion of the Buddha alone that has left rominent traces, and was professed by the majority of the people." (p. 44). આ રીતે આશરે ઇસવી સન પૂર્વે બીજા સૈકાની શરૂઆતથી આશરે ચોથા સૈકાના અંત સુધી હિંદુસ્તાન બહારના રાજાઓને હિંદુસ્તાનમાં મહત્ત્વનું સ્થાન મળ્યું હતું, અને વચ્ચે વચ્ચે તેમની સત્તા બહુ મોટા પ્રદેશ ઉપર—મહારાષ્ટ્રની સરહદ સુધી પહોંચી હતી...આ સમય દરમ્યાન મુખ્યત્વે બૌદ્ધધર્મ અસ્તિત્વમાં હોય એવાં ચિહ્નો જણાય છે; અને આ જ ધર્મ સામાન્ય જનતાનો હતો. આવા સંયોગોમાં બ્રાહ્મણોને એક નવો દેવ હાથ આવ્યો. આ દેવ કોણ તે હવે પછીના વિવેચન ઉપરથી જણાશે.

**મહાદેવ**

૫૨. મહાદેવનો અને વૈદિક રુદ્રનો નજીકનો સંબંધ લાગે છે. રુદ્રની ઋચાઓ ઋગ્વેદમાં ઘણી છે. આ ઉપરથી એવું જણાય છે કે, ઇંદ્રના મદદનીશ મરુતોનો તે પૂર્વજ હતો. '**आ ते पितर्मरुता सुम्नमेतु**', (ઋ૦ ૨–૩૩–૧). તે કપર્દી હતો. કપર્દનો અર્થ જટા કરવામાં આવે છે. પરંતુ વૈદિક કાળમા કપર્દનો અર્થ આજે શીખ લોકો પોતાના વાળની જે જાતની ગાંઠ બાંધે છે એ જાતની ગાંઠ એવો અર્થ થતો હોવો જોઈએ. કારણ '**कपर्दिनो धिया धीवन्तो असपन्त तृत्सवः**' (ઋ૦ ૭–૮૩–૮), આ ઋચામાં બધા તૃત્સુઓને '**कपर्दिनः**' કહેવામાં આવ્યા છે. બધા જ તૃત્સુઓ જટાધારી હોય એ સંભવિત નથી. બાબિલોનિયામાં અકેડિયન લોકોમાં આવી ગાંઠ-અંબોડા બાંધવાનો રિવાજ હતો. પણ સુમેરિયન લોકોમાં આ રિવાજ

નહોતો. એટલે આ મરુનોનો પૂર્વજ રુદ્ર અકૅાડિયનો પ્રમાણે અંબોડો બાંધતો હશે.

૫૩. રુદ્ર જાતે ઈંદ્રના સમયમાં હયાત હોય એમ લાગતું નથી. એવી જાતનો ઉલ્લેખ તો ઋગ્વેદમાં નથી જ મળતો. પરંતુ તેના વંશજ મરુતોએ ઇંદ્રને ઘણી મદદ કર્યાનાં વર્ણનો અનેક જગાએ આવે છે. દાખલા તરીકે ઋગ્વેદના આઠમા મંડળના છોંતેરમા સૂક્તમાં ઈંદ્રને મરુત્સખા અને મરુત્વાન્ બન્ને વિશેષણો લગાડવામાં આવ્યાં છે. અર્થાત્ ઈંદ્રના વિજયમાં મરુનોએ ઘણી મદદ કરી હશે એ કહેવાની જરૂર નથી.

૫૪. હવે આ મરુન કોણ હશે, એ પ્રશ્ન ઉભો થાય છે. તેમને **रुद्राः, रुद्रियाः** અને **रुद्रासाः** કહેવામાં આવ્યા છે. તે ઉપરથી તેઓ રુદ્રના વંશજ કે ભક્ત હતા એટલું જ સિદ્ધ થાય છે. '**सं ता इन्द्रो अस्रजदस्य शाकैः**' (ઋ૦ ૫–૩૦–૧૦), આ ઋચામાં આવતા **शाक** શબ્દનો અર્થ સાયણાચાર્ય મરુન એવો કરે છે. અને એ અર્થ ઋ૦ ૪–૧૭–૧૧, ઋ૦ ૬–૧૯–૪, ઋ૦ ૬–૨૪–૪, વગેરે ઋચાઓમાં પણ લાગુ પડી શકે છે. સાયણાચાર્યના અર્થ પ્રમાણે મરુત એ જ શાક લોકો હતા એમ જો માનીએ તો, શક લોકોના પૂર્વજો મરુન લોકો હતા, એવું અનુમાન કરવું સાવ નિરર્થક નથી થતું ત્યારે આપણે એમ માનીએ કે, ઇંદ્રની પહેલાં પણ આ શક લોકોમાં રુદ્રપૂજા ચાલુ હતી. પણ ખુદ ઋગ્વેદના સમયમાં ઈંદ્રની જેટલું મહત્ત્વ રુદ્રનું નહોતું એ નિઃસંશય છે.

૫૫. પરંતુ યજુર્વેદના સમયમાં આ સ્થિતિ કંઈક અંશે બદલાઈ જણાય છે. તૈત્તિરીય સંહિતાના ચોથા કાંડના પાંચમા પ્રપાઠકમાં રુદ્રની જે સ્તુતિ આવે છે તેમાં એક નહિ પણ અનેક રુદ્રો ગણાવવામાં આવે છે. તેથી આ પ્રકરણને શતરુદ્રીય કહે છે. તેમાંના કેટલાક ઉતારા અહીં આપું છું.

( ૧ )

૫૬. " હે રુદ્ર, તારા ક્રોધને નમસ્કાર હો. તારા બાણને નમસ્કાર હો. ધનુષ્ય ધારણ કરનારા તને નમસ્કાર હો. તારા બાહુને નમસ્કાર હો. તારું બાણ સુખકારક થાઓ. તારું ધનુષ્ય સુખકારક બનો. તારા ભાથાવડે અમારું રક્ષણ કર...નીલગ્રીવ, સહસ્રાક્ષ, વૃષ્ટિકર્તા એવા તને નમસ્કાર હો. અને એના જે સેવકો છે તેમને પણ હું નમસ્કાર કરું છું...તારા ધનુષ્યનું શરસંધાન અમારા ઉપર થવા દઈશ નહિ. તારો ભાથો અમારાથી દૂર રાખ."

( ૨ )

૫૭. " હિરણ્યબાહુને, સેનાપતિને, દિશાઓના સ્વામીને નમસ્કાર હો. હરિતપર્ણ વૃક્ષોને અને પશુઓના પતિને નમસ્કાર હો..."

( ૩ )

૫૮. "...ઉન્નતને, ધનુર્યોધ્યને, ચોરોના અધિપતિને નમસ્કાર હો. ધનુર્યોધ્યને, બાણોનો ભાથો ધારણ કરનારને, ધાડપાડુઓના અધિપતિને નમસ્કાર હો...ધનુષ્યબાણ ધારણ કરનારા તમને નમસ્કાર હો..."*

( ૪ )

૫૯. "...વ્રાતોને અને વ્રાતપતિઓને તમને નમસ્કાર હો. ગણોને અને ગણપતિઓને તમને નમસ્કાર હો. વિરૂપોને અને વિશ્વરૂપોને તમને નમસ્કાર હો. મહંતોને અને ક્ષુલ્લકોને તમને નમસ્કાર હો. રથીઓને અને અરથીઓને તમને નમસ્કાર હો. રથોને અને રથોના અધિપતિઓને તમને નમસ્કાર હો. સેનાઓને અને સેનાધપતિઓને

* અહીંથી આગળ બહુવચન વાપરવામાં આવ્યું છે એ ધ્યાનમાં રાખવાનું છે.

તમને નમસ્કાર હો...સુતારોને અને રથ તૈયાર કરનારાઓને તમને નમસ્કાર હો. કુંભારોને અને લુહારોને તમને નમસ્કાર હો પુંજિષ્ટોને અને નિષાદોને તમને નમસ્કાર હો. બાણુ અને ધનુષ્યો તૈયાર કરનારાઓને તમને નમસ્કાર હો. શિકાર કરનારાઓને અને કૂતરા પાળનારાઓને તમને નમસ્કાર હો. કૂતગઓને અને કૂતગઓના અધિપતિઓને તમને નમસ્કાર હો "

( ૫ )

૬૦. "ભવને અને રુદ્રને નમસ્કાર હો શર્વને અને પશુપતિને નમસ્કાર હો. નીલકંઠને અને શ્વેતકંઠને નમસ્કાર હો કપર્દીને અને શિરોમુંડન કરેલાને નમસ્કાર હો..."

( ૮ )

૬૧ "સોમને અને રુદ્રને નમસ્કાર હો. તામ્રને અને અરુણને નમસ્કાર હો શગને અને પશુપતિને નમસ્કાર હો ઉગ્રને અને ભીમને નમસ્કાર હો..."

૬૨ આમાંના કેટલાક વિશેષણો ઋગ્વેદમા મળે છે પરંતુ અહીં તેમનો ઘણો વિકાસ થએલો જોઈ શકાય છે અહીં રુદ્રને ચોરોનો, ધાડપાડુઓનો અને વ્રાતોનો અધિપતિ કહેવામા આવ્યો છે. તેમ જ ગણોનો, પુંજિષ્ટોનો અને નિષાદોનો તે અધિપતિ છે, કુંભાર લુહાર વગેરેનો પણ તે અધિપતિ છે. ઉપરાંત ભવ, શર્વ, પશુપતિ, નીલકંઠ વગેરે નામો પણ આમાં જોવામા આવે છે. આ ઉપરથી એમ અનુમાન કરવુ શક્ય છે કે, યજુર્વેદના સમયમાં સરહદ ઉપરના પહાડી પ્રદેશમા વસતા લોકો પોતાના દેવોની પૂજા આવા નામોથી કરતા હશે તેઓ ઝાડોની પણ પૂજા કરતા. વાયવ્ય સરહદના લોકો આજે પણ જેમ ચોરી અને ધાડો પાડીને પોતાનો નિર્વાહ ચલાવે છે, તેમ યજુર્વેદના સમયમા પણ તેઓ કરતા હોવા જોઈએ તેમને કબજે રાખવા માટે

મોટું સૈન્ય રાખવાનું બ્રાહ્મણો માટે શક્ય નહોતું. આથી ભવ, શર્વ વગેરે તેમના દેવો એ બધા રુદ્ર જ છે એવું તેમને મનાવીને, આ ટોળીઓના લોકોને વાળી લેવાનો આ એક પ્રયત્ન હોવો જોઈએ. આ પ્રયત્ન કેટલો સિદ્ધ થયો એ કહી શકાય એવું નથી

૬૩. સમય જતા બધી ટોળીઓના દેવો પૈકી ભવ અને શર્વ બે જ દેવો અથર્વવેદના સમયમા આગળ આવ્યા હોય એમ જણાય છે કદાચ કોઈ બે મોટી ટોળીઓએ બીજી નાની નાની ટોળીઓને હરાવીને તેમના ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપન કર્યું હોય, અને તે બે ટોળીઓના આ બે દેવો બાકી રહ્યા હોય એ બનવા જોગ છે. અથર્વવેદના ચોથા કાંડના અઠ્ઠાવીશમા સૂક્તમા તેમની આ જાતની પ્રાર્થના આવે છે—

**भव शर्वौ मन्वे वां तस्य वित्तं ययोर्वामिदं प्रदिशि यद्विरोचते।**
**यावस्येशाथे द्विपदो यौ चतुष्पदस्तौ नो मुञ्चतमंहसः ॥**

( હે ભવ અને શર્વ, સર્વ દિશાઓમાં જે તમે પ્રકાશો છો, તે તમારૂં સામર્થ્ય છે જે તમે દ્વિપદો અને ચતુષ્પદો ઉપર સ્વામિત્વ ધરાવો છો, તે તમે અમને પાપમાથી મુક્ત કરો )

૬૪ વળી અગિયારમા કાંડના બીજા સૂક્તમાં આ જાતની પ્રાર્થના છે—

**भव शर्वौ मृडतं माभि यात भूतपती पशुपती नमो वाम् ।**
**प्रतिहितामायतां मा वि स्राष्टं**
**मा नो हिंसिष्टं द्विपदो मा चतुष्पदः ॥**

( હે ભવ અને શર્વ, અમારૂં રક્ષણ કરો અમારી પાસે આવશો નહિ ભૂતપતિ અને પશુપતિ એવા તમને નમસ્કાર હો. ધનુષ્ય ઉપર ચડાવેલું બાણ અમારા ઉપર ફેંકશો નહિ અમને, અમારા દ્વિપદોને અને ચતુષ્પદોને મારશો નહિ )

૬૫. અથર્વવેદ પછી શતપથ બ્રાહ્મણોના કાળમાં સરહદ ઉપરના આ બધા દેવોને અગ્નિનું સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય એવું જણાય છે. "પ્રજાપતિને ઉષાદેવીથી એક કુમાર થયો અને તે રડવા લાગ્યો. પ્રજાપતિએ કહ્યું, 'શા માટે રડે છે?' 'મારૂં નામ નથી માટે; મારૂં નામ પાડો.' આથી તે રડે છે, માટે તેનું નામ રુદ્ર પાડવામાં આવ્યું. વળી તેણે એક વધારે નામ પાડવા કહ્યું. આથી તેનું સર્વ (શર્વ) નામ પાડવામાં આવ્યું. સર્વ એટલે પાણી. કારણકે તેનાથી બધું ઉત્પન્ન થાય છે. ત્યાર પછી તેને પશુપતિ નામ આપવામાં આવ્યું. પશુપતિ એટલે વનસ્પતિ. તે મળવાથી પશુઓ જીવે છે. ત્યાર પછી તેને ઉગ્ર નામ આપવામાં આવ્યું. ઉગ્ર એટલે વાયુ. તે જ્યારે જોરથી વાય છે ત્યારે ઉગ્ર વાય છે એમ કહે છે. ત્યાર પછી તેને અશનિ નામ આપવામાં આવ્યું. અશનિ એટલે વીજળી. પાછળથી તેને ભવ નામ આપવામાં આવ્યું. ભવ એટલે વરસાદ. તેનાથી બધું થાય છે (भवति). ત્યાર પછી તેને મહાન્દેવ નામ આપવામાં આવ્યું. મહાન્દેવ એટલે ચંદ્ર. પછી ઈશાન નામ આપવામા આવ્યું. ઈશાન એટલે સૂર્ય...આ આઠે અગ્નિનાં રૂપો છે; અને નવમો કુમાર." (શત૦ બ્રા૦ ૬-૧-૩) કુમાર, ભવ, શર્વ વગેરે જે દેવોને સરહદ ઉપરના પ્રાંતોમાં પૂજવામાં આવતા હતા, તેમને યજ્ઞમાં દાખલ કરીને યજ્ઞનું જોર વધારવાનો આ પ્રયત્ન જણાય છે.

૬૬. ત્યાર પછી આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં આ દેવોને રુદ્રરૂપી છે એમ માનવામાં આવ્યા છે, અને તેમના નામે શૂલગવ નામનો યજ્ઞ કેમ કરવો એનું વર્ણન તેમાં આવે છે. "શૂલગવ શરત્કાલમાં કે વસંતકાલમાં કરવો. તે આર્દ્રા નક્ષત્રમાં કરવો. પોતાની ઢોર બાંધવાની જગ્યામાંથી ઉત્તમ બળદની પસંદગી કરવી. તે પૃષદ્વર્ણ હોવો જોઈએ. કોઈ ચિત્રવર્ણ પણ કહે છે. ઉંચી ખૂંધ હોય અને કાળો હોય તો ઉત્તમ. તેનો ચોખાના કે જવના પાણીથી અભિષેક કરવો. તે એ રીતે

કે, 'रुद्राय महादेवाय जुष्टो वर्धस्व '. પછી તેને મારીને આહુતિઓ આપવી તે આ રીતે-' हराय मृडाय शर्वाय शिवाय भवाय महादेवायोग्राय पशुपतये रुद्राय शंकरायेशानायाऽशनये स्वाहा ।' તેનું પૂછડું, ચામડું, માથું અને પગ અગ્નિમાં નાખવા. પણ શાબવ્ય આચાર્ય કહે છે કે, ચામડાનો ઉપભોગ લેવો." (અધ્યાય ૪, ખંડ ૧૦)

૬૭ આ ઉપરથી એમ જણાય છે કે, ગૃહ્યસૂત્રોના જમાનામાં મહાદેવ હિંસક હતો, અને શર્વાદિ દેવોનો સમાવેશ તેનામાં જ થયો હતો. આ મહાદેવ અહિંસક કઈ રીતે થયો તે કહેવું મુશ્કેલ છે અનુમાન સિવાય બીજો માર્ગ નથી કારણકે તે સમયનો ઇતિહાસ હજી ઉપલબ્ધ થયો નથી.

૬૮ બુદ્ધની હયાતી દરમ્યાન જ તેની કીર્તિ સરહદ સુધી ફેલાયાનો દાખલો પાલિ ગ્રંથોમાં મળે છે. મહાકપ્પિન સરહદ ઉપરના રાજકુલમાં જન્મ્યો અને તેના પિતાના મૃત્યુ પછી તે રાજા થયો. શ્રાવસ્તીથી આવેલા વ્યાપારીઓ દ્વારા ભગવાનની કીર્તિ સાંભળીને ભિક્ષુ થવા માટે તે ઉત્સુક થયો, અને પોતાના અમાત્યોની સાથે બગીચામાંથી સીધો જ શ્રાવસ્તી જવા ઉપડ્યો. તેની પટરાણી અનોજા-દેવી આ સમાચાર સાંભળીને તેની પાછળ પોતાના પરિવાર સહિત શ્રાવસ્તી જવા નીકળી ભગવાન અને આ બધાનો ભેટો ચંદ્રભાગા નદીને કાંઠે થયો. કપ્પિનને અને તેના અમાત્યોને ભગવાને ભિક્ષુ બનાવ્યા, અને ઉપ્પલવણ્ણા ભિક્ષુણી દ્વારા અનોજાદેવીને અને તેના સ્ત્રીપરિવારને ભિક્ષુણી બનાવી.

૬૯. મનોરથપૂરણી અને સારત્થપકાસિની આ બે અટ્ઠકથાઓમાં આ દંતકથા મળે છે. સંયુત્તનિકાયના મૂળ સુત્તમાં કપ્પિન સંબંધીની હકીકત આ જાતની છે. "ભગવાન શ્રાવસ્તીમાં વસતા હતા તેણે આયુષ્માન્ મહાકપ્પિનને દૂરથી આવતો જોયો, અને તેણે ભિક્ષુને કહ્યું,

'હે ભિક્ષુઓ, આ તરફ આવતા, ધોળા, પાતળા, ઉંચા નાકવાળા આ ભિક્ષુને તમે જુઓ છો કે ? આણે દરેક પ્રકારની ઉત્તમ સમાધિ પ્રાપ્ત કરી છે; જેને માટે કુલપુત્રો ગૃહત્યાગ કરે છે, તે નિર્વાણનો તેણે સાક્ષાત્કાર કર્યો છે."*

૭૦. મહાકપ્પિન રાજકુટુંબમાં જન્મ્યો હતો કે કેમ એ સંબંધે કશું જાણી શકાય એમ ન હોવા છતાં, આ સુત્તમાં આવેલાં વર્ણન ઉપરથી તે કાબુલ કે કંદહાર પ્રાંતનો રહેનાર હોવો જોઈએ એવું જણાય છે. અહીં એટલું જ માત્ર દર્શાવવું છે કે બુદ્ધની હયાતીમાં જ આ પ્રાંતના લોકો ઉપર તેના ધર્મનો પ્રભાવ પડવા લાગ્યો હતો. કુરુ દેશમાં બ્રાહ્મણોનું જોર ઘણું હતું, છતાં સરહદ ઉપરના પ્રાંતોમાં બુદ્ધનો અહિંસાવાદી ધર્મ લોકોમાં પ્રિય થવા લાગ્યો હતો.+ આનું પરિણામ એ આવ્યું કે, જે પશુપતિ મહાદેવને મોટા બળદનું બલિદાન આપીને ખુશી કરવો પડતો તે જ મહાદેવ હવે ગાયબળદનો સંરક્ષક બન્યો; બળદ તેનું વાહન બન્યો; અને તેના મંદીરની સામે નંદીની સ્થાપના થવા લાગી. વેમા કદ્ફિસેસ ( Wema Kadphises )ના નાણાં ઉપર મહેશ્વરની મૂર્તિ અને નંદી જોવામાં આવે છે. આનો કાળ હજી નિશ્ચિત થયો નથી, પણ ઈસવી સનના પહેલા સૈકાના આરંભમાં ગણવામાં વાંધો નથી. તેની બે ત્રણ સૈકાઓ પૂર્વે મહાદેવનું પરિવર્તન ગોરક્ષક મહેશ્વરદેવમાં થયું હશે.

---

* નિદાનવગ્ગ, ભિક્ખુસંયુત્ત, સુત્ત ૧૧.

\+ આ સંબંધમાં હાલનો એક દાખલો ધ્યાનમાં લેવા જેવો છે. પંજાબમાં શીખોનું અને આર્યસમાજીઓનું પ્રાબલ્ય હોવાથી મહાત્મા ગાંધીજીના અહિંસાવાદી રાજકીય તત્ત્વજ્ઞાનને ત્યાંના ખુદ હિંદુ સમાજનો ખાસ ટેકો મળતો નથી; પણ એ જ તત્ત્વજ્ઞાન સરહદ ઉપરના કટ્ટર મુસલમાન પઠાણોમાં વધારે પ્રિય થયાનું જોઈ શકાય છે. તેમના નેતા ખાન અબ્દુલ ગફારખાનને તો સરહદના ગાંધી કહેવાનો રિવાજ શરૂ થયો છે.

૭૧. येनाक्षरसमाम्नायमधिगम्य महेश्वरात् ।
कृत्स्नं व्याकरणं प्रोक्तं तस्मै पाणिनये नमः ॥

પાણિનીય શિક્ષાના આરંભમાં આ શ્લોક આવે છે. પાણિની મહેશ્વરનો ભક્ત હતો એમ આ ઉપરથી લાગે છે. હુએનત્સંગના પ્રવાસવર્ણનમાં પણ આ દંતકથાને ટેકો મળે છે. તે ગાંધાર દેશમાં પ્રવાસ કરતો કરતો શલાતુર ગામે આવ્યો. ત્યાં પાણિનીનો જન્મ થયો હતો. વ્યાકરણના નિયમો શુદ્ધ કરવાનો તેણે વિચાર કર્યો, અને તે વિચાર તેણે ઈશ્વરદેવને જણાવ્યો. ઈશ્વરદેવે પાણિનીને મદદ કરવાનું વચન આપ્યું. પાણિનીએ મહેશ્વર પાસેથી શાસ્ત્રનું શિક્ષણ લીધું, અને ભારે પ્રયત્ન કરીને વ્યાકરણ રચ્યુ તેની શ્લોકસંખ્યા એક હજાર છે, અને દરેક શ્લોકમાં બત્રીશ અક્ષરો છે *

૭૨. હવે માત્ર ઠરાવવાનું એટલું જ બાકી રહે છે કે જે મહેશ્વરનો કે મહાદેવનો પાણિની ભક્ત હતો તે મહાદેવ પાણિનીના સમયમાં ઉપર બતાવેલ શૂલગવનો સ્વીકાર કરતો હતો કે કેમ ? અમારા મત મુજબ પાણિનીના સમયમાં મહાદેવ મહેશ્વર બન્યો, અને જ્યારથી તે મહેશ્વર બન્યો ત્યારથી અહિંસક બન્યો. ગાંધાર દેશના રાજાઓએ વ્યવહાર પુરતુ બૌદ્ધ ધર્મને ઉત્તેજન આપ્યું. પરંતુ તેમના કુલપરંપરાગત આવેલ મહાદેવનો ત્યાગ કરવા તેઓ તૈયાર નહોતા. તેઓ પૈકી અશોક માફક કોઈ એકે બૌદ્ધ ધર્મનો પૂર્ણપણે અંગીકાર કર્યો હોત તો બીજા દેવો ખોટા ઠરીને અશોકના કહ્યા પ્રમાણે માત્ર બુદ્ધ એક જ સારો ઠરત; અને તો તુરત જ બૌદ્ધ શ્રમણોએ બ્રહ્મદેવની માફક મહાદેવનું પણ પરિવર્તન કરીને તેને બુદ્ધની શાખામાં લાવી મૂક્યો હોત.

૭૩. શક રાજાઓના રાજ્યનો જેમ જેમ વિસ્તાર વધતો ગયો તેમ તેમ મહાદેવનું જોર પણ વધતું ગયું. શિલાલેખો ઉપરથી

* Buddhist Records, i, 114–115.

જણાય છે કે, દક્ષિણના શાલિવાહન કુળના રાજાઓ અને શક રાજાઓ વચ્ચે યુદ્ધ થયું હતું. છતાં શાલિવાહનને વંશના રાજાઓએ પણ મહેશ્વરનો અંગીકાર કર્યો. એટલે એ સમયે મહાદેવની પૂજા કરવાની રાજાઓમાં એક પ્રકારની ફેશન થઈ પડી હોય એમ લાગે છે. મહારાષ્ટ્રમાં મુસલમાનોની કારકીર્દિનો નાશ થઈને મરાઠાઓનું રાજ્ય સ્થપાયા પછી પણ મરાઠા સરદારોની ઓઓ મુસલમાનો પાસેથી લીધેલ પડદો પાળતી હતી, અને આજે પણ કેટલાક સરદારોનાં ઘરોમા હજી પાળવામા આવે છે. તે મુજબ શક લોકોનો પ્રભાવ ઓછો થતો ગયો તોપણ મહેશ્વરદેવનો ફેલાવો તો વધતો જ ગયો.

૭૪. આવી પરિસ્થિતિમાં બ્રાહ્મણોની સ્થિતિ બહુ વિચિત્ર બની. દક્ષિણમાં કોઈ કોઈ રાજાઓએ કોઈ કોઈ વાર યજ્ઞો કર્યાના ઉલ્લેખ મળે છે. પરંતુ એનાથી બ્રાહ્મણોને સતત રાજાશ્રય મળવાનું શક્ય નહોતું. ગૃહ્યસંસ્કારોમાં ભાગ લઈને સામાન્ય લોકો પાસેથી થોડી ઘણી દક્ષિણા મેળવવાનો માર્ગ તેમને માટે ખુલ્લો હતો. પરંતુ ત્યાં પણ બૌદ્ધ ધર્મની આડખીલી તો હતી જ. કારણ કે, સામાન્ય લોકો ઉપર એ જ ધર્મનો પ્રભાવ વધારે હતો. આથી બ્રાહ્મણો માટે સતત રાજાશ્રય મળ્યા કરે, એવો એક જ ધોરી માર્ગ મહેશ્વરદેવના પૂજારી થવાનો હતો, અને આ માર્ગ તેમણે સ્વીકારી લીધો. વરાહમિહિરના કહેવા પ્રમાણે બ્રાહ્મણો ભસ્મ લગાવીને મહેશ્વરની પૂજા કરવા લાગ્યા.*

૭૫. શક રાજાઓએ બીજી એક કલ્પનાને બહુ મહત્ત્વ આપ્યું યહુદીઓ જેમ જેહોવા દેવને જગતનો કર્તા સમજે છે, તેવી રીતે શક રાજાઓ પણ મહાદેવને જગતનો કર્તા માનતા હોય એવું જણાય છે. આ કલ્પના તેમણે યહુદી લોકો પાસેથી લીધી હોવાનો સંભવ છે. કારણ કે પશ્ચિમ બાજુએ યહુદી લોકોની સાથે તેમને ઘણો સંબંધ

* બૃહત્સંહિતા, અ૦ ૬૦-૧૯.

હતો બાઈબલનો જૂના કરારમાંનો જેહોવા મહાસંહારક દેવ છે તે ક્રોધિત થાય તો શું કરે એ કહી ન શકાય ઈસુ ખ્રિસ્તે તેને સૌમ્ય રૂપ આપ્યુ છતા પણ નવીન કરારમા તેની પ્રાર્થના આવે છે કે, 'હે દેવ ! તું અમને ખરાબ માર્ગે લઈ જઈશ નહિ '* એટલે લોકોને સન્કટમા ઉતારવાનુ જેહોવાનું સામર્થ્ય ઈસુ પછી પણ ચાલુ જ હતુ એમ લાગે છે

૭૬ આવુ જ કંઈક મહાદેવ સબંધે પણ બન્યુ હોય એમ જણાય છે વેદકાળથી ઠેઠ શક લોકો સુધીના કાળમા મહાદેવ અત્યંત ક્રૂર દેવ ગણાયો છે તે ભક્તોનો સંહાર ન કરે એટના માટે જ તેની પ્રાર્થના કરવામા આવતી શૂલગવ વગેરે યજ્ઞો મારફત તેને જે બલિદાન આપવામા આવતા તે બૌદ્ધ ધર્મના પ્રભાવથી બંધ થયા, છતા તેની ક્રૂરતા નાશ પામી નહિ તેની થોડીક સંહારકશક્તિ તો ચાલુ જ રહી. આ સમયે કોઈ શ્વેતાશ્વતર નામના પંડિતે કોઈએક શક રાજાને પ્રસન્ન કરવાના હેતુથી શ્વેતાશ્વતરોપનિષદ્ રચ્યુ હશે તેમા બાઈબલની માફક જ ભક્તિમાર્ગના મહત્ત્વનુ વર્ણન આવે છે આ ભક્તિમાર્ગ બાઈબલમાથી જ લેવામા આવ્યો હોય એવુ માનવાને કશો આધાર નથી પરંતુ તે બાઈબલમાથી લેવામા નથી આવ્યો એમ માનવાને પણ કંઈ આધાર નથી બાઈબલમા આવતો જેહોવા અને ઉપનિષદોમા આવતો પરમાત્મા બન્નેનુ મિશ્રણ આ ઉપનિષદમા થએલુ જોવામા આવે છે, અને તે કોઈ શક રાજાને પ્રસન્ન કરવા માટે જ રચવામા આવ્યુ હોય એવી પ્રબળ શંકા થાય છે અલ્લોપનિષદ્ રચીને અકબરને સતુષ્ટ કરવાનો જેમ બ્રાહ્મણોએ પ્રયત્ન કર્યો, તેવો જ આ પ્રયત્ન હોવો જોઈએ

૭૭ જેહોવાને સ્ત્રી નહોતી, પણ મહાદેવને હતી આ કલ્પના

*' And lead us not into temptation.' (Luke, 11, 4.)

ક્યાંથી આવી તે કહી શકાતું નથી.* પણ આનો એક લાભ એ થયો કે, સામાન્ય લોકોમાં તે સમયે જે અનેક દેવદેવીઓની પૂજા પ્રચલિત હતી તે બધી દેવદેવીઓનો અંતર્ભાવ મહાદેવ અને પાર્વતીમાં બ્રાહ્મણો કરી શક્યા. તેમની પૂજા કરવાથી શક રાજાઓને પ્રસન્ન કરી શકાય એવું હતું; ઉપરાંત બીજી બાજુથી એમ કરવાથી સામાન્ય જનતા ઉપર પણ પોતાનો પ્રભાવ જમાવી શકાય એમ હતું.

૭૮. મહાદેવ અને પાર્વતી બ્રાહ્મણોના દેવદેવીઓ ન હોવા છતાં ટૂંક વખતમાં જ તેઓ સર્વ દેવોમાં શ્રેષ્ઠ કેમ બની ગયાં, એનું વર્ણન મહાભારતના શાંતિપર્વમાં મળે છે.+ "દક્ષે હિમાલય ઉપર ગંગાદ્વાર પાસે યજ્ઞનો આરંભ કર્યો. તે યજ્ઞમાં દેવ, દાનવ, ગંધર્વ, પિશાચ, ઉરગ, રાક્ષસ, ઋષિ વગેરે બધા આવ્યા. ત્યારે દધીચિએ કહ્યું, 'જેમાં રુદ્રની પૂજા કરવામાં આવતી નથી, તે યજ્ઞ પણ ન ગણાય, અને ધર્મ પણ ન ગણાય. તમે આ પશુઓને બાંધવા પાછળ અને મારવા પાછળ શું મંડ્યા છો ? કાળનો શું આ વિપર્યાસ ? આ યજ્ઞથી ઘોર વિનાશ થશે, એ બાબત આમને કેમ સમજાતી નથી!'

* By the side of En-Iil in the early days there was ranged a consort, Nin-Iil, the queen of the lower world, and when En-Iil was identified with Bel, She became Belit. She is also called Nin-khar-sag, 'queen of the great mountain.' (The Religion of Babylonia and Assyria, by R. W. Rogers, p. 81) આ દેવીની સાથે પાર્વતીને સંબંધ હશે ખરો?

+ કુંભકોણ, અધ્યાય ૨૯૦; ઓંધ, અધ્યાય ૨૮૪.

૭૯. "ત્યાર પછી તે ઋષિએ ધ્યાનચક્ષુ વડે મહાદેવને, પાર્વતીને, અને તેની પાસેના નારદમુનિને જોયાં અને તે સંતુષ્ટ થયો. દક્ષ વગેરેએ જાણી જોઈને મહાદેવને નિમંત્રણ આપ્યું નથી એ તેણે જાણ્યું, અને ત્યાંથી જરા દૂર જઈને બોલ્યો, 'અપૂજનીય દેવતાઓની પૂજા કરવાથી અને પૂજનીય દેવતાઓની પૂજા ન કરવાથી માણસને સદા નરહત્યાનું પાપ લાગે છે...અહીં આ પશુપતિ, જગતનો કર્તા, યજ્ઞનો ભોક્તા, બધાનો પ્રભુ આવેલ છે. તેને તમે શું નથી જોઈ શકતા?' દક્ષે કહ્યું, 'શૂલહસ્ત, જટાધારણ કરનારા અને અગિયાર જગાએ રહેનારા એવા ઘણા રુદ્રો અમારી પાસે છે. આ મહેશ્વરને હું ઓળખતો નથી.'

૮૦. "દધીચિ બોલ્યો, 'તમે બધાએ જાણી જોઈને આને નિમંત્રણ આપ્યું નથી. પણ હું શંકર સિવાય બીજો કોઈ મોટો દેવ હોય એવું જોઈ શકતો નથી, તેથી આ યજ્ઞ ઉત્તમ થશે નહિ, એમ હું માનું છું.' દક્ષે કહ્યું, 'વિધિ અને મંત્રથી પવિત્ર એવો આ હવિ હું વિષ્ણુને અર્પણ કરું છું. તે પ્રભુ વિભુ હવનીય છે.' આ બાબત પાર્વતીને ન ગમી. આથી મહાદેવે પોતાના મુખમાંથી એક ભયાનક પુરુષ ઉત્પન્ન કર્યો; અને તે પુરુષે દક્ષના યજ્ઞનો વિધ્વંસ કર્યો."

૮૧. આ ભાષા પૌરાણિક છે. ખરી હકીકત એવી હોવાનો સંભવ છે કે, કોઈ શક રાજાએ બ્રાહ્મણોએ શરૂ કરેલા કોઈ મોટા યજ્ઞનો વિધ્વંસ કર્યો હશે. અહીં ઝંગીસખાનની એક વાત યાદ આવે છે. તેણે જ્યારે સમરકંદમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંની મસીદમાં નમાજ પઢનારા મૌલવીઓને તેણે જોયા; અને તેમને પૂછ્યું કે, 'તમે અહીં શું કરો છો?' તેમણે જ્યારે એવો જવાબ આપ્યો કે, 'અમે પાકપરવરદીગારની પ્રાર્થના કરીએ છીએ,' ત્યારે તે બહુ ક્ષુબ્ધ થયો, અને મૌલવીઓનું કુરાન આંચકી લઈને પોતાના ઘોડાના પગ નીચે

કર્યું. મહાદેવે ઉત્પન્ન કરેલા પુરુષે દક્ષયજ્ઞનો કરેલ વિધ્વંસ આની જેવો જ બનાવ લાગે છે.

૮૨. મહેશ્વરના પ્રભાવથી ક્ષત્રિયોનો નાશ થશે, એવી કલ્પનાનો પણ મહાભારતમાં સમાવેશ થએલો જોવામાં આવે છે. નારદમુનિએ ધર્મરાજાને, ત્રણ પ્રકારના ઉત્પાતની હકીકત સમજાવી. તે બધા ચૈદ્ય (શિશુપાલ)ના મૃત્યુ પછી થયા. તે સાભળીને ધર્મરાજાએ વ્યાસને પૂછ્યું કે, 'તે ઉત્પાતોનું પરિણામ શું આવવાનું છે?' તેમના પરિણામે તેર વર્ષ પછી બધા ક્ષત્રિયોનો નાશ થવાનો છે, એમ જવાબ આપીને વ્યાસે કહ્યું—

स्वप्ने द्रक्षसि राजेन्द्र क्षपान्ते त्वं वृषध्वजम् ।
नीलकण्ठं भवं स्थाणुं कपालिं त्रिपुरान्तकम् ॥
उग्रं रुद्रं पशुपतिं महादेवमुमापतिम् ।
हरं शर्वं वृषं शूलं पिनाकिं कृत्तिवाससम् ॥
कैलासकूटप्रतिमे वृषभेऽवस्थितं शिवम् ।
निरीक्षमाणं सततं पितृराजाश्रितां दिशम् ॥
एवमीदृशकं स्वप्नं द्रक्षसि त्वं विशांपते ।
मा तत्कृते ह्यनुध्याहि कालो हि दुरतिक्रमः ॥*

(હે રાજેન્દ્ર, આજે ગતે સ્વપ્નમાં તું વૃષધ્વજ, નીલકંઠ, ભવ, સ્થાણુ, કપાલી, ત્રિપુરાન્તક, ઉગ્ર, રુદ્ર, પશુપતિ, મહાદેવ, ઉમાપતિ, હર અને શર્વ, તેનો વૃષભ, શૂલ, પિનાકધારણ અને ચર્મવસન જોઈશ કૈલાસના શિખર જેવા બળદ ઉપર બેઠેલા અને યમદિશા (દક્ષિણ) તરફ સતત જોનારા શિવને તું જોઈશ. હે લોકપતિ, આવી જાતનું સ્વપ્ન તું દેખીશ. પણ તેની તું ચિંતા ન કરીશ. કારણ કાળ દુરતિક્રમ છે)

* ઔંધ, સભાપર્વ, અધ્યાય ૪૬, ૧૩–૧૬, કુંભકોણ, અધ્યાય ૭૩, ૧૬–૧૯.

૮૩. આમાં માત્ર પાંડવ અને કૌરવોનો જ નહિ પરંતુ બધા ક્ષત્રિયોનો ક્ષય થવાનો છે એવું ભવિષ્ય ભાખવામાં આવ્યું છે; અને જ્યારે શક લોકો વિજયી થયા ત્યારે જ. વ્યાસના મુખમાં આ શબ્દો મૂકવામાં આવ્યા છે, એમાં બીલકુલ શંકાને સ્થાન નથી. સતત દક્ષિણ તરફ જોનારો મહાદેવ દેખાશે, એટલે શક લોકોનો દક્ષિણ દિશા તરફ સતત વિજય થયા કરશે એવો અર્થ સમજવો જોઈએ.

૮૪. મહાભારતમાં આવતા આ વર્ણન ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે, બ્રાહ્મણોને શક રાજાઓ બહુ પ્રિય નહોતા. પરંતુ બીજો કોઈ માર્ગ ન હોવાથી આ મહાદેવની પૂજાનો તેમણે સ્વીકાર કરી લીધો, અને તેનાથી તેમને લાભ પણ થયો.

## લિંગપૂજા

૮૫. હવે આ મહેશ્વરની પૂજામાંથી લિંગપૂજા કેમ શરૂ થઈ એ જોઈએ. આ બાબતમાં પણ ઘણે અંશે અનુમાન ઉપર જ આધાર રાખવો પડશે. બુદ્ધ કે મહાવીરસ્વામીના સમયમાં શ્રમણ લોકો ચાતુર્માસ સિવાય એક જગાએ રહેતા નહિ. તેઓ કાયમ ચારે બાજુ ફર્યા કરતા અને ધર્મોપદેશ કરતા. વળી, તેઓ ગૃહસ્થાશ્રમનો ઉપભોગ કર્યા પછી, અને સંસારનાં દુઃખોથી કંટાળીને શ્રમણ થતા. આ બે કારણોને લીધે તેમની કામવાસનાને અવકાશ મળતો નહિ. પરંતુ બીજા કે ત્રીજા સૈકામાં આ સ્થિતિ બદલાઈ ગઈ. નાનાં બાળકોને દીક્ષા આપીને સંન્યાસી બનાવવાનો રિવાજ આ બન્ને પંથોમાં આ કાળમાં શરૂ થઈ ચૂક્યો હતો, અને મોટા મોટા વિહારો અને ઉપાશ્રયોના આશ્રયે રહીને આ લોકો સુખચેનમાં રહેવા લાગ્યા હતા. આથી આવા લોકોને માટે કામવાસના ઉપર વિજય મેળવવાનું મુશ્કેલ બન્યું. સ્ત્રીસંગ તો એક બાજુએ રહ્યો, પણ સ્ત્રીસ્પર્શ

કરવાની પણ આ પથોમાં સખત મનાઈ છે. આજે પણ ગાડીમાંથી કે હોડીમાંથી ઉતરતી વખતે કોઈ ભિક્ષુ કોઈ સ્ત્રીનો હાથ ઝાલીને તે સ્ત્રીને મદદ કરે, તો તે માટે તેણે ભારે પ્રાયશ્ચિત લેવું પડે. આવા કડક નિયમને પરિણામે તે સમયના યુવાન સંન્યાસીઓ વામમાર્ગ તરફ વળ્યા હોય તો તેમાં નવાઈ નથી. હસ્તસ્પર્શ નહિ કરીને માત્ર નગ્ન સ્ત્રીના દર્શનથી કોઈ પણ નિયમનો ભંગ થતો નહિ; અને થોડે ઘણે અંશે કામવાસના તો તૃપ્ત થતી હતી. આવી પરિસ્થિતિમાંથી લિંગપૂજા શરૂ થઈ હશે.*

૮૬. જટિલ તાપસોનો પંથ બુદ્ધના સમયમાં અસ્તિત્વ ધરાવતો હતો. ઉરુવેલકસ્યપ, નદીકસ્યપ, અને ગયાકસ્યપ આ ત્રણ જટિલોને તેમના એક હજાર જટિલ શિષ્યો સાથે બુદ્ધે ભિક્ષુ બનાવ્યા, એવી એક દંતકથા મહાવગ્ગમાં આવે છે. આનો અર્થ એટલો કરી શકાય કે, બુદ્ધના ભિક્ષુસંઘમાં જટિલો ઘણા હતા. આ તાપસોને બીલકુલ તત્ત્વજ્ઞાન નહોતું. તેઓ અગ્નિની પૂજા કરતા અને અરણ્યવાસ કરતા.

૮૭. બુદ્ધના સમયમાં જે બીજા મોટા સંઘો હતા તેમાંનો જો કોઈ શ્રમણ બૌદ્ધ પંથમાં આવતો, તો તેને ચાર મહિના સુધી પરિવાસ આપવામાં આવતો. પરિવાસ એટલે શ્રામણેર થઈને ભિક્ષુઓની સેવા કરવી. ચાર મહિના પછી તેનું વર્તન યોગ્ય છે એમ જો લાગે તો તેને ભિક્ષુસંઘમાં દાખલ કરવામાં આવતો. આ પરિવાસ દાખલ કરવાનું કારણ એ બતાવવામાં આવ્યું છે કે, એક વાર બીજા સંઘનો એક શ્રમણ ભિક્ષુસંઘમાં આવ્યો, અને પોતાના

* ઈસવી સન પૂર્વે પૅારપી વગેરે શહેરોમાં એક જાતની લિંગપૂજા ચાલુ હોવાના પુષ્કળ પુરાવા મળ્યા છે. પરંતુ ઈસવી સનના બીજા કે ત્રીજા સૈકા પહેલાં હિંદુસ્તાનમાં તે પૂજા દાખલ થયાનો પુરાવો મળતો નથી. પાશુપત પંથના સ્થાપક નકુલીશના સમયમાં આ લિંગપૂજાને મહત્ત્વ મળ્યું હશે. નકુલીશે આ પૂજા ક્યાંથી લીધી એ જાણવાનો કોઈ માર્ગ-સાધન નથી.

જ ઉપાધ્યાયને વાદવિવાદમાં હરાવીને પાછો પોતાના મૂળના શ્રમણ-સંઘમાં ગયો. આ જાતના બનાવ બને નહિ માટે બીજા શ્રમણોને ચાર માસનો પરિવાસ આપવાની પ્રથા શરૂ થઈ.

૮૮. પરંતુ જટિલો અને શાકયોને આવો પરિવાસ આપવામાં આવતો નહિ. શાક્ય તો બુદ્ધના જાતિભાઈઓ ગણાય. આથી તેમને પરિવાસ આપવામાં ન આવે એ યોગ્ય છે; પરંતુ જટિલોને પણ શા માટે આપવામાં ન આવતો ? તેનું કારણ એ જણાય છે કે, જટિલો પાસે પોતાનું એક સાંપ્રદાયિક તત્ત્વજ્ઞાન નહોતું. આથી બૌદ્ધોને ખાતરી હતી કે આ લોકો વાદવિવાદમાં ઉતરશે નહિ.

૮૯. આજે પણ જટાધારી બાવાઓની આવી જ સ્થિતિ છે. તેમનું સ્વતંત્ર દર્શન કે તત્ત્વજ્ઞાન નથી. તેમનો ધંધો એટલે ધૂણી ધખાવવી, શરીરે રાખ ચોળવી અને બદરીનારાયણથી રામેશ્વર સુધી ફરવું. હાલમાં એમાં પણ કેટલાય સંપ્રદાયો જોવામાં આવે છે. પરંતુ એ સંપ્રદાયોનું કોઈ ખાસ તત્ત્વજ્ઞાન હોય એમ લાગતું નથી. જે ચાલુ દર્શનો છે તેનાથી જ તેઓ પોતાનું કામ રેડવી લે છે. સારાંશ, બુદ્ધના સમયથી ઠેઠ આજ સુધી આવા જટિલોના સંપ્રદાયનું જો કોઈ લક્ષણ હોય તો તે ધૂણી ધખાવવાનું છે.

૯૦. એક બાજુ વામમાર્ગમાં પેઠેલા તરુણ ભિક્ષુઓ, અને બીજી બાજુ આ જટિલ તપસ્વી, આ બેમાંથી પાશુપતોનો પંથ નીકળ્યો, અને શક રાજાઓની કારકીર્દીમાં તેનો ખૂબ ફેલાવો થયો. આ પંથે પોતાનું એક જૂદું દર્શન રચ્યું જે પાશુપત દર્શન કહેવાય છે. તેની ચર્ચા કરવાની અહીં જરૂર જણાતી નથી. જટા રાખવી, ત્રણ વાર શરીરે ભભૂત લગાવવી, નગ્ન રહેવું, કે ચામડાનો કટકો બાંધવો, અને લિંગની પૂજા કરવી, વગેરે તેમના આચારો હતા. આ જ પંથને લીધે લિંગપૂજાને મહત્ત્વ મળ્યું એમાં શક નથી.

૯૧. ઈસવી સનના ચોથા સૈકામાં તો આ લિંગપૂજાનું જોર ઘણું વધ્યું હોય એવું લાગે છે. વાકાટક નામના રાજાઓ હતા. તેમના સગા ભારશિવ રાજાઓ હતા. તેઓ શિવલિંગને પોતાના ખભા ઉપર લઈને ફરતા; અને તેથી જ તેમનો રાજ્યવંશ સ્થિર થયો, એવું તેઓ માનતા હતા.* આ વાકાટક વંશના બીજા રુદ્રસેન રાજા વેરે ગુપ્તવંશના બીજા ચંદ્રગુપ્તે પોતાની પ્રભાવતી નામની કન્યા પરણાવ્યાનો ઉલ્લેખ શિલાલેખમાં મળી આવે છે. આથી ગુપ્ત રાજાઓમાં, ભારશિવ રાજાઓમાં અને વાકાટક રાજાઓમાં લિંગપૂજા પ્રત્યે આદર હતો એવું જણાય છે.

૯૨. આમ હોવા છતાં દરેક જગાએ લિંગપૂજાનો પ્રચાર થયો નહોતો. એક બે સૈકાઓ સુધી તો તે ખાનગી રીતે ચાલતી હોવી જોઈએ. કારણ કે હ્યુએનત્સંગના પ્રવાસ વર્ણનમાં કોઈ જગાએ લિંગપૂજાનું વર્ણન જોવામાં આવતું નથી, પણ મહાદેવની મૂર્તિનાં વર્ણનો પુષ્કળ જોવામાં આવે છે. કાશીમા તો તેણે આશરે સો ફૂટ ઉંચાઈની મહાદેવની તાંબાની મૂર્તિ જોઈ.* આમ છતાં આજે આખા હિંદુસ્તાનમાં લિંગપૂજા ફેલાઈ છે તે કેમ બન્યું હશે? અને હ્યુએનત્સંગે જોએલી મૂર્તિઓ બધી ક્યાં ગઈ?

૯૩. મહમૂદ ગિઝનીના સમયમાં લિંગની સાર્વજનિક પૂજા કરવાનો રિવાજ પ્રચલિત હતો; છતાં મહાદેવની મૂર્તિઓ પણ હતી. સોમનાથમાં લિંગપૂજા કરવામા આવતી હતી; અને બીજી કેટલીક જગાએ મહાદેવની મૂર્તિની પૂજા પણ કરવામાં આવતી હશે. આ મૂર્તિઓ કેવી રીતે તૈયાર કરતા તેનું વર્ણન આલ્બેરૂનીએ બૃહત્સંહિતાને

* अंसभारसंनिवेशितशिवलिंगोद्वहनशिवसुपरितुष्टसमुत्पादितराजवंशानां ...भारशिवानां विगेरे.

(Corpus Inscriptionum Indicarum, iii, 236-37, 245).

* Buddhist Records, ii, 45.

આધારે આપ્યું છે. તે ઉપરથી એમ અનુમાન થાય છે કે, મુસલમાનોની ચઢાઇઓ પછી મહાદેવની મૂર્તિઓ બનાવવાની પ્રથા બંધ થઇ ગઇ હશે. આ લોકો પત્થરની મૂર્તિઓ ભાંગીને ભૂકો કરી નાખતા અને ધાતુની મૂર્તિઓ પોતાની સાથે લઇ જતા. આ સ્થિતિમાં લિંગપૂજા સગવડકારક થઇ. મુસલમાનો લિંગને તોડી–ફોડી નાખે તોપણ ફરી નવું બનાવવામાં ઝાઝી તકલીફ પડતી નહિ.

૯૪. હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આ પંથને અટકાવી શકાય એવું હતું કે કેમ? બૌદ્ધ શ્રમણો જો સુખચેનમાં રહેવાવાળા બન્યા ન હોત તો આ બની શકત. અથવા બીજો માર્ગ એ હતો કે, જપાનના સિંગોંજી પંથના ભિક્ષુઓને જેમ લગ્ન કરવાની છૂટ છે તેમ આ બૌદ્ધ ભિક્ષુઓને લગ્ન કરવાની છૂટ આપવાથી પણ આ બની શકત. આ જપાની ભિક્ષુઓ એક વાર જ લગ્ન કરે છે. તે સ્ત્રી જો મરી જાય તો તેઓ ફરી વાર બીજું લગ્ન કરતા નથી. જપાનમાં જે દસ બાર બૌદ્ધ સંપ્રદાયો છે તેમાંનો આ મોટો સંપ્રદાય છે. આવી જાતનો સંપ્રદાય જો આ દેશમાં શરૂ થયો હોત, તો કદાચ આ લિંગપૂજા જેવી બીભત્સ પૂજાઓનો પ્રચાર અટકત.

૯૫. પરંતુ પરંપરાના ગુલામ બનેલા ભિક્ષુઓમાં આવો સંપ્રદાય ઉભો કરવાની હિંમત નહોતી. આથી આવો પંથ કાઢવાને બદલે, પોતાના સંઘને બચાવવા માટે તેમણે તંત્રોને રૂપે આવી જાતના વામમાર્ગોને એક જાતનું ધાર્મિક સ્વરૂપ આપ્યું. છઠ્ઠા કે સાતમા સૈકામાં બૌદ્ધ શ્રમણોએ જે તંત્રો લખ્યા છે તે બધાં આ લિંગપૂજા જેટલાં જ બીભત્સ છે. એ તંત્રોમાં નગ્ન સ્ત્રીની પૂજા કરવી, મદ્યમાંસનો સંપૂર્ણપણે ઉપભોગ કરવો વગેરે બીભત્સ બાબતો પુષ્કળ છે. એમ કહેવાની જરૂર નથી કે, આવા શ્રમણો લિંગપૂજાનો વિરોધ કરે એ શક્ય નહોતું. આ જ વામમાર્ગી શ્રમણોએ લિંગપૂજા ઉપજાવી,

અને તે વધતાં વધતાં જેમ કાટ લોખંડને ખાઈ જાય છે, તે જ રીતે આ લિંગપૂજાએ શ્રમણસંસ્કૃતિનો નાશ કર્યો.

## વાસુદેવ કૃષ્ણ

૯૬. પહેલા વિભાગમાં આપણે જોઈ ગયા છીએ કે કૃષ્ણે ઈંદ્રને દાદ દીધી નહિ. જંગલવાળા પ્રદેશને આશરે રહીને તેણે પોતાનો અને પોતાના લોકોનો બચાવ કર્યો* અને પરિણામે મધ્ય હિંદુસ્તાનમાં તેની પૂજા શરૂ થઈ હોય તો તેમાં નવાઈ પામવા જેવું નથી. તે પાછળથી ગોપાલકૃષ્ણ થયો એમ ડૉ. ભાંડારકરનું કહેવું છે.× પરંતુ અમારું માનવું એવું છે કે, ગોપીઓની સાથે ક્રીડા કરનારો નહિ, પણ ગાય અને બળદનું રક્ષણ કરનારો ગોપાલકૃષ્ણ વૈદિક કાળથી જ અસ્તિત્વમાં હતો. ગાય અને બળદનું બલિદાન આપવામાં આવે એ તેને ગમતું નહિ, અને એ જ કારણથી તેણે ઇંદ્રનો વિરોધ કર્યો. પશુયજ્ઞની પ્રથાનો સ્વીકાર કરીને જો તેણે ઇંદ્રનું સ્વામિત્વ કબૂલ કર્યું હોત તો, ઈંદ્રની સાથે તેનું યુદ્ધ જ ન થાત.

૯૭. ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા ઇંદ્રની પહેલાંથી જ હતી એ પહેલા વિભાગમાં જ અમે બતાવ્યું છે× આથી કૃષ્ણના સમયમાં પણ મધ્ય હિંદુસ્તાનમાં જાતિભેદ હતો એમ માનવું જોઈએ. પરંતુ વાસુદેવ કૃષ્ણ આ બાબતમાં સુધારક જણાય છે. જાતકમાં તેના સંબંધે બે ગાથાઓ મળે છે. તે આ છે—

> यं यं कामी कामयति अपि चण्डालिकामपि ।
> सब्बेहि सदिसो होति नत्थि कामे असदिसो ॥

* વિ० ૧, ૪૮-૫૦

× Vaishnavism etc. pp. 49–54.

× વિ० ૧, ૭૦.

अत्थि जंबावती नाम माता सिविस्स राजिनो ।
सा भरिया वासुदेवस्स कण्हस्स महिसी पिया ॥×

( કામી માણુસ જે જે સ્ત્રીની ઇચ્છા કરે છે, તે એ સ્ત્રીમાં તન્મય થાય છે; પછી તે ચાંડાલિકા કાં ન હોય. કામોપભોગમાં સમાન અસમાનનો સવાલ ઉભો થતો નથી. શિબીની માતાનું નામ જંબાવતી હતું. તે કૃષ્ણ વાસુદેવ રાજાની પ્રિય પટરાણી હતી. )

૯૮. આ ગાથા ઉપર ટીકા કરતાં અટ્ઠકથાકાર લખે છે, " સિબિ રાજાની માતા જંબાવતી ચંડાળ હતી, તે કૃષ્ણ વાસુદેવની પ્રિય પટરાણી થઈ. તે (કૃષ્ણ) એક વાર દ્વારકાથી નીકળીને પોતાના ઉદ્યાનમાં જતો હતો. રસ્તામાં તેણે એક સ્વરૂપવાન યુવતી જોઈ. તે ચંડાળ છે એમ તેણે જાણ્યું છતાં પણ, તે અવિવાહિત હોવાથી તેને લઈને સીધો રાજમહેલમાં આવ્યો; અને તેને જવાહીરોના ઢગલા ઉપર બેસાડીને પોતાની પટરાણી બનાવી. "

૯૯. આ જાતકની વાર્તા ઉપરથી કૃષ્ણ જાતિભેદમાં માનતો નહોતો એમ સિદ્ધ થાય છે. આગળ જતાં જ્યારે આ વાસુદેવ શુભ રાજાઓનો કુલદેવ બન્યો અને જ્યારે તેની પૂજા કરીને પેટ ભરવાનો પ્રસંગ બ્રાહ્મણોને માથે આવ્યો, ત્યારે એમ પ્રશ્ન ઉભો થયો કે, હજારો વરસથી ચાલતી આવેલી આ દંતકથાનું શું કરવું ? જંબાવતી કૃષ્ણની સ્ત્રી નહોતી એમ તો કહી શકાય એમ નહોતું. આથી તેમણે જંબાવતીના પિતાને રીંછ બનાવ્યો, અને જંબાવતીને ચાંડાલ જાતિમાંથી કાઢીને રીંછ જાતિની બનાવી. જાણે કે ચાંડાલિકા સાથે સંબંધ રાખવા કરતાં પશુ સાથે સંબંધ રાખવો એ વધારે સારૂં હોય ! પરંતુ જાતિભેદમાં અંધ બનેલાઓ આ કેમ જોઈ શકે ?

૧૦૦. જાતક પછી વાસુદેવનો ઉલ્લેખ ચૂળનિદ્દેસના નીચેના અવતરણમાં મળે છે—

× Jataka, Vi, 421 ( Fausboll's edition ).

देवतानं ति । आजीवकसावकानं आजीवका देवता । निगण्ठसावकानं निगण्ठा* देवता । जटिलसावकानं जटिला देवता । परिब्बाजकसावकानं परिब्बाजका देवता । अवरुद्धकसावकानं अवरुद्धका देवता । हत्थिवतिकानं हत्थी देवता । अस्सवतिकानं अस्सा देवता । गोवतिकानं गावो देवता । कुक्कुरवतिकानं कुक्कुरा देवता । काकवतिकानं काका देवता । वासुदेववतिकानं वासुदेवो देवता । बालदेववतिकानं बलदेवो देवता । पुण्णभद्दवतिकानं पुण्णभद्दो देवता । मणिभद्दवतिकानं मणिभद्दो देवता । अग्गिवतिकानं अग्गि देवता । नागवतिकानं नागा देवता । सुपण्णवतिकानं सुपण्णा देवता । यक्खवतिकानं यक्खा देवता । असुरवतिकानं असुरा देवता । गंधब्बवतिकानं गंधब्बा देवता । महाराजवतिकानं महाराजा देवता । चन्दवतिकानं चन्दो देवता । सुरियवतिकानं सुरियो देवता । इन्दवतिकानं इन्दो देवता । ब्रह्मवतिकानं ब्रह्मा देवता । देववतिकानं देवा देवता । दिसावतिकानं दिसा देवता । ये येसं दक्खिणेय्या ते तेसं देवता ति ।

૧૦૧. અહીં આ અવતરણનું ભાષાંતર આપવાની જરૂર જણાતી નથી. અર્થ બધા સમજી શકે એવો છે. આજીવક નામના પરિવ્રાજકો બુદ્ધના સમયમાં હતા. તે સંઘનો નેતા મક્ખલિ ગોસાલ હતો. તેની હકીકત અગાઉ આવી ગઈ છે.* અશોકે અને તેના પૌત્રે આ આજીવકોને રહેવા માટે ગુફા તૈયાર કરી આપ્યાનો ઉલ્લેખ શિલાલેખમાં મળે છે. નિદ્દેસના સમયમાં પણ આજીવકોનો પંથ અસ્તિત્વ ધરાવતો હતો એ સ્પષ્ટ છે. નિગંઠ એટલે જૈન. તેમનો સંપ્રદાય આજે પણ અસ્તિત્વમાં છે. આથી તેના સંબંધે વધારે

* વિ૦ ૨, ૨૫.

કહેવાની જરૂર નથી. જટિલોની હકીકત અગાઉ આવી ગઈ છે.×
પરિવ્રાજકોનો સંપ્રદાય બુદ્ધના સમયમાં બહુ જોરમાં હતો. બુદ્ધના બે પ્રખ્યાત શિષ્યો સારિપુત્ત અને મોગ્ગલાન આ પરિવ્રાજક સંપ્રદાયમાંથી જ આવ્યા હતા.+ તે સંપ્રદાયના તત્ત્વજ્ઞાન સંબંધે વધારે માહિતી મળતી નથી. અવરુદ્ધક કોણ હતા એ કહી શકાતું નથી. બીજી જગાએથી પણ તેની માહિતી મળી નથી.

૧૦૨. નિદ્દેસના સમયમાં બૌદ્ધ સંઘ ઉપરાંત આ પાંચ શ્રમણ-સમૂહો અસ્તિત્વમાં હતા એમ જણાય છે. તેમાંનો ફક્ત અવરુદ્ધકોનો સંઘ બુદ્ધના સમયમાં અસ્તિત્વમાં નહોતો. મક્ખલી, પૂરણકસ્સપ, સંજય બેલટ્ઠપુત્ત, અને પકુધ કાત્યાયન આ ચાર આચાર્યોના સંપ્રદાયો નિદ્દેસના સમયમાં નાશ પામ્યા હતા. આથી નિદ્દેસનો સમય અશોક પછીનો હોવો જોઈએ. આ ઉથલપાથલ એ અરસામાં થઈ હશે.

૧૦૩. ઉપરના પાંચ સંપ્રદાયોના ઉપાસકોનાં નામ આવ્યા પછી હસ્તિવ્રતિક વગેરેનાં નામો આવે છે. હાથીનું વ્રત પાળનારા તે હસ્તિવ્રતિક. આ હસ્તિવ્રતિકોમાંથી જ આજની ગણપતિપૂજાનો પંથ શરૂ થયો હશે. અશ્વનું વ્રત કરનારા તે અશ્વવ્રતિક. ઘોડાનું સ્તોત્ર ઋગ્વેદના પહેલા મંડળના ૧૬૩ મા સૂક્તમા મળે છે. આથી ઘોડાનું વ્રત પાળનારા વેદકાળથી જ અસ્તિત્વ ધરાવતા હતા એમ માનવામાં વાંધો નથી. ગોવ્રતિક અને કુકુરવ્રતિકોની માહિતી મજ્ઝિમનિકાયના કુકુરોવાદમાં સુત્તમા આવે છે.

૧૦૪. "એક સમયે ભગવાન કોલિય* દેશમા હરિદ્રવસન

× વિ૦ ૩, ૮૧–૮૮.

+ વિનય, મહાવગ્ગ, મહાકખન્ધક.

* કોલિય લોકો શાકયોના સગા હતા અને તેમનું રાજ્ય શાકયોના રાજ્યની પાસે જ હતું.

નામના શહેર પાસે રહેતા હતા. તે વખતે ગોવ્રતિક પૂર્ણ કોલિયપુત્ર અને સેનિય નામનો નગ્ન કુકુરવ્રતિક ભગવાન પાસે આવ્યા. સેનિયની આગળ ઉપર શી ગતિ થશે, એવો પૂર્ણે ભગવાનને પ્રશ્ન પૂછ્યો. તેનો જવાબ આપવાની ભગવાને ત્રણ વાર ના પાડી. તોપણ પાછો પૂર્ણે એજ પ્રશ્ન પૂછ્યો, ત્યારે ભગવાને કહ્યું, 'આવું વ્રત સંપન્ન કરવાથી, મનુષ્ય કૂતરાની સાયુજ્યતા પામશે. પણ આવા વ્રતથી પોતે દેવ થશે એમ જો તેને લાગતું હોય, તો એવી મિથ્યાદષ્ટિને લીધે તે નરકે જશે.' આ સાંભળીને સેનિય રડવા લાગ્યો.

૧૦૫. "ત્યારે ભગવાન બોલ્યા, 'હે પૂર્ણ, આ પ્રશ્ન તું મને ન પૂછ એમ અગાઉથી જ મેં તને નહોતું કહ્યું?' ત્યાર બાદ સેનિયે પૂર્ણ સંબંધે પ્રશ્ન પૂછ્યો. ભગવાને તે પ્રશ્નનો જવાબ આપવાની ત્રણ વાર ના કહી, છતાં ચોથી વાર તે જ પ્રશ્ન તેને પૂછવામાં આવ્યો, ત્યારે ઉપર માફક જ, ભગવાને જવાબ આપ્યો કે, 'ગાયના પૂજનથી કાં તો મનુષ્ય ગાયની સાયુજ્યતાને પામશે, અથવા આ વ્રતથી દેવ થઈશ એવી મિથ્યાદૃષ્ટિ હશે તો તે નરકે જશે.' તે સાંભળીને પૂર્ણ રડવા લાગ્યો. ત્યાર પછી ભગવાને તે બન્નેને ઉપદેશ આપ્યો. પૂર્ણ ભગવાનનો ઉપાસક બન્યો. સેનિયે પ્રવ્રજ્યા લીધી. તેને ચાર મહિના પરિવાસ આપવામાં આવ્યો, અને પછી ભિક્ષુસંઘમાં દાખલ કરવામાં આવ્યો. પછી થોડા સમયમાં જ તે અરહન્ત થયો."

૧૦૬. ત્યાર પછી નિર્દેસના ઉપરના અવતરણમાં કાગડાનું વ્રત આવે છે. હજી પણ બલિદાન રૂપે તે વ્રત ચાલુ છે. કાગડો જો બલિનો સ્વીકાર ન કરે તો પિતૃઓને એ અન્ન પહોંચતું નથી એવી માન્યતા હજી પણ પ્રચલિત છે. આ ઉપરથી કાકવ્રતિક કેવા પ્રકારના હશે એની કલ્પના કરી શકાય છે.

૧૦૭. મહારાષ્ટ્રના પૂના વગેરે જીલ્લાઓમાં વાસુદેવ નામના સવારના પહોરમાં ભિક્ષા માગવા નીકળનારા લોકો છે. તેના ઉપરથી

આ વાસુદેવવ્રતિક કેવા પ્રકારના હશે એની કલ્પના કરી શકાય એવું છે. આ લોકો ઉંચી, ઉપર અણીવાળી અને મોરનાં પીંછાં ખોસેલી ટોપી અને ડગલો પહેરે છે. આ ટોપી ઉપર અને ડગલા ઉપર કોડીઓ ચોંટાડેલી હોય છે. તેઓ સવારના પહોરમાં વાસુદેવનાં ભજનો ગાતા ગાતા ભિક્ષા માગે છે. આ લોકો ઉપરથી પ્રાચીન કાળના વાસુદેવવ્રતિક કેવા હતા એની કલ્પના કરી શકાય એમ છે. બલદેવવ્રતિક, પૂર્ણભદ્રવ્રતિક અને મણિભદ્રવ્રતિક પણ આવી જ જાતના હોવા જોઈએ. માત્ર તેમનાં ચિહ્નો જૂદી જૂદી જાતનાં હશે.*

૧૦૮. અગ્નિની પૂજા કરનારા અગ્નિવ્રતિક કહેવાતા. તેઓ જંગલમાં વસીને કે પોતાના ઘરમાં અગ્નિની પૂજા કરતા. તેઓ આજે પણ અગ્નિહોત્રીઓના સ્વરૂપમાં થોડાક પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે. નાગપંચમીના દિવસે નાગોની પૂજા કરવામાં આવે છે. દરરોજ આવી પૂજા કરનારાને નાગવ્રતિક કહેવામાં આવતા. સુપર્ણવ્રતિકો સુપર્ણની પૂજા કઈ રીતે કરતા તે કહી શકાય એવું નથી. સુપર્ણનો અર્થ ગરુડ થાય છે. તે વિષ્ણુના વાહનરૂપે હજી પણ પ્રસિદ્ધ છે, પણ તેની પૂજા થતી હોવાનું સાંભળ્યું નથી. વળી સુપર્ણ શબ્દ અહીં બહુવચનમાં વાપરવામાં આવ્યો છે. એટલે એક ગરુડની નહિ પણ બધા ગરુડોની એક સાથે પૂજા કરવામાં આવતી.

૧૦૯. નિદ્દેસના સમયમાં અસુરોની પૂજાનું અસ્તિત્વ હતું એ હકીકત મહત્ત્વની છે. મહાભારતમાં આવતી વૃત્રગીતા ઉપરથી વૃત્રાસુરનું માન આ દેશમાં ઘણો કાળ સુધી સાચવવામાં આવતું એમ જણાય છે. એટલે એ સમયે અસુરોની પૂજા પણ ચાલુ હતી એ સ્પષ્ટ છે.

---

* વિ૦ ૩, ૧૧૮ જુઓ.

૧૧૦. ગંધર્વનું વ્રત પાળનારા તે ગંધર્વવ્રતિક. તે નટનર્તક વગેરે લોકો હશે. ચાર મહારાજાની હકીકત તો અગાઉ અપાઈ ગઈ છે.+ તેમાંના મહારાજા વિરૂપાક્ષની પૂજા મહાદેવસ્વરૂપે નિદ્દેસના સમયમાં અસ્તિત્વમાં હતી એવું જણાય છે. કારણ કે, કાલાંતરે મહાદેવનું નામ વિરૂપાક્ષ પાડવામાં આવ્યું. તે નાગોનો રાજા હતો. આ કારણથી મહાદેવના ગળામાં સર્પ હોય છે.

૧૧૧. ચંદ્રનું વ્રત પાળનારા તે ચંદ્રવ્રતિક. વેદમાં તો ચંદ્રની પૂજા છે જ, પરંતુ આ સમયે પણ તે અસ્તિત્વમાં હતી એ સ્પષ્ટ છે. સૂર્યની પૂજા તો વેદમાં ભરપૂર છે. આસ્તે આસ્તે સૂર્યનાં મંદિરો બાંધવાનો રિવાજ શરૂ થયો. નિદ્દેસના સમયમાં આવાં દેવળો અસ્તિત્વમાં હતાં કે કેમ, એ કહેવું મુશ્કેલ છે. તોપણ સૂર્યની મૂર્તિઓ બનાવવામાં આવતી હોય એમ લાગે છે. વરાહમિહિરના સમયમાં સૂર્યની પૂજાનું કાર્ય મગ નામના બ્રાહ્મણો કરતા હતા, અને સૂર્યની મૂર્તિનો પોશાક ઈરાનના વરિષ્ઠ જાતિના લોકોના પોશાક જેવો હતો.×

૧૧૨. યુએનત્સંગના સમયમાં સૂર્યનું મુખ્ય મંદિર મુલતાનમાં હતું. ત્યાંની મૂર્તિ સોનાની હતી અને મૂલ્યવાન જવાહીરથી મઢેલી હતી.* પણ અલ્બેરૂની પહેલાં થોડા કાળ ઉપર તે લાકડાની બનાવવામાં આવી હતી અને ચામડાથી મઢેલી હતી; અને તેની બન્ને આંખોમાં બે માણેક હતાં. મહંમદ ઇબ્ન અલ્કાસમે જ્યારે મુલતાન જીત્યું ત્યારે તેણે એમ જાણ્યું કે આ સૂર્યના મંદિરને લીધે મુલતાન શહેરને બહુ લાભ થાય છે. ચારે દિશાઓના યાત્રાળુઓ આવીને આ મૂર્તિની પૂજા કરતા અને તેથી ત્યાં પુષ્કળ ધન એકત્ર

+ વિ૦ ૩, ૮—૧૨ જુઓ.

× બૃહત્સંહિતા, અધ્યાય૦ ૬૦-૧૯, અને અધ્યાય૦ ૫૮-૪૬.

* Buddhist Records ii, 274.

થતું. આથી તેણે તે મૂર્તિનો ભંગ ન કર્યો. ફક્ત મૂર્તિની મશ્કરી કરવા ખાતર તેણે ગાયના માંસનો, ટુકડો મૂર્તિના ગળામાં બાંધ્યો. ત્યાર બાદ ઈબ્ન સાયબાને તે મૂર્તિ ભાંગી, અને ત્યાંના બધા પૂજારીઓને મારી નાખ્યા.*

૧૧૩. આ મુસલમાનોએ અનેક વાર અનેક રીતે આ મૂર્તિનો ઉચ્છેદ કર્યો છતાં પણ ઔરંગઝેબના સમય સુધી મુલતાનમાં સૂર્યની પૂજા ચાલુ હતી એવું જણાય છે. ઔરંગઝેબે આ મંદિર તોડયા પછી એ પૂજા નામશેષ થઈ. મતલબ કે, ઈસવી સનના સત્તરમા સૈકા સુધી મૂર્તિના રૂપમાં સૂર્યની પૂજા અસ્તિત્વમાં હતી; અને આજે પણ સૂર્યનમસ્કારના સ્વરૂપે તે કોઈ કોઈ ઠેકાણે ચાલુ છે.

૧૧૪. નિદ્દેસના સમયમાં ઇંદ્ર, બ્રહ્મા અને અનેક દેવોની પૂજા પ્રચલિત હતી એ કહેવાની જરૂર નથી. દિશાની પૂજા કરવાની પ્રથા બુદ્ધના સમયમાં પણ હતી જ. તેનો ઉલ્લેખ દીઘનિકાયના સીગાલોવાદ સુત્તમાં મળે છે. તે પૂજા નિદ્દેસના સમય સુધી ચાલુ હતી. ત્યાર પછી તે કેટલો કાળ ચાલુ રહી એ કહી શકાય તેમ નથી.

૧૧૫. નિદ્દેસ પછી વાસુદેવનો ઉલ્લેખ પાણિનિના વ્યાકરણમાં મળે છે, તે આ રીતે, 'वासुदेवार्जुनाभ्याम् वुन्' (૪-૩-૯૮). આ સૂત્રનો અર્થ એ છે કે, વાસુદેવ ઉપર જેમની ભક્તિ છે તેમને વાસુદેવક અને અર્જુન ઉપર જેમની ભક્તિ છે તેમને અર્જુનક કહે છે.

૧૧૬. બેસનગરમાં એક શિલાસ્તંભ હાથ લાગ્યો છે. તેના ઉપરના શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે, વાસુદેવની પૂજા અર્થે હેલિયોદોરે ભાગભદ્ર મહારાજાના સમયમાં તે શિલાસ્તંભ કે ગરુડ-ધ્વજ ઉભો કરાવ્યો. આ લેખમાં વાસુદેવને દેવોનો દેવ કહેવામાં

* Alberuni's India, i, 116.

આવ્યો છે. આ શિલાલેખ ઇસવી સન પૂર્વે પહેલા કે બહુ બહુ તો બીજા સૈકાનો હોવો જોઈએ.

૧૧૭. નિદ્દેસના અવતરણમાં, પાણિનિના વ્યાકરણમાં અને આ શિલાલેખમાં આવતા વાસુદેવના ઉલ્લેખ ઉપરથી સર ભાંડારકર એમ સિદ્ધ કરવા માગે છે કે, ઇસવી સન પૂર્વે ત્રીજા સૈકામાં વાસુદેવની ભક્તિનો પથ અસ્તિત્વ ધરાવતો હતો તેઓ એમ કહે છે કે, ભગવદ્ગીતા અને એકાન્તિક ધર્મની સ્થાપના આ જ સમયમાં થયા * પરંતુ તેઓએ આપેલા પુરાવાઓથી અમને સંતોષ નથી થયો, એમ નિરુપાયે કહેવુ પડે છે. તેમનું કહેવુ બરાબર નથી, એ બતાવવા માટે જ ઉપરના નિદ્દેસના અવતરણનું વર્ણન વિસ્તારથી આપવુ પડયું. તે અવતરણ ઉપરથી એમ જણાશે કે, તે સમયે પૂર્ણભદ્ર, બલભદ્ર, નાગ, સુપર્ણ વગેરે દેવતાઓ જેટલા પ્રસિદ્ધ હતા, તેટલી જ પ્રસિદ્ધિ વાસુદેવની હતી એટલે કે તેની પૂજાનું ઝાઝું મહત્ત્વ નહોતું.

૧૧૮. વાસુદેવના ભક્તોને ભાગવત કહેવામાં આવ્યા છે, એના ઉપરથી એમ સમજવાની જરૂર નથી કે વાસુદેવના ભક્તોનો કોઈ મોટો પથ હતો વાસુદેવના ભક્તોને વાસુદેવભાગવત કહેતા. 'अयःशूलदण्डाजिनाभ्यां ठक्ठञौ' (૫-૨-૭૬.) આ સૂત્રનું વિવરણ કરતી વખતે પતંજલિ શિવભાગવતોનો ઉલ્લેખ કરે છે. તે ઉપરથી એમ જાણી શકાય છે કે, આ શિવભાગવતો હાથમાં લોખંડનું ત્રિશૂલ રાખીને ફરતા. 'जीविकार्थे चापण्ये' (૫-૩-૯૯,) આ સૂત્ર ઉપરના ભાષ્ય ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તેઓ શિવની મૂર્તિ ઘેરેઘેર ફેરવીને પોતાનો ઉદરનિર્વાહ કરતા. એટલે શિવભાગવતો જેમ ત્રિશૂલ અને શિવની મૂર્તિ લઇને પોતાની ઉપજીવિકા ચલાવતા, તેવી જ રીતે વાસુદેવક કે વાસુદેવભાગવતો પણ કંઈ વિશિષ્ટ ચિન્હ ધારણ કરીને અને વાસુદેવની મૂર્તિ લઇને ઘેરેઘેર

* Vaishnavism etc. p 5.

ભટકીને પોતાનો નિર્વાહ ચલાવતા હશે, એમ જણાય છે. આ સિવાય જે ગૃહસ્થો શિવની અને વાસુદેવની પૂજા કરતા તેમને પણ શિવભાગવત કે વાસુદેવભાગવત કહેતા.

૧૧૯. નંગુટ્ઠ જાતકમાં (ક્રમાંક ૧૪૪) અગ્નિને ભગવાન કહેલો છે* ગ્વાલિયર રાજ્યમાં પવાયા (પ્રાચીન પદ્માવતી) ગામમાં મણિભદ્રની શિરોભગ્ન મૂર્તિ હાથ લાગી છે. તેના આધારપીઠ ઉપર જે શિલાલેખ છે, તેના ઉપરથી એમ જણાય છે કે મણિભદ્રને પણ ભગવાન કહેતા.+ એટલે અગ્નિના પૂજકોને અગ્નિભાગવત, મણિભદ્રના પૂજકોને મણિભદ્રભાગવત, અને એવી રીતે ઉપર આપેલા નિદ્દેસના અવતરણમાં જેમને વતિક (વ્રતિક) કહેવામાં આવ્યા છે તે બધા તે તે દેવતાઓના ભાગવત કહેવાતા, એવું અનુમાન કરવું અસાંપ્રત નથી.

૧૨૦. હવે પ્રશ્ન એ ઉભો થાય છે કે, આ અગ્નિભાગવત વગેરે બધા ભાગવતો પાછળ પડી ગયા અને વાસુદેવભાગવતો જ

* सो एकदिवसं पच्चन्तगामके गोदक्खिणं लभित्वा तं गोणं अस्समपदं नेत्वा चिन्तेसि—अग्गिं भगवन्तं गोणमंसं खादापेस्सामीति ।...अयं अग्गि भगवा अत्तनो सन्तकंपि रक्खितुं न सक्कोति ।

+ राज्ञः स्वामिशिवनंदिस्य संवत्सरे चतुर्थे...मणिभद्रभक्ता गर्भसुखिताः भगवतो मणिभद्रस्य प्रतिमा प्रतिष्ठापयन्ति । गोष्ठ्य भगवा आयु बलं वाच, कल्याणाभ्युदय च प्रीतो दिशतु । ब्राह्मणस्य गोतमस्य कुमारस्य ब्राह्मणस्य रुद्रदासस्य शिवत्रातायै सभूतस्य जीवस्य खंजवलस्य शिवनेमिस्य शिवभद्रस्य कुमकस्य धनदेवस्य... । શ્રીયુત મો૦ બ૦ ગર્દેના લેખમાંથી આ અવતરણ લીધું છે. (Archaeological Survey of India, Annual Report 1915–16, pp. 105-6 જુઓ) મણિભદ્રના ભક્તોમાં બે બ્રાહ્મણો હતા, એ ધ્યાનમાં રાખવાનું છે.

માત્ર આગળ આવ્યા એ કેમ બન્યુ? આનો જવાબ સહેલો છે. શક રાજાઓનો કુલદેવ મહાદેવ હોવાથી શકોના સમયમા તે સર્વશ્રેષ્ઠ દેવ થયો. તેજ રીતે ગુપ્ત રાજાઓનો કુલદેવ વાસુદેવ હોવાથી ગુપ્ત રાજાઓના સમયમા તે જગન્નિયંતા બન્યો.

૧૨૧. અગાઉ એક વાર કહેવાઈ ગયુ છે કે, વાસુદેવ કૃષ્ણનું અસ્તિત્વ તો વેદકાળથી જ હતુ, અને મધ્ય હિંદુસ્તાનમા વિભૂતિરૂપે તેની પૂજા થતી. મેગસ્થેનેસના કહેવા પ્રમાણે વાસુદેવ હિંદુસ્તાનનો હેરાક્લેસ હતો, અને તેની પૂજા સૌરસેની લોકોમા પ્રચલિત હતી આ લોકોના બે મુખ્ય શહેરોમાનું એક મથુરા હતું * હાલ બલદાયક દેવ તરીકે હનુમાનની પૂજા કરવામા આવે છે, તેમ તે કાળે બલદાયક દેવ તરીકે વાસુદેવની પૂજા થતી હશે. આ જ કારણથી મેગસ્થેનેસે તેને હેરાક્લેસ કહ્યો છે. ગ્રીક લોકોને આ હેરાક્લેસ અહીં જ મળી આવવાથી હેલિયોડોર જેવા રાજાએ જો તેની પૂજા કરવાનુ શરૂ કર્યું હોય તો એમાં શુ આશ્ચર્ય? પરતુ એ ઉપરથી એમ બીનકુલ સિદ્ધ નથી થતું કે વાસુદેવનો એક સ્વતંત્ર પથ હતો

૧૨૨ ગુપ્ત રાજાઓ શકોના શત્રુ હતા કારણકે શકોનાં રાજ્યનો નાશ કરીને તેમને પોતાનું રાજ્ય સ્થાપવુ હતું. આથી શકોના મહેશ્વર-દેવને તેમણે પોતાનો કુલદેવ બનાવ્યો નહિ. પરતુ એવી જ જાતનો અને આ જ દેશનો હોય એવો કોઈ બળવાન કુલદેવ તેમને જોઈતો હતો વાસુદેવ આ જાતનો કુલદેવ થઈ શકે એમ તેમને લાગ્યુ. વાસુદેવ તેમનો કુલદેવ થતા વેંત જ બ્રાહ્મણોએ તેની મહત્તા વધારવા માટે પોતાની શક્તિ ખરચવા માડી.

૧૨૩. ગુપ્ત રાજાઓ સર્વની સાથે સમાનતાથી વર્તનારા હતા. આથી બધે પ્રસરેલા મહાદેવનો તો શુ પણ મહાદેવના લિંગનો પણ

* Vaishnavism etc p 13

તેમણે ઉચ્છેદ કર્યો નહિ. વાકાટક રાજાઓ મહાદેવના પરમભક્ત હતા. તેમના વંશના બીજા રુદ્રસેનની વેરે બીજા ચંદ્રગુપ્તે પોતાની દીકરી પ્રભાવતી પરણાવી હતી* તેમના આ વર્તનને પરિણામે મહાદેવ મૂર્તિરૂપે કે લિંગરૂપે કાયમ રહી ગયો. પણ તેઓ પોતે વાસુદેવભક્ત હોવાથી તે દેવની મહત્તા ઉત્તરોત્તર વધતી ગઈ. ગુપ્ત રાજાઓએ વાસુદેવને જો પોતાનો કુળદેવ બનાવ્યો ન હોત તો, આજે વાસુદેવનું નામનિશાન પણ ન રહેત; અને પાંચરાત્રાદિ પ્રકરણમાં જે એકાંતિક ધર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે ધર્મ પણ ન ઉદ્ભવત. જૂદા જૂદા સ્વરૂપે માત્ર મહાદેવની પૂજા બાકી રહેત.

૧૨૪. શકોની પડતીના સમયમાં મહાદેવનું રૂપાંતર જેમ લિંગમાં થયું, તેવી રીતે ગુપ્ત રાજાઓની પડતીના કાળમાં વાસુદેવનું રૂપાંતર વ્યભિચારી ગોપાલમાં થયું. જેમ જેમ આ રાજાઓનો વિલાસ વધતો ગયો તેમ તેમ વાસુદેવને પણ વિલાસી અને વ્યભિચારી બનાવવામાં આવ્યો. કેટલાક લોકો કહે છે કે વાસુદેવનું આ રૂપાંતર બહુ આધુનિક છે પરંતુ ગુપ્ત રાજાઓના સમકાલીન કાલિદાસ કવિના '**बर्हेणेव स्फुरितरुचिना गोपवेशस्य विष्णोः**'+ આ વચન ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, તેમના કાળમાં જ વાસુદેવ વિલાસી ગોપાલનું સ્વરૂપ પ્રાપ્ત કરવા લાગ્યો હતો.

**મહાભારત**

૧૨૫. અલ્બેરૂનીના ઇંડિયામાં નીચે આપેલી પુરાણોની બે યાદીઓ મળે છે×

* Political History of Ancient India, pp. 346–47.

+ મેઘદૂત, શ્લોક ૧૫

× Alberuni's India, i. 130–131.

| | |
|---|---|
| ૧ આદિ | ૧ બ્રહ્મ |
| ૨ મત્સ્ય | ૨ પદ્મ |
| ૩ કૂર્મ | ૩ વિષ્ણુ |
| ૪ વરાહ | ૪ શિવ |
| ૫ નરસિંહ | ૫ ભાગવત |
| ૬ વામન | ૬ નારદ |
| ૭ વાયુ | ૭ માર્કંડેય |
| ૮ નંદ | ૮ અગ્નિ |
| ૯ સ્કંદ | ૯ ભવિષ્ય |
| ૧૦ આદિત્ય | ૧૦ બ્રહ્મવૈવર્ત |
| ૧૧ સોમ | ૧૧ લિંગ |
| ૧૨ સાંબ | ૧૨ વરાહ |
| ૧૩ બ્રહ્માંડ | ૧૩ સ્કંદ |
| ૧૪ માર્કંડેય | ૧૪ વામન |
| ૧૫ તાર્ક્ષ્ય | ૧૫ કૂર્મ |
| ૧૬ વિષ્ણુ | ૧૬ મત્સ્ય |
| ૧૭ બ્રહ્મ | ૧૭ ગરુડ |
| ૧૮ ભવિષ્ય | ૧૮ બ્રહ્માંડ |

૧૨૬. ઉપરની બે યાદીઓમાંની બીજી યાદી વિષ્ણુ પુરાણને આધારે આપવામાં આવી છે. પહેલી યાદીમાંનાં કેટલાંક પુરાણો બીજી યાદીમાં નથી, અને બીજીનાં કેટલાંક પુરાણો પહેલી યાદીમાં નથી. છતાં આ પુરાણો ગુપ્તકાળમાં રચાયાં હોવાં જોઈએ. ઉપર આપેલા નિર્દેશના અવતરણમાં આવતા આદિત્ય, સોમ, બ્રહ્મ, અગ્નિ અને ગરુડ દેવો – આ યાદીઓમાં પણ આવે છે. આવા દેવોની કેટલીક દંતકથાઓ તેમના ભક્તોમાં ચાલતી તો હતી જ. તે બધી એકત્ર કરીને અને તેમાં થોડીક ઉમેરીને આ પુરાણો રચવામાં આવ્યાં હશે. મત્સ્ય, કૂર્મ,

વરાહ, નરસિંહ, વામન, આ દેવતાઓનો ઉલ્લેખ નિદ્દેસમાં આવતો નથી. આથી એમ લાગે છે કે, આ દેવો બાબિલોનિયન દંતકથાઓમાંથી લીધેલા હશે, અને તેમની દંતકથાઓ ઉપરથી આ પુરાણોની ઉત્પત્તિ થઈ હશે. આ બધા પુરાણોનો રીતસર સારી રીતે અભ્યાસ કરીને તેનો સાર કાઢવો એ મુશ્કેલ કામ છે. તેને માટે જે સમય જોઈએ તે મારી પાસે નથી. એટલે એ કામ હવે પછીની પેઢીને સોંપીને આપણે મહાભારત તરફ વળીએ.

૧૨૭. આ યાદી આપ્યા પછી અલ્બેરૂનીએ મહાભારતનો ઉલ્લેખ કર્યો છે, અને તેના અઢાર પર્વોના નામ આપ્યા છે. એમાં ઓગણીશમા હરિવંશ પર્વનો પણ સમાવેશ થઈ જાય છે એમ તે કહે છે. આથી એમ જણાય છે કે આજે મહાભારત જે સ્વરૂપમા છે, લગભગ તે જ સ્વરૂપમા તે અલ્બેરૂનીના વખતમા પણ હતુ.

૧૨૮. પરતુ આ મહાભારત ક્યારે રચાયુ તેનો કાળ નક્કી કરવાનુ કાર્ય લગભગ અશક્ય છે. તેમા મૂળ ભાગ કયો છે, અને પ્રક્ષિપ્ત ભાગ કયો છે એનું પૃથક્કરણ કોઈ પણ કરી શકે નહિ છતા ભારતકાવ્યને મહાભારતનુ સ્વરૂપ ગુપ્ત રાજાઓના સમયમાં મળ્યુ એ બાબત નિ સશય છે. કારણકે, એમા હૂણોનો નિર્દેશ અનેક જગાએ આવે છે. હૂણોની સાથે સ્કદગુપ્તને યુદ્ધ કરવુ પડ્યુ. ભિતારીના તેના શિલાસ્તંભ ઉપરથી એમ જણાય છે કે, તેણે ઈ. સ. ૪૫૫ના અરસામા હૂણોનો પરાભવ કર્યો હૂણોની સ્વારીઓ આ પરાભવ છતા પણ ઈ સ. ૫૨૮ સુધી ચાલુ જ હતી * આ કાળ દરમ્યાન, અથવા તો આ કાળ પછી ભારતનું આજનું સ્વરૂપ તૈયાર થવા લાગ્યુ એમ માનવામાં હરકત નથી છતા ઈસવી સનના તેરમા સૈકા સુધી તેમા સતત ઉમેરો થયા કર્યો હશે.

* The Early History of India, pp 326-337.

૧૨૯. વનપર્વનો ૧૯૦ મો ( કુંભકોણ, ૧૯૩ મો ) અધ્યાય અથવા તો તેમાંની ઘણી હકીકત મદંમદ ઘોરીની ચડાઈઓ પછી લખાએલ હોય એમ અનુમાન કરી શકાય છે. કેટલાક પંડિતો એમ માને છે કે આ આખો અધ્યાય બૌદ્ધોને ધ્યાનમાં રાખીને લખાએલો છે. આ ભૂલ થવાનું મુખ્ય કારણ એમાં, ' एडूकान्पूजयिष्यन्ति ' આ વાક્ય છે. પાશ્ચાત્ય વિદ્વાનોએ ' एडूक ' શબ્દનો અર્થ સ્તૂપ કર્યો છે, અને આપણા પૌરસ્ત્ય પંડિતો બધા તેમના જ પગલે ચાલ્યા છે, તેથી આ ગોટાળો ઉભો થવા પામ્યો છે.

૧૩૦. एडूक શબ્દનો અર્થ સ્તૂપ થાય છે, એ માટે એકે આધાર બૌદ્ધ વાઙ્મયમાં કે વૈદિક વાઙ્મયમાં મળતો નથી ' भित्तिः स्त्री कुड्यमेडूकं यदन्तर्न्यस्तकीकसम् ' આ જાતનું વાક્ય અમરકોષમાં છે. તેનો અર્થ એવો થાય છે કે, ' ભિત્તિ શબ્દ સ્ત્રીલિંગી છે, કુડ્ય શબ્દ પણ ભિત્તિવાચક છે; તેમાં અને એડૂકમાં માત્ર એટલો જ તફાવત છે કે, જે ભીંતમાં કઠણ પદાર્થ બેસારેલો હોય છે તે ભીંતને એડૂક કહે છે. ' कीकस શબ્દનો ખરો અર્થ હાડકું થાય છે, પરંતુ અહીં કઠિનદ્રવ્યવાચક શબ્દ તરીકે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે, એમ ટીકાકાર ( મહેશ્વર ભટ્ટ )નું કહેવું છે.* અને તે યોગ્ય છે. જે ભીંતમાં તેને મજબૂત બનાવવા માટે લાકડાનું કે બાંબુનું માળખું બેસારે છે, અથવા તો વચ્ચે વચ્ચે પત્થર વગેરેના થાંભલાઓ મૂકે છે, તેવી ભીંતને એડૂક કહી શકાય, એવો આનો સીધો અર્થ થાય છે. પરંતુ પાશ્ચાત્ય પંડિતોએ कीकस શબ્દનો અર્થ હાડકું છે, એમ સ્વીકારવાથી તેમની કલ્પના તરત જ બૌદ્ધોના સ્તૂપ તરફ વળી, અને ભીંતને એડૂક કહેવામાં આવે છે એ બાબત જ તેઓ તદ્દન ભૂલી ગયા; ભીંત અને સ્તૂપ એ બેની વચ્ચે જે છે મહદંતર એ વાત તેઓ વીસરી ગયા.

* कीकसं कठिनद्रव्योपलक्षणम् ।

૧૩૧. ત્યારે ઉપરના અધ્યાયમા આપવામા આવેલ એટુક શુ છે ? આ અધ્યાયનુ જો બગામર અવલોકન કરીએ તો આનો જવાબ આપવો સહેલો છે

म्लेच्छीभूतं जगत्सर्वं निष्क्रियं यज्ञवर्जितम् ।
भविष्यति निरानन्दमनुत्सवमथो तथा ॥ २९ ॥

( આખુ જગત મ્લેચ્છમય બનશે તેમા યજ્ઞયાગાદિ ક્રિયા, આનદ અને ઉત્સવ રહેશે નહિ ) બુદ્ધકાળમા હિસાવાળા યજ્ઞયાગ જરૂર બધ થયા હતા, છતા પણ અગ્નિહોત્ર વગેરે સ્વરૂપે અહિંસક યજ્ઞયાગ ચાલુ જ હતા. આનદમય ઉત્સવો તો પ્રથમ અશોકે શરૂ કર્યા * અને બૌદ્ધ વિહારોમા તે આજે પણ ચાલે છે આવા જ એક બૌદ્ધ ઉત્સવના વખતે સિલોનમા ૧૯૧૫ની સાલમા બૌદ્ધો અને મુસનમાનો વચ્ચે હુલ્લડ થયુ આથી બૌદ્ધોના સમયમા આનન્દ ઉત્સવો બધ થશે એવુ ભવિષ્ય ભાખવામા ભૂલ છે

૧૩૨. હવે આ બીજે શ્લોક તપાસીએ.

---

* ते अज देवान प्रियस प्रियदसिनो राञो धमचरणेन मेरीघोसो अहो धमघोसो ॥ ( ચતુર્થ શિલાલેખ )

" રાજધાની કનોજની અગ્નિ દિશાએ એક ભવ્ય વિહાર છે તેનો પાયો પત્થરનો, ભીંતો ઈંટોની અને ઉચાઈ ૨૦૦ ફૂટ છે તેની દક્ષિણે થોડા અતર ઉપર આદિત્યદેવનુ મદિર છે અને તેની દક્ષિણે થોડે દૂર મહેશ્વરનુ મદિર છે આ ત્રણે જગાએ દરેક જગાએ વાળવા, સાફ કરવા અને પાણી ભરવા વગેરે કામ માટે ૧૦૦૦ નોકરો છે, અને મદિરોમા રાતદિવસ વાદ્યો વાગ્યા કરે છે અને ગાયનો ચાલુ હોય છે " (Buddhist Records, ıı, 222-223) હુએનત્સગના આ વર્ણન ઉપરથી એ બાબત સ્પષ્ટ થાય છે કે તેના સમયમા પણ બૌદ્ધ મદિરોમા ગાયનવાદન ચાલ્યા કરતુ હતુ

हाहाकृता द्विजाश्चैव भयार्ता वृषलार्दिता ।
त्रातारं अलभन्तो वै भ्रमिष्यन्ति महीमिमाम् ॥ ५९ ॥

( વૃષલોથી પીડિત, ભયભીત બનેલા બ્રાહ્મણો કોઈ સંરક્ષક ન મળવાથી હાહાકાર કરતા આખા જગતમાં ભટકતા ફરશે. ) આવી પરિસ્થિતિ બૌદ્ધોની ચડતીના સમયમાં પણ થઈ હોય એવું અમારી જાણમાં તો નથી. અશોકે પોતાના શિલાલેખોમાં અનેક જગાએ લખ્યું છે કે, શ્રમણોની સાથે બ્રાહ્મણોનો પણ આદર કરવો અને તેમને દાન આપવું. બ્રહ્મદેશમાં અને સયામમા જ્યાં બ્રાહ્મણો નહોતા, ત્યાં ત્યાંના બૌદ્ધ રાજાઓએ બહારથી બ્રાહ્મણોને બોલાવ્યા અને તેમને વર્ષાસનો બાંધી આપીને પોતાને આશ્રયે ગખ્યા. હાલ બ્રહ્મદેશમાં રાજાશ્રય ન હોવાને લીધે ત્યાંના બ્રાહ્મણોની બહુ દુર્દશા થઈ છે. છતાં પણ, અગાઉના રાજગુરુઓનાં કુટુંબોને અને બીજાં કેટલાંક બ્રાહ્મણકુટુંબોને બ્રહ્મદેશના બૌદ્ધો હજી પણ માન આપે છે. સયામમાં તો તેમને રાજાશ્રય જ છે. સિંહલદ્વીપમાં જો કોઈ સુશિક્ષિત બ્રાહ્મણ જાય તો તેનો સારો આદરસત્કાર કરવામાં આવે છે એવો મારો પોતાનો અનુભવ છે. આથી બૌદ્ધોના સમયમાં કોઈ ત્રાતા ન મળવાથી બ્રાહ્મણોને આમ તેમ હાહાકાર કરતા ભટકવું પડશે એમ કહેવું એ વિચિત્ર નથી ?

૧૩૩. विपरीतश्च लोकोऽयं भविष्यत्यधरोत्तरः ।
एडूकान्पूजयिष्यन्ति वर्जयिष्यन्ति देवताः ।
शूद्रा परिचरिष्यन्ति* न द्विजान्युगसंक्षये ॥ ६५ ॥
आश्रमेषु महर्षीणां ब्राह्मणावसथेषु च ।
देवस्थानेषु चैत्येषु नागानामलयेषु च ॥ ६६ ॥
एडूकचिह्ना पृथिवी न देवगृहभूषिता ।
भविष्यति युगे क्षीणे तद्युगान्तस्य लक्षणम् ॥ ६७ ॥×

* કુંભકોણ—शूद्रा प्रभविष्यन्ति न द्विजा युगसंक्षये ।

× શ્લોકના નંબરો કુંભકોણના સંસ્કરણ અનુસાર આપવામાં આવ્યા છે.

( આ લો મમાજ ઉપરને નીચે અને નીચેનો ઉપર એવો વિપરીત થવાનો છે લોકો એડૂકની પૂજા કરશે અને દેવતાઓનો બહિષ્કાર કરશે યુગાન્તના સમયે શૂદ્રો દ્વિજોની સેવા કરશે નહિ મહર્ષિઓના આશ્રમોમા, બ્રાહ્મણોના છત્રોમા, દેવસ્થાનોમા, ચૈત્યોમા અને નાગોના ગૃહોમા દરેક જગાએ તેઓ સેવા કરશે નહિ જ્યારે યુગ ક્ષીણ થતો જશે ત્યારે પૃથ્વી એડૂક ચિહ્નોથી અકિત થશે, દેવળોથી ભૂષિત થશે નહિ એ યુગાન્તનુ લક્ષણ સમજવુ ) આ શ્લોકોમા લેખક લખે છે કે શૂદ્ર લોકો મહર્ષિઓના આશ્રમોમાં બ્રાહ્મણોના છત્રોમા, દેવસ્થાનો-મા અને ચૈત્યોમા સેવા કરશે નહિ ચૈત્યો એટલે બૌદ્ધ સ્તૂપો * અર્થાત્ આ લેખકનો વિરોધ બૌદ્ધો પ્રત્યે નથી એમ લાગે છે. ચૈત્યોની સેવા માટે શૂદ્રો મળતા નથી એ બાબત માટે ઉલટો તે દુ ખી થાય છે

૧૩૪ એ- ભાષાતરકારે '**आश्रमेषु महर्षीणा**' શ્લોકનો સબધ '**एडूकचिह्ना पृथिवी**' શ્લોકની સાથે જોડચો છે એનો અર્થ એમ થાય કે, 'મહર્ષીઓના આશ્રમોમા બ્રાહ્મણોના છત્રોમા, દેવસ્થાનોમા, ચૈત્યોમા અને નાગગૃહોમા પૃથ્વી એડૂક ચિહ્નથી અકિત થશે, તે જગાઓએ તે દેવગૃહોથી ભૂષિત રહેશે નહિ ' કોઈ પણ અર્થ સ્વીકારીએ તો પણ એડૂક શબ્દનો અર્થ બૌદ્ધોના ચત્યો, એવો તો થતો નથી જ નથી. એથી ઉલટુ બૌદ્ધોના ચૈત્યોમા જ એડૂ થશે એવુ લેખક કહે છે

૧૩૫ હવે એડૂક એટલે શુ એ કહેવાની જરૂર છે ખરી? મુસલમાન લોકોની ચડાઈઓ જ્યારે પ્રથમ આપણા દેશ ઉપર થવા લાગી, ત્યારે તેઓએ અહીં મોટી મસીદો ન બાધતા ઈદગાહ બાધવાની

* ચૈત્યનો મૂળ અર્થ વદનીય સ્થાન પરતુ પાચમા સૈકા પછી આ શબ્દ મોટે ભાગે બૌદ્ધ સ્તૂપોનો સમાનર્થક થયો એમ અમારૂ માનવુ છે "चैत्यमायतन बुद्धवन्द्ये चोद्देशपादपे" इति विश्व ॥

શરૂઆત કરી. ઇદગાહ એટલે એક ભીંત, જેમની સામે નમાઝ પઢવામાં આવે છે. ઇદગાહ હોય કે મસીદો હોય, તેમાં બધી ભીંતો જ હોય છે. ત્યાં દેવો તો પ્રવેશ કરી શકે જ નહિ. ઇદગાહ કે મસીદ આગળ વાજો વગાડીને કે બીજા કોઈ પ્રકારે આનંદોત્સવ કરવામાં આવે તો તેનું પરિણામ શું આવે છે તે તો આજે પણ બધાને ખબર છે. આ ઉપરથી હવે આ અધ્યાય મુસલમાનોની સ્વારીઓ પછી લખાયો છે એમાં બીલકુલ શંકા રહેતી નથી.

૧૩૬. મુસલમાનોની પ્રથમ ચડાઈ ઇ. સ. ૭૧૨ માં થઇ. તે સમયના ખલીફાએ મોટા સૈન્ય સહિત મહંમદ ઇબ્ન કાસમને હિંદુસ્તાન મોકલ્યો. તેણે મુલતાન વગેરે શહેરો જીત્યાં; છતાં ભયંકર વિધ્વંસ ન કર્યો. ત્યાર પછી બીજા કેટલાક મુસલમાનો પંજાબ અને સિંધમાં આવ્યા. તે બધામાં મોટો વિધ્વંસક ગિઝનીનો મહમૂદ. તેણે હિંદુસ્તાનનાં અનેક મંદીરોનો વિધ્વંસ કર્યો; બ્રાહ્મણ અને બૌદ્ધો—બધાનો ઉચ્છેદ કરવા માંડ્યો. તેની આ સ્વારીઓથી દેશમાં બધે હાહાકાર થઈ રહ્યો. છતાં તેણે પણ મંદિરો અને ચૈત્યોની જગાએ મસીદો અને ઇદગાહો બાંધી નથી. આ કાર્ય મહંમદ ઘોરીએ કર્યું.

૧૩૭. પાશુપત્ત લોકોના અત્યાચારોને પરિણામે બૌદ્ધ અને જૈન પંથો ક્ષીણ થવા લાગ્યા, એ હકીકત આગળ ઉપર કહેવામાં આવશે. પણ મહંમદ ઘોરીની સ્વારીના કાળ સુધી પૂર્વના પ્રાંતોમાં બૌદ્ધોના ચૈત્યો અને વિહારો અસ્તિત્વ ધરાવતા હતા. ઈ. સ. ૧૧૯૭ના અરસામાં મહંમદ બખ્તિયારે બિહાર પ્રાંતના એક મુખ્ય શહેરમાં ફક્ત બસો ઘોડેસ્વારો લઈને પ્રવેશ કર્યો, અને ત્યાંના મુંડિત બ્રાહ્મણોનો એટલે કે, બૌદ્ધ ભિક્ષુઓનો સમૂળ ઉચ્છેદ કર્યો. મહંમદને ખૂબ લૂંટ મળી. પરંતુ ત્યાંના પુસ્તકાલયનાં પુસ્તકો વાંચીને તેમાં શું લખ્યું છે, એની હકીકત સમજાવનાર એક પણ માણસ બાકી રહ્યો નહોતો. ત્યાર પછી તેણે એમ જાણ્યું કે તે કિલ્લાવાળું શહેર

એક મદ્રેસા ( વિદ્યાપીઠ ) હતી. હિંદુસ્તાનની ભાષામાં તેને વિહાર કહેતા *

૧૩૮. આ રીતે મહંમદ ઘોરી અને તેના સરદારોએ કોઈ પણ જાતના ભેદભાવ વગર શ્રમણો તેમજ બ્રાહ્મણો બન્નેનો સંહાર ચલાવ્યો, તે બાબતનું દુઃખ થતું નથી, પણ બ્રાહ્મણોના મંદિરોની અને બૌદ્ધોના ચૈત્યોની શૂદ્રો સેવા કરવા ઇચ્છતા નથી એનું આ ભવિષ્યવાદીને દુઃખ થાય છે! મુસલમાનોએ અત્યાચારો ઘણા કર્યા હોવા છતાં પણ, નીચલો વર્ગ જે નીચોવાઈ જતો હતો તેમને તો આ મુસલમાનોના હુમલાઓથી થોડો ઘણો લાભ થયો હોવો જોઈએ. બ્રાહ્મણોનાં અન્નછત્રો અને મંદિરો પાસે, અને બૌદ્ધોના વિહારો પાસે જે મોટી મોટી જાગીરો હતી, તેમાંના ખેડૂતો ઉપર કેવો જુલમ થતો હશે, તેનું કંઈક અનુમાન આજની જમીનદારી પદ્ધતિ ઉપરથી થઈ શકે એમ છે. મુસલમાનો હુમલાઓએ આ ચૂસાતા વર્ગને મુક્ત કર્યો. પરિણામે બ્રાહ્મણોની તથા બૌદ્ધ ભિક્ષુઓની સેવા કરવા માટે શૂદ્ર લોકો ન મળવાથી યુગત્રય શરૂ થયો એમ તેમને લાગવા માંડ્યું! મુસલમાનોનો સંપ જોઈને પણ તેમની આંખો ન ઉઘડી; શૂદ્રો પ્રત્યેની તુચ્છ બુદ્ધિ બીલકુલ ઘટી નહિ!

૧૩૯. ઉપરના વિવેચન ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે, મહાભારતનો આ અધ્યાય, અથવા તો તેમાં આવતી ઉપરની હકીકત મહંમદ ઘોરીની ચડાઈ એ પછી લખવામાં આવ્યાં છે. આથી આના લખાણનો સમય તેરમા સૈકાનો ગણી શકાય. આવાં અનેક પ્રકરણો મહાભારતમાં હોવાનું સંભવિત છે. પણ આ ઉપરથી કોઈ એ એવું

* The Early History of India, pp. 419-20. મહંમદ ઘોરીના સરદાર કુતુબુદ્દીને સારનાથના બૌદ્ધ વિહારોનો નાશ કર્યો. વિ૦ ૩, ૨૧૯ જુઓ.

માની લેવાની જરૂર નથી કે મહાભારત બહુ આધુનિક છે. તેમાં અત્યંત પ્રાચીન એવી બાબતો પણ છે. દાખલા તરીકે અગાઉ આવી ગએલ વૃત્રની કથા, વૃત્ર વિષ્ણુનો ભક્ત હતો, એ હકીકત વેદથી પણ જૂની છે, માત્ર તેનું વર્ણન પૌરાણિક પદ્ધતિથી કરવામાં આવ્યું હોય એવો સંભવ છે. અમારે માત્ર એટલું જ કહેવું છે, કે આ મહાભારતમાં તેરમા સૈકા સુધી સતત ઉમેરો થતો ગયો છે.

૧૪૦. આદિપર્વના પહેલા જ અધ્યાયમાં વ્યાસ લખે છે—

अष्टौ श्लोकसहस्राणि अष्टौ श्लोकशतानि च।
अहं वेद्मि शुको वेत्ति संजयो वेत्ति वा न वा ॥ ८१ ॥

(આઠ હજાર અને આઠસો શ્લોકો હું જાણું છું અને શુક જાણે છે; પણ સંજય જાણતો હોય કે ન પણ જાણતો હોય.) એટલે કે, મહાભારતના મૂળ શ્લોકો આઠ હજાર આઠસો હતા, અને સંજય એટલા પણ જાણતો નહોતો. જેમ નાના બીજમાંથી મોટું વૃક્ષ થાય તેવી જ રીતે આટલા થોડા શ્લોકોમાંથી વધતાં વધતાં એક લાખ શ્લોકોવાળું મહાભારત બન્યું. એટલે એમાં મૂળ શ્લોકો કયા અને પ્રક્ષિપ્ત કયા એ શોધી કાઢવું કોઈ પણ માણસ માટે શક્ય નથી.

૧૪૧. મૂળ વાર્તા ટૂંકી હશે, પણ ગુપ્ત રાજાઓના સમયમાં તેમાં ઉમેરો થવાની શરૂઆત થઈ. તેમને શક રાજાઓ સામે યુદ્ધ કરવું હતું, તેથી લોકોમાં યુદ્ધપ્રેમ ઉત્પન્ન કરવા માટે તેમણે આ મહાભારતનો ઉપયોગ કર્યો હશે. એક વાર આ મહાભારત ઉપર ગુપ્ત રાજાઓની કૃપાદૃષ્ટિ થઈ, કે પછી આ ગ્રંથમાં મરજી પડે તે માણસ પોતાને ફાવે તે વસ્તુ ઉમેરવા લાગ્યો. અને આ ઉમેરો કરવાનું કામ સતત તેરમા સૈકા સુધી ચાલ્યા કર્યું એ ઉપરના વિવેચન ઉપરથી જણાયું હશે જ.

૧૪૨. આમાં એવી એવી વિચિત્ર વાતો ઠામી ઠાંસીને ભરવામાં આવી છે કે, આપણા પૂર્વજોએ એના ઉપર વિશ્વાસ કેમ રાખ્યો એનું આશ્ચર્ય થયા વગર રહેતું નથી! પ્રથમ તો સામાન્ય જનતાને માટે લેખકોએ આ જાળ વણી હશે, પણ પછી પોતાની જ વણેલી જાળમાં જેમ કરોળીયો ફસાય તેમ, તેમના જ વંશજો આ જાળમાં ફસાઈ ગયા. આવી વિચિત્ર વાતોના એક બે દાખલા આપવા યોગ્ય લાગે છે

૧૪૩. "વ્યાસે ગાંધારીને 'સો પુત્રો થાઓ' એવું વરદાન આપ્યું. ગાંધારીને ગર્ભ રહ્યો, પણ બે વરસ સુધી બાળકનો જન્મ ન થયો. એટલામાં કુંતીને પુત્ર થયાના સમાચાર તેણે સાંભળ્યા આ સાંભળીને ગાંધારીએ પોતાનું પેટ કૂટયું આથી તેના પેટમાંથી માંસનો પિંડ નીકળ્યો તે જાણીને વ્યાસ તત્કાળ ત્યાં આવ્યો તેણે સો ઘડા ઘીથી ભરીને એક બાજુએ તૈયાર રખાવ્યા, અને તે માંસપિંડ ઠંડા પાણીથી ધોવાની શરૂઆત કરી. ધોતાં ધોતા તે માંસપિંડના આંગળીના વેઢા જેવડા એકસો એક કટકા થયા તે કટકાઓને પેલા ઘીના ઘડાઓમાં મૂકાવીને વ્યાસ ત્યાંથી ચાલ્યો ગયો તેમાંથી પ્રથમ દુર્યોધન ઉત્પન્ન થયો...ત્યાર બાદ બાકીના પુત્રો ઉત્પન્ન થઈને સો પુરા થયા; અને એક મહિના પછી એક કન્યા ઉત્પન્ન થઈ" (આદિપર્વ, અ૦ ૧૧૫)* આ કથા એટલી બધી અસંભવિત છે કે તેના ઉપર કોઇ પણ માણસ વિશ્વાસ ન કરે. છતા પચીસ પચાસ વરસ પહેલા તો આપણામાં જ એવા ઘણા લોકો હતા કે, જેઓ આ કથાને ઐતિહાસિક માનતા હતા, અને ગામડાઓમા તો આજે પણ એવા ઘણા મળી આવશે

૧૪૪. બીજી કથા તે ખાડવ વન બાળવાની કથા છે × "અગ્નિ

* ઔંધ સસ્કરણ, કુંભકોણ, અધ્યાય ૧૨૬.

× આદિપર્વ, ઔંધ સસ્કરણ, અધ્યાય ૨૨૫–૨૩૦, કુંભકોણ, અધ્યાય ૨૪૯–૨૫૪

બ્રાહ્મણના વેશે કૃષ્ણાર્જુન પાસે આવ્યો, અને પોતાની તૃપ્તિ માટે કંઈક વસ્તુની માગણી કરી. તેમણે તેને પૂછ્યું, 'કયું અન્ન તારે જોઈએ ?' તેણે જવાબ આપ્યો, 'મારે અન્ન નથી જોઈતું, પણ આ ખાંડવ વન મારે ખાવું છે. ઇંદ્ર તેનું રક્ષણ કરે છે, આથી હું તે ખાઈ શકતો નથી. હું તે વનને સળગાવું છું કે તરત જ ઇંદ્ર તેના ઉપર વરસાદ વરસાવે છે.'

૧૪૫. "આ કથા સાંભળીને જનમેજય પૂછે છે, 'પણ આ અગ્નિ શા માટે ખાંડવ વન સળગાવવા માગતો હતો ?' વૈશંપાયન તેને કહે છે, 'શ્વેતકિ નામના રાજાને યજ્ઞની ખૂબ ધૂન લાગી. ઋત્વિજો ધુમાડાથી થાકીને યજ્ઞ છોડીને ચાલતા થયા. તેમની રજા લઈને બીજા ઋત્વિજો લાવવામાં આવ્યા, અને એ યજ્ઞસત્ર પૂરો કરવામાં આવ્યો. ત્યાર પછી સો વરસ સુધી ચાલ્યા કરે એવા યજ્ઞસત્રનો આરંભ કરવાનો શ્વેતકિએ વિચાર કર્યો. તે બ્રાહ્મણોને પગે પડ્યો; તેમને દાન આપ્યું; પણ શ્વેતકિના યજ્ઞમાં બ્રાહ્મણો આવતા નહોતા. તેઓ ખીજાઈને બોલ્યા, 'અમે થાકી ગયા છીએ. તું રુદ્રને જ બોલાવીને તેની પાસે યજ્ઞ કરાવ.' તેથી તે રાજા કૈલાસ ઉપર ગયો અને ઉગ્ર તપ આદર્યું. આથી શંકર પ્રસન્ન થયા, અને વરદાન માગવા કહ્યું. શ્વેતકિએ કહ્યું, 'આપ જ મારા યજ્ઞના ઋત્વિજ બનો.' પરંતુ યાજક બનવું મહાદેવ માટે શક્ય નહોતું. તેણે શ્વેતકિ પાસે સતત બાર વરસ સુધી ઘૃતની ધાર વડે અગ્નિની પૂજા કરાવી. શ્વેતકિએ આ પ્રમાણે કર્યું તેથી મહાદેવ પ્રસન્ન થયા અને બોલ્યા, 'મારા અવતાર દુર્વાસા ઋષિ હવે તારા યજ્ઞમાં ઋત્વિજ થશે.'

૧૪૬. "તે મુજબ શ્વેતકિએ યજ્ઞની તૈયારી કરી; અને પછી મહાદેવે દુર્વાસાને મોકલ્યો. તે યજ્ઞ ખૂબ મોટો થયો. આથી

અગ્નિને વિકાર થયો; તે નિસ્તેજ બન્યો; અને તેને બહુ ગ્લાનિ પેદા થઈ. બ્રહ્મદેવ પાસે જઈને તેણે આનો ઉપાય પૂછ્યો. બાર વરસ સુધી આહુતિઓ ખાધાથી આમ થયું છે, એમ કહીને બ્રહ્મા બોલ્યો, ' તું ચિંતા ન કર. ખાંડવ વનમાંનાં બધાં પ્રાણીઓની ચરબી ખાવાથી તારો આ રોગ મટશે. ' અગ્નિ ખાંડવ વન બાળવા પ્રયત્ન કરે અને ત્યાંનાં પ્રાણીઓ તે ઓલવી નાખે. આમ સાત વાર બન્યું.

૧૪૭. " આથી ચીડાઇને અગ્નિ બ્રહ્મદેવ પાસે ગયો. બ્રહ્મદેવે તેને વાસુદેવ અને અર્જુન પાસે મોકલ્યો. ત્યાર પછી મોટી તૈયારી કરીને કૃષ્ણાર્જુને ખાંડવ વન બાળવાની શરૂઆત કરી. તે વખતે ખાંડવ વનમાંનાં પ્રાણીઓની શી સ્થિતિ થઈ તેનું ભયાનક વર્ણન બસો અઠ્ઠાવીશમા અધ્યાયમાં છે.* આ જો આપણે વાંચીએ તો એની પાસે મહમૂદ ગિઝનીની સ્વારીઓ ફીકી લાગે છે. આવા સંકટ વખતે ત્યાંનાં પ્રાણીઓ ઈંદ્રને શરણે ગયાં. ઇંદ્રે એકદમ વરસાદ વરસાવ્યો. વરસાદને અટકાવવા માટે અર્જુને પોતાનાં તીરોથી આખું આકાશ ઢાંકી દીધું. તે સમયે તક્ષક નાગ કુરુક્ષેત્રમાં હતો. તેનો પુત્ર અશ્વસેન આગમાં સપડાયો. તેને બચાવવા માટે તેની માતા તેને ગળી ગઈ અને નાસવા લાગી. અર્જુને બાણ મારીને તેનું માથું કાપી નાખ્યું. અશ્વસેન તેના પેટમાંથી બહાર નીકળ્યો. તેને બચાવવા માટે ઇંદ્રે પવન મોકલીને અર્જુનને મોહિત કર્યો. આથી અશ્વસેન બચી ગયો...

तस्मिन्वने दह्यमाने षडग्निर्न ददाह च ।
अश्वसेनं मयं चैव चतुरः शार्ङ्कांस्तथा ॥

* કુંભકોણ, અધ્યાય ૨૫૨.

(તેં વન બાળવામાં આવ્યું ત્યારે અશ્વસેન, મય, અને ચાર શાર્ઙ્ગક એટલે શાર્ઙ્ગ પક્ષીનાં બચ્ચાં, આટલાં છ પ્રાણીઓને અગ્નિએ બાળ્યાં નહિ.)* "

૧૪૮. આખી કથાનો માત્ર સારાંશ અહીં આપ્યો છે. તે ઉપરથી જણાશે કે, આ કથામાં અથથી ઇતિ સુધી કંઈ ઠેકાણું નથી. અગ્નિ ઘીથી માંદો થયો, પણ તેના ઉપાય તરીકે ખાંડવ વનનાં પ્રાણીઓની ચરબી ખાવી. પુષ્કળ ઘી ખાવાથી ઉત્પન્ન થએલ રોગ ચરબી ખાવાથી મટી જાય એ એક નવાઈ છે! બ્રહ્મદેવ—બધા પ્રાણીઓનો પિતામહ—પણ તે જ ખાંડવ વનનાં પ્રાણીઓને ખાઈ જવાની અગ્નિને સલાહ આપે! વાસુદેવ અને અર્જુનનો ખાંડવ વનનાં પ્રાણીઓ સાથે કશો જ સંબંધ ન હોવા છતાં તેઓ ત્યાંના એકેએક પ્રાણીઓનો સંહાર કરે! એટલું જ નહિ, પણ અશ્વસેન નામી જવાથી ચીડાઈ જઈને તે અને અગ્નિ બધા જ નાગોને શાપ આપે! ઈંદ્ર અર્જુનનો બાપ થાય. બીજી જગાએ અર્જુનનું રક્ષણ કરવા માટે તે બ્રાહ્મણનો વેશ લઈને કર્ણનાં કવચકુંડલ પડાવી લે!× અને અહીં તે જ ઇંદ્ર અર્જુન સાથે યુદ્ધ કરે! એટલે આવી અસંબદ્ધ વાર્તાઓ રચનારાનાં મગજ ઠેકાણે હતાં કે કેમ, એવી શંકા ઉપસ્થિત થાય છે.

૧૪૯. આ વાર્તાની પાછળ થોડોક સત્યાંશ છૂપાએલો હોવાનો સંભવ છે. કૃષ્ણની અને ઇંદ્રની લડાઈ થયાનો ઉલ્લેખ પહેલા વિભાગમાં આવી ગયો છે.+ તેમાં ઇંદ્રને હાર માનવી પડી. ત્યાર પછી કૃષ્ણે દ્વારકા બાજુ જવાનો પ્રયત્ન કર્યો હશે; પરંતુ રસ્તામાં ખાંડવ

---

* ઔંધ, અધ્યાય ૨૩૦–૪૭; કુંભકોણ, અધ્યાય, ૨૫૪–૪૭.

× ઔંધ, આદિપર્વ, અધ્યાય, ૧૧૧–૨૭–૨૮; કુંભકોણ, અધ્યાય ૧૨૦–૪૬–૪૮.

+ વિ. ૧, ૪૯–૫૪ જુઓ.

વનમાં એવી કેટલીક ટોળીઓ હતી કે, તેઓ રસ્તામાં આડે આવી. એટલે કૃષ્ણે આ વનને સળગાવીને ભસ્મસાત કર્યું અને પોતાનો માર્ગ મોકળો કર્યો. મૂળમાં કંઈક આવી હકીકત હશે, પણ પછી આ વાતે મહાભારતમાં આવતું ભયંકર સ્વરૂપ પકડયું હશે. પરંતુ મહાભારતની આવી વાતોમાંથી ઐતિહાસિક સત્ય શોધી કાઢવાનું કાર્ય ડામરમાંથી સાકર કાઢવા જેટલું મુશ્કેલ છે; અને અનેક જગાએ તો રેતીમાંથી તેલ કાઢવા જેટલું નિષ્ફળ છે. આથી મહાભારતનું નિરીક્ષણ હવે અહીં જ પડતું મૂકીને તેમાંના આજના લોકમાન્ય બનેલા પ્રકરણ તરફ વળીએ.

## ભગવદ્ગીતા

૧૫૦. કૌરવો અને પાંડવોનાં સૈન્ય સામસામાં આવીને ઉભાં ત્યારે પોતાના જ ભાઇઓને કઈ રીતે મારવા, એવી શંકા અર્જુનને થઈ, અને તે ખિન્ન થઇને બેઠો. તે સમયે તેને અનેક જાતનો ઉપદેશ કરીને કૃષ્ણે યુદ્ધ કરવા માટે પ્રવૃત્ત કર્યો. ગીતાની આ હકીકત. હવે પ્રશ્ન એ થાય છે કે, ગ્રંથકારને જો કોઈ ખાસ તત્વજ્ઞાનનું પ્રતિપાદન કરવું હતું તો તે આવા પ્રસંગે કેમ ઘુસાડી દીધુ? ખરું જોતાં ગ્રંથકારનો ઉદ્દેશ કોઈ પણ ખાસ તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરવાનો નહોતો, એ ગીતાના નિરીક્ષણ ઉપરથી જણાશે. અર્જુનને લડાઈ કરવી નહોતી; તેને કોઈ પણ યુક્તિવાદથી લડાઈ કરવા પ્રવૃત્ત કરવાનો જ ગ્રંથકારનો ઉદ્દેશ જણાય છે. છતાં તેમાં અનેક તત્ત્વદૃષ્ટિઓની એવી ભેળસેળ કરવામાં આવી છે કે, વિદ્વાન કહેવાતા માણસોના મનમાં પણ ભ્રમ પેદા થાય છે.

૧૫૧. દાખલા તરીકે બીજો અધ્યાય જુઓ. "આ આત્મા જન્મતો નથી અને મરતો નથી. આ જન્મ્યો હતો અથવા પછી જન્મશે એવું પણ નથી. આ અજ, નિત્ય, શાશ્વત, પુરાતન છે.

શરીરની હત્યા થાય તોપણ આત્માની હત્યા થતી નથી.' (૨૦) આ રીતે આત્માનુ અજરામરત્વ સિદ્ધ કર્યા પછી ભગવાન કહે છે, "હવે આ આત્મા ગેન્ન જન્મે છે કે મરે છે, એમ તું માનતો હો, તોપણ હે મહાબાહો, તે માટે શોક કરવો યોગ્ય નથી કારણ કે જે જન્મે છે તેનુ મૃત્યુ નિશ્ચિત છે, અને જે મરે છે તેનો જન્મ નિશ્ચત છે, માટે આ અપરિહાર્ય વસ્તુ માટે શોક કરવો યોગ્ય નથી. આ ભૂતો જન્મ પહેલા અવ્યક્ત સ્થિતિમા હોય છે, પછી વ્યક્ત થાય છે, અને મરણ પછી ફરી અવ્યક્ત થાય છે, એટલે તે સબંધે શોક શા માટે કરવો? (૨૬—૨૮) આ ઉપરથી ભગવાનનુ કહેવુ એવુ જણાય છે કે, આત્માને અવિનાશી માનવામા આવે કે વિનાશી માનવામા આવે તોપણ, યુદ્ધ કરવુ યોગ્ય છે આ તો માત્ર વર્ણનાન થઈ ગણાય આત્મા નિત્ય હોય કે અનિત્ય હોય તો પણ લડાઈ ન કરવી, એ યોગ્ય કેમ ન હોઈ શકે?

૧૫૨ તેને ભગવાન જવાબ આપે છે "સ્વધર્મની દૃષ્ટિથી પણ તારે યુદ્ધ ન કરવુ એ યોગ્ય નથી કારણ કે ક્ષત્રિયોના ધર્મને અનુકૂળ એવુ જે યુદ્ધ તેનાથી વધારે શ્રેયસ્કર ક્ષત્રિયો માટે બીજુ કઈ નથી હે પાર્થ, દૈવગતિથી ઉઘડેલુ આ સ્વર્ગદ્વાર જ છે આવા પ્રકારનું યુદ્ધ ભાગ્યવાન ક્ષત્રિયોને જ પ્રાપ્ત થાય છે આવુ સ્વધર્માનુકૂળ યુદ્ધ જો તુ નહિ કરે તો સ્વધર્મ અને કીર્તિ ખોઈને તું પાપમા પડીશ બધા લોકો તારી નિરંતર અપકીર્તિ ગાશે અને સભાવિત માણસને તો અપકીર્તિ મરણ કરતા પણ વધારે છે' (૩૧–૩૪) અહીં ભગવાન તત્ત્વજ્ઞાન પડતુ મૂકીને વ્યવહારમા પ્રવેશે છે ક્ષત્રિયોનો સ્વધર્મ યુદ્ધ કરવુ તે ધર્મનો ત્યાગ કરીને જો તુ નાસી જઈશ તો તારી અપકીર્તિ થશે અને તે તો મરણ કરતા પણ વધારે ખરાબ આ ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે ગમે તે કોઈ ઉપાયે અર્જુનને યુદ્ધમા પ્રવૃત્ત કરવાનો જ આ ગીતાનો ઉદ્દેશ હતો

૧૫૩. આમ હોવા છતા આ જ અધ્યાયમા બ્રાહ્મી સ્થિતિનુ જે વર્ણન કરવામાં આવ્યુ છે, તેનો અને આ અધ્યાયનો ખરૂ જોતાં કંઈ જ સંબધ નથી. ભગવાન કહે છે "હે પાર્થ, જ્યારે કોઈ માણસ કામવાસના છોડી દઈને પોતાનામા જ સંતુષ્ટ થઈને રહે છે, ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહે છે. જેનુ મન દુ ખમા ઉદ્વિગ્ન થતુ નથી, સુખમા જેને આસક્તિ નથી, જેના ભય અને ક્રોધ નષ્ટ થયા છે, તેને સ્થિતપ્રજ્ઞ મુનિ કહે છે. (૫૫–૫૬). જે વિષયોનુ તે ચિંતન કરે છે, તેમાં તેની આસક્તિ બધાય છે, આસક્તિમાથી કામવાસના પેદા થાય છે, કામવાસનામાથી ક્રોધ ઉપજે છે, ક્રોધમાંથી સમોહ, સમોહમાથી સ્મૃતિવિભ્રમ, સ્મૃતિવિભ્રમમાથી બુદ્ધિનાશ અને બુદ્ધિનાશમાથી તે સમૂળ નાશ પામે છે. (૬૨–૬૩). સર્વ કામવાસનાઓનો ત્યાગ કરીને જે માણસ નિરિચ્છપ્રમાણે વર્તે છે, અને જેનામા મમત્વ અને અહકાર રહેતા નથી, તેને શાતિ મળે છે. હે પાર્થ, આ જ બ્રાહ્મી સ્થિતિ છે. જો આ સ્થિતિ પ્રાપ્ત થાય તો માણસ મોહમા પડતો નથી. અતકાળ વખતે પણ જો આ સ્થિતિ પ્રાપ્ત થાય તો તે બ્રહ્મનિર્વાણ પામે છે." (૭૧–૭૨)

૧૫૪. બ્રાહ્મી સ્થિતિ કે સ્થિતપ્રજ્ઞના વર્ણનમાના કેટલાક શ્લોકોનુ ભાષાતર લબાણ થઈ જવાના ભયથી અહીં છોડી દીધુ છે. મૂળ ગીતામા એ જોઈ શકાય એમ છે. આ આખુ વર્ણન મોટે ભાગે બૌદ્ધ ગ્રન્થોના આધારે લખવામા આવ્યુ છે, એવુ ઘણા પાશ્ચાત્ય વિદ્વાનોનુ મતવ્ય છે, અને 'ब्रह्मनिर्वाणमृच्छति' આ તેના છેવના વાક્ય ઉપરથી આ મતવ્ય યોગ્ય ઠરે છે આમાના સ્મૃતિવિભ્રમ, નિરાહાર વગેરે કેટલાક શબ્દોના અર્થ બૌદ્ધ પરિભાષા જાણ્યા વગર સમજી શકાય એમ નથી આ બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો અને યુદ્ધનો ખરૂં જોતા કશો જ સબધ નથી એમ છતા તે આ જ અધ્યાયમા ઘુસાડવામા આવ્યુ છે.

૧૫૫. આ પરસ્પરવિરોધ કેમ ઉભો થયો તે સમજવું હોય તો, આ ગ્રંથ કોને માટે લખવામાં આવ્યો એ પ્રથમ સમજી લેવાની જરૂર છે. પુરગુપ્ત વસુબંધુનો મિત્ર હતો. તેણે પોતાના પુત્રને અને મહારાણીને વસુબંધુ મારફત બૌદ્ધ તત્ત્વજ્ઞાન શીખવ્યું. પુરગુપ્તના મૃત્યુ પછી બાલાદિત્યે વસુબંધુને બોલાવીને પોતાની રાજધાનીમાં રાખ્યો, અને વારંવાર તેની તે સલાહ લેતો. બાલાદિત્યને પોતાનાં જ સગાંઓ સાથે તથા બીજા અનેક રાજાઓ સાથે લડવું પડયું હશે. આથી વારંવાર તેના મનમાં એમ શંકા આવતી હોય કે, કેવળ રાજ્યલોભ માટે હું મારા આપ્તમિત્રોની સાથે શા માટે યુદ્ધ કરૂં ? તો એ સ્વાભાવિક છે. વસુબંધુ જેવા બૌદ્ધ પંડિતનો પ્રભાવ તેના ઉપર ઘણો હોવાથી બૌદ્ધનું જે પ્રાબલ્ય–જેને અહીં બ્રાહ્મી સ્થિતિ કહેવામાં આવી છે–તેના સંબંધે પણ તેના મનમાં બહુ આદર હતો. એટલે એક બાજુએ પોતાના આપ્તમિત્રો સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ અને બીજી બાજુએ વસુબંધુ જેવા બૌદ્ધ પંડિતોનો ઉપદેશ, આ બે વચ્ચે તેનું મન ડામાડોલ થતું હોય તો તેમાં નવાઈ નથી. આવી પરિસ્થિતિમાં બાલાદિત્યે આમાંથી માર્ગ કાઢવા માટે કોઈ બ્રાહ્મણને એકાદ ગ્રંથ નિર્માણ કરવાનું કહ્યું હશે, અને તેણે આ ભગવદ્ગીતા મહાભારતમાં ઉમેરી હશે.

૧૫૬. અહીં એ પ્રશ્ન થશે કે ગીતા બાલાદિત્યના સમયમાં રચાઈ એને શો આધાર છે? વસુબંધુ વિજ્ઞાનવાદનો ઉત્પાદક હતો. અને આ વિજ્ઞાનવાદનો વિરોધ ખુદ બ્રહ્મસૂત્રભાષ્યના બીજા અધ્યાયના બીજા પાદમાં આવતા નીચેના સૂત્રમાં કરેલો જોવામાં આવે છેઃ **नाभाव उपलब्धेः ॥२८॥ वैधर्म्याच्च न स्वप्नादिवत् ॥२९॥ न भावोऽनुपलब्धेः ॥ ३० ॥ क्षणिकत्वाच्च ॥३१॥** અર્થાત્ વસુબન્ધુ બ્રહ્મસૂત્રકારની પહેલાંનો હોવો જોઇએ. બહુ બહુ તો વસુબંધુ અને બ્રહ્મસૂત્રકાર બન્ને સમકાલીન હશે. '**ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भि-**

विनिश्चितैः (અધ્યાય ૧૩, શ્લોક ૪)' આ ઉપરથી ગીતા બ્રહ્મસૂત્ર પછીની છે એ બાબતમાં શંકા કરવાપણું રહેતું નથી. તે ગીતા કાં તો બ્રહ્મસૂત્રના કર્તાએ, અથવા તો તેના કોઈ ભક્તે રચી હોવી જોઇએ. આ દૃષ્ટિએ જોતાં, એ બાલાદિત્ય પછી પણ રચવામાં આવી હોય એવું માનવામાં હરકત નથી. છતાં બધા ગુપ્ત રાજાઓનો કુલદેવ વાસુદેવ હતો તે હકીકત, ચાતુર્વર્ણ્યના સબંધે તેમનો પક્ષપાત, સાર્વભૌમત્વ પ્રાપ્ત કરવાની તેમની મહત્ત્વાકાંક્ષા, અને બાલાદિત્યનો ખાસ વસુબંધુ પ્રત્યેનો આદર–આ બધી બાબતોને સામટી ધ્યાનમાં લઇને વિચાર કરવામાં આવે તો, ગીતા બાલાદિત્યના સમયમાં જ લખાઈ એ અનુમાનને પુષ્ટિ મળે છે.

૧૫૭. વિન્સેન્ટ સ્મિથે પેરીના આધારે વસુબંધુને સમુદ્રગુપ્તનો ગુરુ ઠરાવવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ તે અપ્રસ્તુત જણાય છે. પ્રૉ. પાઠકના લેખનો, પરમાર્થે લખેલ વસુબંધુના ચરિત્રનો, હ્યુએનત્સંગે લખેલી વસુબંધુની કથાનો, અને તિબેટી પરંપરાનો–આ બધાનો વિચાર કરતાં વસુબંધુ બાલાદિત્યનો જ ગુરુ હતો એમ સિદ્ધ થાય છે.* આથી બાલાદિત્યના સમયમા બાદરાયણે કે તેના કોઈ શિષ્યે ભગવદ્ગીતા લખી એમ માનવુ યોગ્ય લાગે છે.

---

* Political History of Ancient India, p 363. વસુબંધુના સમયનો ઉહાપોહ વિન્સેન્ટ સ્મિથે Early History of India (pp. 346–47) મા કર્યો છે. તેમના મત પ્રમાણે વસુબંધુ સમુદ્રગુપ્તનો ગુરુ હતો, તેમ જો માનીએ તો પણ ગીતા ગુપ્તકાળમા લખાઈ એવુ જ ઠરે છે. પરંતુ હેમચંદ્ર રાયચોધરીએ જે બાલાદિત્યનો નિર્દેશ કર્યો છે તે જ વસુબંધુનો શિષ્ય હોવાનો અધિક સંભવ છે. બાલાદિત્ય ઇ. સ. ૪૬૭ મા ગાદીએ આવ્યો એમ વિન્સેન્ટ સ્મિથ કહે છે. આ સમય જ વસુબંધુનો પણ ગણીએ તો, પરમાર્થ, હ્યુએનત્સંગ અને તિબેટી ગ્રંથકાર–બધાએ લખેલ વસુબંધુના કથાનકોના કાળની અને આ કાળની એકવાક્યતા થશે એમ લાગે છે.

૧૫૮. ભગવદ્ગીતા ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં રચાઈ એવું સિદ્ધ કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ છે. હેલિયોદોરે બેસનગરમાં ગરુડધ્વજ બંધાવ્યો માટે ગીતા તેના કાળમાં થઈ એમ જો ઠરાવી શકાય તો પછી વેદમાં સેંકડો જગાએ વૃત્રનું નામ આવે છે માટે વૃત્રગીતા વેદની પહેલાં રચવામાં આવી એમ કેમ ન ઠરાવી શકાય? ચૂળનિદ્દેસમાં આવતા વાસુદેવના નિર્દેશ ઉપરથી તેના સમયમાં ભગવદ્ગીતા હતી એમ કેમ સિદ્ધ થાય? ગીતા બાલાદિત્યના સમયમાં રચવામાં આવી એવું ઠરવાથી ગીતાની કિંમત જરા પણ ઓછી થાય છે એવું અમને લાગતું નથી. કારણ કે પ્રાચીનતમ છે એ કારણથી કોઈ પણ ગ્રંથની કિંમત વધે છે એમ માનવામાં ભૂલ છે.

૧૫૯. ગીતા વાસુદેવના મુખમાં મૂકવાનું કારણ, વાસુદેવ ગુપ્ત રાજાઓનો કુલદેવ હતો. યુદ્ધનો ત્યાગ કરવાની વૃત્તિનો નાશ કરવા માટે પ્રસંગ રણભૂમિ ઉપરનો પસંદ કરવામાં આવ્યો છે. છતાં પણ બાલાદિત્યને બૌદ્ધના નિર્વાણ પ્રત્યે આદર હતો. આથી બીજા જ અધ્યાયમાં આ બ્રાહ્મી સ્થિતિને ઘુસાડી દેવામાં આવી. ત્યાર પછી બાલાદિત્યની પસંદગી પ્રમાણે ગ્રંથકારે સાંખ્ય, યોગ વગેરેની મેળભેળ પણ પુષ્કળ કરી છે; વિશ્વરૂપ દર્શનનો કાવ્યાત્મક પ્રસંગ પણ લાવવામાં આવ્યો છે. આવો આ ગ્રંથ તે સમયના અધિકારી વર્ગને ગમી ગયો હોય તો તેમાં જરા ય નવાઈ નથી. એમાં થોડો ઘણો ફેરફાર કરવાથી આજના અધિકારી વર્ગને પણ એ તત્ત્વજ્ઞાન ગમે એવું છે.

૧૬૦. ધારો કે, કોઈ રામ્સે મેકડોનાલ્ડ જેવો શાંતિવાદી મુત્સદ્દી આજે ચાલી રહેલી યુદ્ધની તૈયારીને પ્રસંગે રાજકારણનાં શસ્ત્રાસ્ત્રો હેઠાં મૂકીને કહે, ' આ જર્મન, આ ફ્રેંચ, આ બધા લોકો અમારા સગા છે, તેમની અને અમારી સંસ્કૃતિ એક છે, તેમનામાં અમારા ગુરુ છે, અમારામાં તેમનાં ઘણાં સગાંવહાલાંઓ છે, એટલે

તેમની સાથે લડવાંની તૈયારી કરવા કરતાં તેઓ જ અમને મારે એ શ્રેયસ્કર છે. (આપણે સત્યાગ્રહ કરીએ).' આના જવાબમાં મૂડીવાદી ભગવાન કહેશે, 'कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम्। હે ભલા ગૃહસ્થ, આવા વિકટ સમયે તારામાં આ દૌર્બલ્ય ક્યાંથી આવ્યું? મેં આ મૂડીવાદી જગત ગુણકર્મવિભાગશઃ નિર્માણ કર્યું છે. આમાં બધા ગુણો મૂડીવાળાઓને અને સર્વ કર્મ (એટલે કામ) મજૂરોને આપવામાં આવ્યાં છે. આવા જગતમાં ઉત્પન્ન થએલ તું જો આ જગતનું ચક્ર આગળ નહિ ચલાવે, તો આ જગંત નાશ પામશે (બોલ્શેવીકી શરૂ થશે). આમ જો; મારે કોઈ કર્મ કરવાની જરૂર નથી, છતાં પણ હું બીજાની જેમ શા માટે કર્મો કરું છું? કારણ કે, મૂડીવાદનું રક્ષણ કરવાનું કામ હું જો ન કરું તો હું સંકરકર્તા થઈશ. એટલે કે મૂડીવાળા અને મજૂરો એક થઈ જશે; અને પરિણામે મૂડીવાનોનું જગત નાશ પામશે! આટલા માટે તારે લડવું યોગ્ય છે. મારું સ્મરણ કર અને યુદ્ધ કરવા તત્પર થા.'

૧૬૧. બીજો કોઈ જપાની શાંતિવાદી પરરાષ્ટ્રમંત્રી કહે કે, 'આ ચીના લોકો પાસેથી આપણે બધી કળા શીખ્યા. તેમણે જ આપણને બૌદ્ધધર્મ આપ્યો. એવા આપણા ગુરુતુલ્ય દેશને હેરાન કરીને આપણી રાજ્યતૃષ્ણા શમાવવી યોગ્ય નથી. હવે પછી હું તેમની સાથે મૈત્રીભાવથી વર્તવાનું શરૂ કરીશ.' આમ કહીને જો તે પોતાનાં રાજકારણનાં સૂત્રો મૃદુપણે ચલાવવા લાગે, તો જપાની ભગવાન આરાકી જેવા યુદ્ધસારથિના સ્વરૂપમાં પ્રગટ થઈને કહે કે, 'અરે ગાંડા, આ બધા શું વિચારો લઈ બેઠો છે? આ આત્મા વિનાશી કે અવિનાશી હોય તોપણ યુદ્ધ શ્રેયસ્કર છે. કારણ, આત્મા જો અવિનાશી હોય તો ગુરુઓને મારીએ તો પણ તેમનો આત્મા મરવાનો નથી. જો તેમનો આત્મા વિનાશી છે એમ માનીએ, તો નાશવંતનો નાશ કરવામાં શું પાપ? તને આ પ્રધાનપદ ઉપર

ચઢાવવામાં હું કારણભૂત છું; અને હવે જો ખરે ટાણે તું રણક્ષેત્ર છોડીને નાસવા લાગીશ, તો આખા જગતમાં તારી અપકીર્તિ થશે, માટે મારૂં સ્મરણ કરીને યુદ્ધ કરવા તત્પર થા.'

૧૬૨. પણ કદાચ આ શાંતિવાદી પરરાષ્ટ્રમંત્રીને થોડીક એમ શંકા થાય કે, ચીનને દાબી દેવું સુલભ હોવા છતાં, આપણા આવા પ્રકારના વર્તનથી બન્ને દેશો ઉપર આપત્તિ આવે તો? આ બાજુ અમેરિકા અને ઈંગ્લાંડ, અને પેલી બાજુ બોલ્શેવિકોનું વધતું જતું સામર્થ્ય, આ બેની વચ્ચે આપણે સપડાયા છીએ. એટલે બૌદ્ધોના તત્ત્વાનુસાર પ્રેમથી વર્તીને એકબીજા વચ્ચે સુલેહ-શાંતિ સ્થાપવી વધારે હિતાવહ નથી? પણ આ વિચાર લશ્કરી ભગવાનને મળતાં તરત જ તે પાંચ દશ મોટા અધિકારીઓના ખૂન કરીને પોતાનું વિશ્વરૂપ પ્રગટ કરશે તે જોતાંવેંત જ તે પરરાષ્ટ્રમંત્રીની ખાતરી થશે કે, યુદ્ધ સિવાય બીજું કશું શ્રેયસ્કર નથી, અને તે કહેશે—

'नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥'

(કદી ચ્યુત ન થનારા હે લશ્કરી ભગવાન, તારા પ્રસાદથી મારો મોહ દૂર થયો છે, અને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે મારી શંકા દૂર થઈ છે. હવે હું તારા વચન પ્રમાણે ચાલીશ)

૧૬૩. આ રીતે બધા રાષ્ટ્રોના અધિકારી વર્ગના ભગવાનના મુખે આ ગીતા શોભે એવી છે. માત્ર દેશકાલ પ્રમાણે તેમાં થોડા ઘણા ફેરફાર કરવા પડશે તે સમયની સ્ત્રીઓની, વૈશ્યોની, અને શૂદ્રોની જે વ્યવસ્થા ગીતામાં કરવામાં આવી છે, તેવી જ વ્યવસ્થા આજના મૂડીવાદી જગતમાં પણ થઈ શકે એમ છે આ મૂડીવાદી ભગવાનની પૂજા સ્ત્રીઓ પણ કરી શકે છે તેઓ યુદ્ધમાં ભાગ ન

લઈ શકે તોપણ, તેઓ કારખાનામાં લડાયક સામાન તૈયાર કરી શકે છે. જે ઘરડી હોય તેઓ સૈનિકો માટે કપડાં વણી કે શીવી શકે છે. તે જ મુજબ લડાઈમાં ભાગ ન લેનારા ઘણા શદ્રો ખાઈઓ ખોદવાનાં, રમદ પહોંચતી કરવાનાં, વગેરે કામો કરી શકે છે. વૈશ્યો યુદ્ધ માટે દેવાં ઉભાં કરી શકે છે. આ રીતે મૂડીવાદી જગતના બધા વર્ગોનાં સ્ત્રી પુરુષો જે અનન્ય ભાવે ભગવાનની પૂજા કરે તો કૌરવપાંડવોની માફક બધાયને મોક્ષ મળવો શક્ય છે।

૧૬૪. ગીતામાં આવતી બ્રાહ્મી સ્થિતિ બૌદ્ધો પાસેથી લીધી છે એ અગાઉ કહેવાઈ ગયું છે, પરંતુ બૌદ્ધોનાં કેટલાંક તત્ત્વોનો ઉંધો અર્થ કરવામાં આવ્યો છે. તેમાંનો મુખ્ય કર્મયોગ છે. બુદ્ધનો કર્મયોગ આ જાતનો છે—'કોઈ પણ રીતે બીજા માણસોને નુકસાન થાય એવાં કર્મો કરવાં નહિ, બધાનું કલ્યાણ થાય એવાં કર્મોનો વિકાસ કરવો, અને તેમાં પણ ચિત્તશુદ્ધિ રાખવી, એટલે કે સત્કર્મનું પણ અભિમાન રાખવું નહિ.'* આનો ઉંધો અર્થ ગીતામા એ રીતે કરવામાં આવ્યો છે કે, 'પિતા જે ધંધો કરતો હોય તે ધંધો સ્વધર્મ ગણીને કર્યા કરવો, અને તેમા આસક્તિ રાખવી નહિ, એટલે કે તે કર્મોનું શું પરિણામ આવશે એનો વિચાર કરવો નહિ.'

૧૬૫. લોકસંગ્રહનો પણ આવો જ વિપર્યાસ થયેલો છે. બૌદ્ધ ગ્રંથોમાં ચાર લોકસંગ્રહ બતાવવામા આવ્યા છે. તે—

> दानं च पेयवज्जं च अत्थ चरिया च या इध ।
> समानत्तता च धम्मेसु तत्थ तत्थ यथारहं ।
> एते खो संगहा लोके रथस्साणीव यायतो ॥

---

* सब्ब पापस्स अकरण कुसलस्स उपसपदा ।
सचित्तपरियोदपन एतं बुद्धान सासनं ॥–ધમ્મપદ

एते च संगहा नास्सु न माता पुत्तकारणा ।
लमेथ मानं पूजं वा पिता वा पुत्तकारणा ॥*

(દાન, પ્રિય વચન, અર્થચર્યા અને સમભાવી વર્તન, આટલા યથાયોગ્ય સમયે આચરવામાં આવતા ચાર લોકસંગ્રહ આ લોકમાં–સમાજના–રથના આરા જેવા છે. જો આ ન હોત તો, માત્ર પુત્રને જન્મ દેવાથી માતાને કે પિતાને માન અને પૂજા ન મળત.)

૧૬૬. માબાપ પુત્રને જો યોગ્ય પદાર્થોનું દાન આપે નહિ, મીઠા શબ્દોથી તેનું મન સન્માર્ગે વાળે નહિ, યોગ્ય વયમાં તેના અભ્યાસની અને ઉન્નતિની કાળજી રાખે નહિ, અને ઉમર લાયક થયા પછી તેની સાથે સમભાવથી વર્તે નહિ, તો માત્ર જન્મ આપ્યો એટલા ખાતર જ પુત્ર માબાપનું માન સાચવશે કે પૂજા કરશે એવું માનવાનું નથી. અર્થાત્ દાન, પ્રિયવચન, અર્થચર્યા કે હિત માટે કાળજી લેવી, અને સમાનાત્મતા કે સમભાવ આ ચાર લોકસંગ્રહ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે.

૧૬૭. પરંતુ ભગવદ્‌ગીતામાં તેનો બીલકુલ વિપર્યાસ કરવામાં આવ્યો છે; તે આ રીતે:—"હું જો કર્મ ન કરું તો આ બધા લોકો નાશ પામશે, અને હું સંકરકર્તા બનીશ, અને આ પ્રજાઓનો ઘાત કરીશ. કર્મમાં આસક્ત થએલા અજ્ઞાની લોકો જે રીતે કર્મો કરે છે, તે પ્રમાણે લોકસંગ્રહ કરવા ઇચ્છતા જ્ઞાની પુરુષે અનાસક્ત થઈને કર્મો કરવાં. કર્મમાં આસક્ત બનેલા અજ્ઞજનોનો બુદ્ધિભેદ કરવો નહિ. વિદ્વાન માણસે પોતે યોગયુક્ત બનીને બીજા પાસે બધાં કર્મો કરાવવાં." (અધ્યાય ૩, શ્લોક ૨૪–૨૬).

* અંગુત્તરનિકાય, ચતુક્કનિપાત, પણ્ણાસક ૧–૪–૨; દીઘનિકાય, સિગાલક સુત્ત.

૧૬૮. અહીં જેનાથી વર્ણસંકર ન થાય એવા વર્તનને લોકસંગ્રહ કહેવામા આવ્યો છે. એટલા માટે આપણને તત્ત્વની ખબર હોય છતા, અજ્ઞ માણસોનો બુદ્ધિભેદ ન કરતા તેમને ચાલતા વ્યવહાર મુજબ વર્તવાનુ ઉત્તેજન આપવુ. આવી જ સમજણને લીધે મહારાષ્ટ્રમા ગણપતિના મેળા અને શિવાજીનો ઉત્સવ શરૂ થયા છે એ કહેવાની જરૂર નથી. પરંતુ આવા લોકસંગ્રહનુ પરિણામ એ આવે છે કે, જે શિંગડા તોડી નાખીને વાછડાઓમા ભળવા માગે છે તે પોતે પણ વાછડુ જ બને છે લોકો માટે તે ગણપતિની કે લિંગની પૂજા શરૂ કરે છે, પણ અંતે પોતે જ તેમા અટવાઈ જાય છે આથી લોકોનુ કલ્યાણ તો નથી જ થતુ, પરંતુ પોતે માત્ર અત્યન્ત ધર્માંધ બને છે

૧૬૯ હવે એમ પ્રશ્ન ઉભો થાય કે, જો બૌદ્ધોના તત્ત્વજ્ઞાનનો આવો વિપર્યાસ કરવામા આવતો હતો તો, કોઈ બૌદ્ધ પંડિતે આનો કડક જવાબ કેમ ન વાળ્યો ? ભગવદ્‌ગીતાના સમયમા દિઙ્‌નાગ જેવા મોટા બૌદ્ધ પંડિતો હતા, છતા તેમણે ગીતા જેવા ગ્રંથના વિરોધમા બે ચાર લીટીઓ પણ કેમ ન લખી ? તેમ ન થયુ તેનુ એક કારણ તો, આ ગ્રંથ તે સમયે સાવ અપ્રસિદ્ધ હોવો જોઈએ કારણ કે શંકરાચાર્યની પહેલા પચાસ વરસ ઉપર લખાએલ શાંતરક્ષિતના તત્ત્વસંગ્રહમા ગીતાનો બીલકુલ ઉલ્લેખ કરવામા નથી આવ્યો આથી શાંતરક્ષિતના સમય સુધી આ ગ્રંથ અપ્રસિદ્ધ હતો એમ સમજવામા વાંધો નથી શંકરાચાર્યે જ પ્રથમ આ ગ્રંથની ટીકા લખીને પ્રસિદ્ધિ આપી

૧૭૦. માની લઈએ કે આ ગ્રંથની માહિતી બૌદ્ધ પંડિતોને હતી. તોપણ તેના ઉપર તેઓ કશુ બોલી શકે એમ નહોતુ તેમનો કર્મયોગ અને લોકસંગ્રહ જૂના થયા હતા, અને તેથી તેનો આધાર લઈને ભગવદ્‌ગીતાકારની સાથે વાદવિવાદ કરવાનુ અશક્ય

હતુ. ધારો કે, કોઈ બૌદ્ધ પંડિતે આ ગ્રંથકારને પૂછ્યુ હોત કે, "કેમ ભાઈ, ભગવાનને રણક્ષેત્ર ઉપર લાવીને તેમના જ મુખેથી અર્જુનને પોતાના કુળનો ઉચ્છેદ કરવાનો ઉપદેશ તમે કરો છો, એ તમને શોભે છે?" તો ગીતાકારે તેને જવાબ આપ્યો હોત કે, "હે પંડિત, આ ગ્રંથ જો હુ ન લખત તો અમારા મહારાજાએ યુદ્ધનો ત્યાગ કરીને સંન્યાસ્ લીધો હોત અને તો તમારા વિહારોને મોટી મોટી જાગીરો અને ઇનામો ક્યાથી મળત? તેને બદલે જો બીજો કોઈ શૈવ દુષ્ટ રાજા ગાદીએ આવત, તો તમારે ભૂખે મરવાનો વારો આવત એટલે આ ગ્રંથ લખવા માટે તમારે મારો આભાર માનવો જોઈએ

૧૭૧. "હવે તમે કહો છો કે, અમે તમારા લોકસંગ્રહનો વિપર્યાસ કર્યો પરંતુ તમારા વિહારોની જે મોટી મોટી જાગીરો છે, તેમા તમારા માટે તનતોડ કષ્ટ કરનારા શૂદ્રોની સાથે તમે સમાનાત્મતાથી વર્તવા કબૂલ છો? તેમને તમે કદી દાન આપ્યુ છે? તેમની સાથે કદી મીઠા શબ્દોથી વાતો કરી છે ખરી? અથવા તેમના હિતની તમે કદી દરકાર કરી છે ખરી? એટલુ જ નહિ, પણ તેઓ જો તમારી સેવા કરવા આનાકાની કરશે તો તમે તો અહિંસા ધર્મનુ અવલંબન ન કરતા રાજદંડનો અવલંબ લેશો એટલે અમે જે આમા લોકસંગ્રહ બતાવ્યો છે, તે જ યોગ્ય છે

૧૭૨. "વળી જુઓ, 'વિદ્યાવિનયયુક્ત બ્રાહ્મણ, ગાય, હાથી, કૂતરો અને ચાડાળ—આ બધા પ્રત્યે પંડિતની દૃષ્ટિ સમાન હોય છે જેમના મનમા આ સમતા ઉત્પન્ન થાય તે આ લોકમા જ જગત જીત્યો છે કારણ કે, બ્રહ્મ નિર્દોષ અને સમ છે અને માટે જ તેઓ બ્રહ્મમા સ્થિર થયા' અમારો આ સમાનાત્મભાવ તમારા સમાનાત્મભાવ કરતા શ્રેષ્ઠ નથી? તમારે સમાનાત્મતા લાવવા માટે આખી દુનિયામા એક જ જાતિ ઉત્પન્ન કરવી પડશે, અને તે તો અશક્ય છે

પણ આવી રીતે હાથી, કૂતરો કે ચાંડાળ પ્રત્યે સમાનતાથી જોવાથી સમાનાત્મતા સિદ્ધ નથી થતી શું ? તમે આ કરતાં વધારે શું કરી શકો એમ છો ?

૧૭૩. "અમે બીજો પણ એક અર્થ સમાનતાનો કર્યો છે. 'હે ધનંજય, કર્મફળની આસક્તિનો ત્યાગ કરીને, યશ–અપયશ બન્નેને સરખાં જ ગણીને યોગયુક્ત થઈને કર્મો કર. આવા સમત્વને જ યોગ કહે છે. (અધ્યાય ૨, શ્લોક ૪૮)' રાજાઓને તો આ સમત્વ જોઈએ જ છીએ, કારણ કે, યુદ્ધમાં જય મળશે જ એવું કોઈ કહી શકતું નથી. પરંતુ આપણા જેવાને પણ આ સમત્વ જોઈએ છીએ. યુદ્ધમાં વિજય કરીને રાજા સિંહાસનારૂઢ થાય કે, તમે કે અમે તેની પાસે યાચના કરવા જઈએ છીએ. પણ તે સર્વદા કંઈક આપે જ છે એવું નથી બનતું. કોઈ વાર તમારા વિહારને દાન દે છે, તો કદી અમારા મંદિરને દાન આપે છે. પરંતુ સિદ્ધિ કે અસિદ્ધિનો વિચાર કર્યા વગર જ આપણે તેની પાસે જવું જોઈએ. મળે તો પણ ઠીક, અને ન મળે તો પણ ઠીક, એવો વિચાર રાખવો જોઈએ. આને અમે યોગ કહ્યો છે. આ યોગ તમારે ગળે નથી ઉતરતો ?"

૧૭૪. મતલબ કે, શું બ્રાહ્મણ કે શું શ્રમણ બધા જ એક કોટિએ ઉતર્યા હતા. બન્નેને રાજા પાસેથી ઈનામો લેવાં હતાં. ફરક એટલો જ, કે તારા ભાઈઓને મારીને તું રાજ્ય મેળવ, એમ સ્પષ્ટ રીતે શ્રમણો ન કહી શકત. પણ બધા ભાઈઓને મારીને કોઈ રાજા રાજ્ય મેળવતો કે તરત જ તેને ઘેરી વળીને તેની પાસેથી મોટાં ઈનામો મેળવવાની હરિફાઈ ચાલતી. અર્થાત્ એક રીતે તે રાજાએ ઘાત પાત વગેરે પૂર્વકૃત્યો કર્યાં હતાં તેને તેઓ સંમતિ જ આપતા હતા. એટલું જ નહિ, પણ પોતાના મઠને જો પુષ્કળ દાન મળતું, તો તેવા રાજાને તેઓ ધાર્મિકતાના શિખરે

પહોચાડી દેતા. આ શ્રમણો કરતા બ્રાહ્મણોનો પ્રયત્ન સારો ગણાય. તેઓ ભગવદ્‌ગીતા જેવો ગ્રંથ લખીને રાજાઓને યુદ્ધ કરવા પ્રવૃત્ત કરતા જો તે રાજા યુદ્ધમા નાશ પામતો, તો તેઓ બીજા રાજાનો આશ્રય લેતા, પણ જો જય થતો તો તે જ રાજા પાસેથી ઈનામો પડાવતા એટલે કે, યુદ્ધની પહેલા અને પછી બન્ને વખતે તેઓ ઉપસ્થિત થતા પણ શ્રમણો તો યુદ્ધ પૂરૂં થતા સુધી દેખાતા જ નહિ, પણ નવા રાજ્યાભિષિક્ત થતો કે તરત જ તેઓ પોતાના મઠોને માટે બક્ષિસો મેળવવા હાજર થઈ જતા'

## શ્રમણોની અવનતિ

૧૭૫ શ્રમણોની અવનતિનું બીજ તેમણે અંગીકારેલ રાજ્યાશ્રયમા હતુ રાજા ત્વચિત જ હિંસા ત્સિવાય ગાદીએ આવતો અશોકે પોતાના અનેક ભાઈઓને માર્યાની કથા બૌદ્ધ ગ્રંથોમા નજરે પડે છે વિન્સેન્ટ સ્મિથ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોનો મત એવો છે કે, તે સાચી નહિ હોય છતા અમને એમ લાગે છે કે, પોતાનો વિરોધ કરનારા ભાઈઓનો ઉચ્છેદ કરીને જ અશોક ગાદીએ આવ્યો હોવો જોઈએ કલિંગ દેશની જીત સુધી તો તેણે લડવાનું બધ કર્યું નહોતુ તે લડાઈ પછી અશોકને પશ્ચાત્તાપ થયો, અને તે બુદ્ધોપાસક બન્યો બૌદ્ધ ગ્રથકારોએ તેના પુષ્કળ વખાણ કર્યા છે તેમના મત પ્રમાણે તો જગતમાં જો કોઈ ધર્મરાજા હોય તો તે એક અશોક જ હતો અને કંઈક અંશે તે સાચુ પણ છે. આવુ મોટુ પદ પામેલ માણસ માટે અત્યંત ઇંદ્રિયનિગ્રહપૂર્વક અને સયમથી વર્તવુ અશોક જેવા સિવાય બીજા કોઈ માટે શક્ય હોય એવુ લાગતુ નથી પરતુ અશોકના આ સદ્‌ગુણોનો લાભ બૌદ્ધ સઘને કેટલો થયો એ કહેવુ મુશ્કેલ છે મોટા મોટા વિહારો બાધવામા આવ્યા, બૌદ્ધભિક્ષુઓ ચારે દિશાએ ગયા અને બુદ્ધધર્મનો પ્રચાર કર્યો, એ બધી વાત સાચી, પરતુ આને લીધે ભિક્ષુઓને

રાજાશ્રયનો મોહ ઉત્પન્ન થયો, એટલું જ નહિ, પણ રાજાશ્રય વગર એક પણ કામ ન થાય એવી તેમની સ્થિતિ થઈ.

૧૭૬. મૌર્યોનું રાજ્ય તેના સેનાપતિ પુષ્યમિત્રે પચાવી પાડ્યું, અને તેણે બ્રાહ્મણોના યજ્ઞયાગનું પુનરુજ્જીવન કર્યું; એટલું જ નહિ, પણ તેણે આસપાસના બૌદ્ધોને હેરાન કર્યા, ભિક્ષુઓના કેટલાક મઠો તોડી પાડ્યા, વગેરે કથાઓ ઉત્તરના બૌદ્ધગ્રંથોમાં જોવા મળે છે. આવા સંયોગોમાં મગધ દેશનો ત્યાગ કરીને બૌદ્ધભિક્ષુઓએ દૂરના દેશોનો આશરો લીધો હોય તો તેમાં આશ્ચર્ય નથી. આ વખતે બૌદ્ધભિક્ષુઓએ આત્મનિરીક્ષણ કરવાની જરૂર હતી. 'અશોકના આશ્રયને લીધે આપણે મોટા મોટા વિહારો બાંધી શક્યા, પણ એથી આપણે પરિગ્રહી બન્યા અને કષ્ટ કરનારી જનતાનું કલ્યાણ સાધવાનો માર્ગ ઘણે અંશે છોડી દીધો' એવું તેઓ જોઈ શકત, અને ફરીથી રાજાશ્રય મેળવવાની ભાંજગડમાં તેઓ ન પડત અને જો એમ થયું હોત તો હિંદુસ્તાનના ઈતિહાસને જુદી ગતિ મળી હોત.

૧૭૭ મૌર્યોનું રાજ્ય પડીભાંગ્યા પછી તેમના જેવું રાજ્ય પુષ્યમિત્ર સ્થાપી શકે એમ નહોતું. વાયવ્ય દિશાએથી આવતા યવનોના અને શકોના હુમલાઓ તે અટકાવી શક્યો નહિ; અને આથી આ પરદેશી લોકોનું જોર હિંદુસ્તાનમાં ડગલે ડગલે વધતું ગયું. આ સંયોગોમાં બૌદ્ધભિક્ષુઓએ આ પરદેશી લોકોની પ્રીતિ સંપાદન કરવાના પ્રયત્નો શરુ કર્યા. આમ કરવામાં તેઓ ઘણે અંશે સફળ થયા, એમ મિલિન્દપઞ્હ વગેરે ગ્રંથો ઉપરથી સમજી શકાય છે.

૧૭૮. આ પરદેશી લોકોને ભિક્ષુઓના આચાર વિચાર ગમ્યા. પરંતુ પોતાના દેવોનો ત્યાગ કરીને એક બુદ્ધને શરણે જવા તેઓ

તૈયાર નહોતા. મહાયાન પંથમાં કનિષ્કને પણ અશોક જેટલી જ મહત્તા આપવામાં આવી છે. પરંતુ તેણે પણ પોતાના કુલ-દેવતાઓનો ત્યાગ ન કર્યો, એ બાબત તેના સિક્કાઓ ઉપરથી જાણી શકાય છે. બૌદ્ધ ધર્મ ઉપર માત્ર તેણે એટલી મહેરબાની કરી કે, કેટલાક સિક્કાઓ ઉપર બુદ્ધનું ચિત્ર પણ તેણે છપાવ્યું. પરંતુ અશોક જેવો રાજા મળવો અશક્ય હોવાથી બૌદ્ધ ભિક્ષુઓએ આટલામાં જ સંતોષ માની લીધો.

૧૭૯. શક રાજાઓ શૂરવીર હતા, અને શૌર્ય ઉપર તેમની પ્રીતિ હતી. તેમને પ્રસન્ન કરવા માટે બુદ્ધના પૂર્વજન્મની કથાઓને બૌદ્ધ ભિક્ષુઓએ આગળ કરી. આ કથાઓમાં નવરસમાંથી રૌદ્ર અને બીભત્સ રસો બીલકુલ નથી એમ કહીએ તોપણ ચાલે એમ છે. બાકીના રસ થોડા પ્રમાણમાં જોવામાં આવે છે. સાહિત્યના ગ્રંથોમાં દાનવીર, દયાવીર, ધર્મવીર અને યુદ્ધવીર એવા વીરરસના ચાર ભાગ છે. તેમાંના પહેલા ત્રણને આ જાતકકથાઓમાં વધારે મહત્ત્વ આપવામાં આવ્યું છે, એવું દેખાય છે. આ કથાઓ રાજાઓને ગમી, એટલું જ નહિ, પણ સામાન્ય લોકોને પણ બહુ ગમી, અને તેથી લોકોનાં મન પૌરાણિક બન્યાં.

૧૮૦. આ રીતે પુષ્યમિત્રની પછી ભિક્ષુઓએ રાજાશ્રય સંપાદન કરીને ફરી પોતાના ધર્મનું વર્ચસ્વ સ્થાપન કર્યું. રાજાઓને અને અધિકારી વર્ગને આ ધર્મ પ્રત્યે વાળવા માટે મૂળના બૌદ્ધ વાઙ્મયમાં એટલા બધા ફેરફાર કરવામાં આવ્યા કે, તેને બુદ્ધનો ઉપદેશ કેટલા પ્રમાણમાં કહેવો એની જ શંકા ઉપસ્થિત થાય. જો કે અહિંસા, સત્ય, વગેરે મુદ્દાઓ તેમણે છોડી દીધા નહિ; છતાં પણ તેમના ગ્રંથમાં મૂળના સાદા ઉપદેશનો અંશ ઘણો ઓછો રહ્યો હોય એમ લાગે છે. શક રાજાઓની બસો ત્રણસો વરસની કારકીર્દિમાં આ મહાયાન પંથનો પ્રસાર ઘણો થયો, અને જૂનો સ્થવિરવાદ પંથ

(મહાયાન પંથના લોકોએ આ પંથને હીનયાન નામ આપ્યું છે) પાછળ પડી ગયો. આ પંથના લોકો સિલોન, બ્રહ્મદેશ, શ્યામ અને કાંબોડિયા–આટલા ચાર દક્ષિણના દેશોમાં છે. બાકીના ઉત્તરના તિબેટ વગેરે લોકો મહાયાન પંથના છે. આથી મહાયાન પંથને ઉત્તરનો બૌદ્ધ પંથ, અને સ્થવિરવાદ કે હીનયાન પંથને દક્ષિણનો બૌદ્ધ પંથ કહેવાનો રિવાજ છે. અસ્તુ.

૧૮૧. મહાયાન પંથના પ્રસારને લીધે બ્રાહ્મણો તદ્દન પાછળ પડી ગયા. સામાન્ય લોકોના દેવોને મહાયાન પંથે અપનાવી લીધા, અને યજ્ઞયાગ વગેરેને તો શકો કે યવનો આશ્રય આપતા નહોતા. નાનાં નાનાં ગૃહ્યસંસ્કારનાં કૃત્યો કરીને બ્રાહ્મણો ઉદરનિર્વાહ ચલાવી શકે એમ હતું. પણ આ ધંધો રાજાશ્રય જેટલો લાભદાયક નહોતો. બૌદ્ધ ભિક્ષુઓ માત્ર મહાદેવને પોતાના પંથમાં અપનાવી શક્યા નહિ. કારણકે તેની વાર્તાઓને અહિંસક સ્વરૂપ આપવાનું લગભગ અશક્ય જ હતું. આથી શક રાજાઓને પ્રસન્ન કરવા માટે અને એમ કરીને રાજકીય દક્ષિણા મેળવવા માટે મહાદેવના પૂજારી બનવાનો એક જ માર્ગ તેમને માટે ખુલ્લો હતો; અને તે તેમણે કચવાતા મને પણ લીધો હશે. પણ આ માર્ગ સ્વીકાર્યા પછી એ લાભદાયક છે, એમ તેમણે જાણ્યું. કારણ કે માત્ર શક રાજાઓ તરફથી જ નહિ, પણ તેમના માંડલિક રાજાઓ પાસેથી પણ બ્રાહ્મણોને મહાદેવની પૂજાના બદલામાં ઘણી દક્ષિણા મળવા લાગી.

૧૮૨. 'इन्द्र-वरुण-भव-शर्व-रुद्र-मृड-हिमारण्य-यव-यवन-मातुलाचार्याणामानुक्' (૪–૧–૪૯), આ પાણિનિના સૂત્ર ઉપરથી ભવાની, શર્વાણી, રુદ્રાણી અને મૃડાણી દેવીઓની પૂજા તે સમયે કરવામાં આવતી હશે એ સિદ્ધ થાય છે. આ ચાર દેવીઓ જુદી જુદી હતી કે એક જ દેવીનાં ચાર નામ હતાં તે ચોક્સ કહી શકાતું નથી; પણ આગળ જતાં તે બધાં જ નામો એકલી

પાર્વતીનાં જ થયાં; અને પાર્વતીની પૂજા પણ લોકપ્રિય થઈ. આથી ગામેગામની જૂદી જૂદી દેવીઓનો આ એક જ દેવીમાં સમાવેશ કરીને તે દેવીઓની પૂજા કરવાનું પણ બ્રાહ્મણોને લાભકારક જણાયું. આ રીતે બ્રાહ્મણોએ યજ્ઞયાગને એક બાજુ મૂકીને જે પરિસ્થિતિ ઉત્પન્ન થઈ તે પ્રમાણે વર્તીને પોતાની ઉપજીવિકા ચલાવી. અને તેથી મહાદેવ અને પાર્વતીને અધિકારી–ઉંચી જાતિઓમાં બહુ મહત્ત્વ મળ્યું.

૧૮૩. આ જ અરસામાં વિહારોના નિયમોથી અસંતુષ્ટ થએલા શ્રમણો અને જટિલોના મિશ્રણથી લિંગપૂજાને પ્રાધાન્ય આપનારો પાશુપત લોકોનો પંથ શરૂ થયો.* પહેલાં બ્રાહ્મણો લિંગપૂજા કરતા નહિ હોય, પરંતુ આગળ જતાં પાશુપતોના પ્રભાવથી રાજાઓ પણ જ્યારે લિંગને ખભા ઉપર રાખીને ચાલવા લાગ્યા, ત્યારે બ્રાહ્મણોએ લિંગપૂજા પણ શરૂ કરી. આથી બ્રાહ્મણોને રાજાશ્રય જ માત્ર નહિ પણ પાશુપતોનો આશ્રય પણ પ્રાપ્ત થયો.

૧૮૪. શકોનું રાજ્ય દોદણું થઈ ગયા પછી પહેલા ચન્દ્રગુપ્ત રાજાએ ગુપ્ત સામ્રાજ્યનો પાયો નાખ્યો. સમુદ્રગુપ્તે તેના ઉપર સામ્રાજ્યની મોટી ઈમારત ચણી. આ ગુપ્ત રાજાઓ વાસુદેવના ભક્ત હતા. વાસુદેવ તેમનો કુલદેવ હતો એમ અગાઉ કહી ગયા છીએ+ છતાં મહાદેવની પૂજાનો તેમણે બીલકુલ વિરોધ ન કર્યો. આથી તે પૂજા એમને એમ ચાલુ રહી; અને તેની પાછળ પાછળ વાસુદેવની પૂજા પણ શરૂ થઈ. કયા દેવની પૂજા કરવી અને કયા દેવની ન કરવી, એ બાબતનો વિધિનિષેધ બ્રાહ્મણોએ સાવ છોડી દીધો. ગમે તે દેવ હો, જો તેની પૂજા કરવાથી દક્ષિણા મળે એમ હોય તો બ્રાહ્મણો ગમે તે દેવની પૂજા કરવા ખડે પગે તૈયાર હતા.

---

* વિ૦ ૩, ૮૯–૯૧. + વિ૦ ૩, ૧૨૨.

અને આ ગુપ્તકાળમા જ અનેક દેવોની અને તીર્થોની મહત્તા વધારવા તેમણે અનેક પુરાણો રચ્યાં.

૧૮૫ अदैवं दैवतं कुर्युर्दैवतं चाप्यदैवतम् ।
यमिच्छेयुः स राजास्याद्यो नेष्टः स पराभवेत् ॥*

(બ્રાહ્મણો અદૈવને દૈવત અને દૈવતને અદૈવત બનાવશે, મરજી પડે તેને રાજા બનાવશે, અને જે જોઈ તો નહિ હોય તેનો પરાભવ થશે.) લગભગ વીશ વરસ પહેલા શ્રી ચિ. વિ. વૈદ્યના સક્ષિપ્ત મહાભારતમા જ્યારે આ શ્લોક મારા વાચવામા આવ્યો ત્યારે મને એમ લાગેલુ કે, બૌદ્ધ અને જૈન શ્રમણો ઉપરની ચીડને લીધે બ્રાહ્મણોએ લિંગને દેવ બનાવ્યુ. પણ હવે વણા વિચારને અતે એમ લાગે છે કે, શકોની ચડાઈ પહેલા કે પાછળથી કોઈ પણ વખતે બ્રાહ્મણોમા આ સામર્થ્ય નહોતુ.

૧૮૬ ઈદ્ર જેવાને બ્રાહ્મણોએ કેવળ નિરુપાય થઈને દેવ બનાવ્યો. શક રાજાઓએ જો પોતાની જ ઉપાસના કરાવવાની શરૂઆત કરી હોત, તો બ્રાહ્મણો તેમની પૂજા કરવામા પાછા ન હટત. પણ શક રાજાઓ મહાદેવના ભક્ત હોવાથી, આત્મપૂજા કરતા તેમને પોતાના કુલદેવની પૂજા વધારે મહત્ત્વની લાગી, અને તેમને ગમે એ રીતે બ્રાહ્મણોએ એ કામ કરી આપ્યુ. તે હજી પચે ન પચે ત્યા તો ગુપ્ત રાજાઓએ વાસુદેવને આગળ કર્યો, અને બ્રાહ્મણોએ તેની પૂજા શરૂ કરી એટલુ જ નહિ, પણ તે સમયે જેટલા દેવ-દેવીઓ હતા તે બધાના પુરાણો રચીને તેમણે તો પોતાનો ઉદર-નિર્વાહ રીતસર ચાલે એવો જ ધોરી માર્ગ સ્વીકાર્યો યત્ન કરીને

* સક્ષિપ્ત મહાભારત, અનુશાસન પર્વ અ૦ ૨, ૬૩; કુભકોણ, અનુ૦ ૫૦ અ૦ ૬૮, ૬૭ આ પર્વમા અધ્યાય ૬૮–૭૧ બ્રાહ્મણ મહાત્મ્ય સબધે છે તે મૂળમાં જોવા

દક્ષિણા મળે તોપણ ભલે, અને કોઈ પણ દેવની પૂજા કરવાથી મળે તોપણ ભલે, એવી જ તેમની સદાની સમજણ હોય એવું જણાય છે

૧૮૭ લોકમાન્ય ટિળકે એક વાર વૈદિક ધર્મની વ્યાખ્યા નીચે પ્રમાણે કરી હતી —

प्रामाण्यबुद्धिर्वेदेषु साधनानामनेकता ।
उपास्यानामनियम एतद्धर्मस्य लक्षणम् ॥[1]

તે કરતા જો નીચે પ્રમાણે વ્યાખ્યા કરી હોત તો વધારે શોભત —

योगक्षेमो ब्राह्मणाना जायते येनकेनचित् ।
तदेव वैदिक कर्म स धर्मो वैदिक स्मृत ॥[2]

અને અગાઉ આપી ગએલ મહાભારતના શ્લોકને બદલે—

अदेवं देवत कुर्युर्लभेरन्यदि दक्षिणाम् ।
राज्ञा प्रियाण्याख्यजेयु पुराणान्यपि चार्थिन ॥[3]

આવો શ્લોક જો લખેલ હોત, તો વધારે ઇતિહાસાનુરૂપ કહી શકાત

૧૮૮ આ સ્થિતિ માટે બ્રાહ્મણોને દૂષણ શામાટે એવું નથી કારણ કે, વેદકાળથી જ રાજાનુવર્તિત્વ એ તો તેમનુ શીલ બન્યુ હતું 'राजा कालस्य कारणम्', 'ना विष्णुः पृथिवीपति' વગેરે કહેવતો પ્રસિદ્ધ છે જ, પરતુ શ્રમણોનુ આવુ નહોતુ તેમના પથે દુ ખી જનતાને માટે ઉભા થયા લોકોમા સમતા પેદા કરવી

૧ વેદ પ્રમાણ છે એવી બુદ્ધિ, વિવિધ સાધનો અને ઉપાસ્ય દેવતાઓનો નિયમ ન હોવો એ ધર્મનું લક્ષણ છે

૨ જેનાથી બ્રાહ્મણોનો યોગક્ષેમ થાય એને જ વૈદિક કર્મ અને એને જ વૈદિક ધર્મ કહેવો જોઇએ

૩. જો દક્ષિણા મળે તો અદૈવતને દૈવત કરો અને દ્રવ્યલાભ માટે રાજાઓને પ્રિય એવા પુરાણો પણ રચશે

એ તેમનું મુખ્ય ધ્યેય હતું. એટલે આવે પ્રસંગે આગળ આવીને તેમણે આવી બાબતોનો વિરોધ કરવાની ફરજ હતી. બ્રાહ્મણો ગમે તે દેવદેવીની પૂજા કરવા લાગ્યા, રાજાઓ ખભા ઉપર શિવલિંગ લઈને ફરવા લાગ્યા, શ્રમણોએ પાશુપત જેવો બીભત્સ પંથ કાઢ્યો, જાતિભેદની વળી નવી શાખાઓ ફૂટવા લાગી, અસ્પૃશ્યોની હેરાનગતિ વધવા લાગી, છતાં પણ શ્રમણો તો સ્વસ્થ બેઠા હતા! આજકાલનો સામાન્ય માણસ પણ આવી પરિસ્થિતિમાં ઉદ્વેગ પામે, પરંતુ તે કાળના શ્રમણોને બિલકુલ વિષાદ લાગ્યો જ નહિ. તેમના વિહારોનાં ઈનામો ચાલુ જ હતાં. રાજાઓ તેમને માન આપતા, અને મધ્યમ લોકો તરફથી ભિક્ષા મળતી હતી તથા આદરસત્કાર સારી રીતે થતો હતો. પછી શૂદ્ર અને ચાંડાલ નીચોવાઈ જતા હોય, કે ગમે તે દેવની પૂજા થાય તેની આ સુખવસ્તુ શ્રમણોને શી પરવા હોય?

## ફાહિયાનનો સમય

૧૮૯. ચીની પ્રવાસી ફાહિયાન બીજા ચંદ્રગુપ્તના સમયમાં હિંદુસ્તાનમાં આવ્યો. મથુરાની આસપાસના પ્રદેશનું વર્ણન કરતાં તે લખે છે, "આ પ્રદેશને મથુરાં કહે છે. વળી અમે યમુનાને કાંઠે કાંઠે ચાલ્યા. આ નદીની બન્ને બાજુએ વીશ સંઘારામ છે, અને તેમાં ત્રણેક હજાર ભિક્ષુઓ રહે છે. બુદ્ધધર્મનો વિકાસ અને ઉત્કર્ષ થતો જાય છે...આ દેશના રાજાઓ બુદ્ધધર્મ ઉપર દૃઢ વિશ્વાસ રાખનારા છે. તેઓ ભિક્ષુઓને દાન આપતી વખતે પોતાની પાઘડીઓ ઉતારીને એક બાજુએ મૂકે છે રાજાના કુટુંબનાં બધાં માણસો તથા બધા મુખ્ય પ્રધાનો પોતાના હાથે ભિક્ષુઓને દાન આપે છે. ભિક્ષુઓનું ભોજન પૂરૂ થયા પછી એક બાજુએ શેતરંજી પાથરીને તેઓ તેના ઉપર બેસે છે. ભિક્ષુઓની સમક્ષ તેઓ કદી

પણ ઉચ્ચાસન ઉપર બેસી શકતા નથી. બુદ્ધના સમયથી આજ સુધી દાનવિધિના નિયમો ચાલુ છે...

૧૯૦. "આ આખા દેશમા ચંડાળ સિવાય બીજા લોકો પ્રાણીહિંસા કરતા નથી અને દારૂ પીતા નથી, ડુંગળી અને લસણ ખાતા નથી. ચાંડાળોને પાપી કહે છે, અને તેઓ ગામની બહાર રહે છે. જ્યારે તેઓ શહેરમાં કે બજારમાં આવે છે ત્યારે લોકોને સૂચના આપવા માટે લાકડાના મોટા ટુકડા ઉપર લાકડાની દાંડી ભટકાવીને અવાજ કરે છે આથી બીજા લોકો તેમને ઓળખે છે અને તેમના સ્પર્શથી દૂર રહે છે. આ દેશના લોકો ડુક્કર અને કુકડા પાળતા નથી અને ઢોર વેચવાનો ધંધો કરતા નથી. તેઓ બજારમાં કસાઈખાના કે દારૂના પીઠા રાખતા નથી. ખરીદવેચાણમા તેઓ કોડીઓ વાપરે છે. માત્ર ચાંડાળો શિકાર કરે છે અને માંસ વેચે છે.

૧૯૧ "ઠેઠ બુદ્ધના પરિનિર્વાણથી માંડીને આ દેશમા રાજાઓએ અને શ્રીમંત લોકોએ ભિક્ષુઓ માટે વિહાર બંધાવ્યા છે, અને માણસો તથા ગાય-બળદો સહિત જમીનો, ઘરો, અને બાગ-બગીચા ઈનામ તરીકે આપીને તેમની વ્યવસ્થા કરી છે. કોતરેલા લેખ પરંપરાથી ચાલુ રાખવામા આવ્યા છે આજ સુધીમાં તે લેખોનો ભંગ થયો નથી કારણ કે, કોઈ પણ માણસ તે લેખો પાછા લેવા સમર્થ નથી જે ભિક્ષુઓ વિહારમા રહે છે, તેમને માટે બિછાના, ગોદડીઓ, ખાનપાન અને વસ્ત્ર બધી ચીજો કસર વગર પૂરી પાડવામાં આવે છે. દરેક જગાએ આ પરિસ્થિતિ ચાલુ છે. ભિક્ષુઓ પોતાના જીવનના નિયમો પાળવામા, સ્વાધ્યાય કરવામા, કે ધ્યાન-સમાધિમાં દક્ષ રહે છે "*

૧૯૨. આ રીતે ભિક્ષુઓનો યોગક્ષેમ બરાબર ચાલતો હતો.

* Buddhist Records, Introduction, p p xxxvii xxxviii.

વિહારોને ખેતરો, ઘરો, બાગબગીચા, માણસો, ગાય–બળદ વગેરે બધું ઈનામ તરીકે મળતુ હોય તો પછી વાંધો શો? પણ આ જ અરસામા બીજા મંપ્રદાયોનુ જોર પણ કેમ જામતુ જતુ હતુ તે જુઓ. ફાહિયાન લખે છે, "મધ્ય હિંદુસ્તાનમાં* છન્નુ મિથ્યાદષ્ટિ મંપ્રદાયો છે. તેઓ આત્માની નિત્યતા માને છે. પ્રત્યેક મપ્રદાયની શિષ્ય-પરંપરાઓ છે. તેઓ ભિક્ષા માગે છે, પણ ભિક્ષાપાત્ર રાખતા નથી. વસ્તી ન હોય એવી જગાએ તેઓ પણમુસાફરો માટે ધર્મશાળાઓ બંધાવે છે, અને તેમાં મુસાફરોની વિશ્રાંતિની, સૂવાની, ખાવા-પીવાની વગેરે વ્યવસ્થા રાખવામા આવે છે. મુસાફરી કરતા હોય ત્યારે બૌદ્ધ લોકોની સગવડ પણ આ ધર્મશાળામા થાય છે, તેમની મરજી મુજબ તેમની જૂદી વ્યવસ્થા કરવામા આવે છે."×

૧૯૩. આ છન્નુ પંથો કયા હતા તેનાં નામ ફાહિયાને કોઈ જગાએ આપ્યાં નથી. તેને પણ તેની માહિતી ભાગ્યે જ હશે, અને માત્ર લોકોના કહેવા ઉપરથી જ આ મખ્યા તેણે લખી હશે. છતા ઇતિહાસનાં બીજા સાધનો ઉપરથી જણાય છે કે, તે કાળમા પાશુપતોનો પંથ વધતો જતો હતો તેઓ જૂદી જૂદી જગાએ ધર્મશાળાઓ બંધાવીને લોકોની સગવડ માચવતા હોય એમ લાગે છે. જૈન શ્રમણો અસ્તિત્વમા હતા જ, પરંતુ તેઓ ધર્મશાળા બાંધીને લોકોને સગવડ આપતા હોવાનો સભવ નથી, કારણ કે તે તેમના નિયમ વિરુદ્ધ છે. બૌદ્ધોના વિહારોમા માત્ર બૌદ્ધ ભિક્ષુઓની સગવડ થતી. પરંતુ પાશુપત જેવા બીજા સંપ્રદાયના સાધુઓ સામાન્ય લોકો માટે પણ મગવડ કરતા હતા એવુ જણાય છે, અને આથી જ બૌદ્ધ ભિક્ષુઓ કરતા તેઓ સામાન્ય લોકોને પ્રિય બન્યા હશે.

---

* આશરે વિંધ્ય, હિમાલય, બંગાલ અને પંજાબની વચ્ચેનો પ્રદેશ.

×Buddhist Records, p. xlviii.

## બ્રાહ્મણોને પુરાણો લાભકારક નીવડયાં

૧૯૪. આ સમય દરમ્યાન બ્રાહ્મણોએ પુરાણો ઉપર બહુ ભાર આપ્યો તેમ એવું જણાય કે બૌદ્ધોની બોધિસત્વની કથાઓ તો બહુ સૌમ્ય હોય કારણ કે, શ્રમણ લોકો અહિંસાનું અતિક્રમણ કરી શકતા નહિ, પરંતુ બ્રાહ્મણોને આવું કોઈ બંધન નહોતું. યજ્ઞયાગ બંધ થવાથી તેમની વ્યાવહારિક પશુહિંસા પણ બંધ થઈ, અને કદાચ તે જ કારણથી બ્રાહ્મણની હિંસાવૃત્તિના અનેક ફણગા આ પુરાણો રૂપે બહાર ફૂટયા. વળી તેમાં બીભત્સ અને રૌદ્ર રસની પણ રેલમછેલ થઈ.

૧૯૫. કાવ્યરસ વોકાવવા પ્રમાણમાં માદક તો હોય જ. લોકોને તે રસ પાવાની શરૂઆત બૌદ્ધ શ્રમણોએ કરી પણ તેમની સમક્ષ અહિંસાનું ધ્યેય હોવાથી, કાવ્યરસ હાનિકારક થાય એટલો નશો ઉત્પન્ન કરવાનું તેમને માટે શક્ય નહોતું. બ્રાહ્મણોને લોકોની પરવા બીલકુલ નહોતી. અર્થાત્ તેમણે શૃંગાર વગેરે કાવ્યરસો એટલા બધા તીવ્ર કર્યા, કે લોકોને તેનું વ્યસન લાગ્યું. પણ ગુપ્ત રાજાઓના રાજ્યમાં દારૂ પીવાની મનાઈ હોવાથી આ પૌરાણિક નવરસનું માનસિક મદ્ય લોકોને બહુ ગમી ગયું હશે. આજના સિનેમા ઉપર જેમ સેન્સરની દેખરેખ હોય છે, તેમ ગુપ્ત રાજાઓએ જો પુરાણો ઉપર દેખરેખ રાખી હોત, તો એક પણ પુરાણ દોષારોપમાંથી મુક્ત ન થઈ શકત. પરંતુ આ કંઈક ધાર્મિક છે, એમ સમજીને તેમણે બ્રાહ્મણોની આ કૃતિઓમાં હસ્તક્ષેપ કર્યો નહિ. અને કડક દારૂ પીનારને જેમ એથી પણ વધારે કડક દારૂ જોઈતો હોય છે, તેવી રીતે હિંદી જનતાને પણ આ પુરાણોની વધારે ને વધારે લગની લાગી હશે.

૧૯૬. બ્રાહ્મણોને મન તો આ એક મોટી ઉપજની ખાણ હાથ આવી. જ્યાં ત્યાં પુરાણોની કથા કરીને અને મનોરંજન કરીને

દક્ષિણા તો મળતી જ, પણ ઉપરાંત સાથેસાથ જ્યાં લાગ ફાવે ત્યાં પુરાણોમાં બ્રાહ્મણોનું મહત્ત્વ ધુમાડી દેવાની મધિ પણ તેમને મળતી. રાજાઓ પાસેથી મેળવેલી જાગીરોના રક્ષણ માટે વ્યાસના નામનો અને પુરાણના આધારનો તેઓ કેવો ઉપયોગ કરતા, એનાં ઘણાં ઉદાહરણો તેમણે મેળવેલા તામ્રપટોમાં વાંચવા મળે છે. નમુના તરીકે તેમાનું એક આપણે તપાસીએ.

૧૮૭.

उक्तं च महाभारते भगवता व्यासेन–
स्वदत्तां परदत्तां वा यत्नाद्रक्ष युधिष्ठिर ।
महीं महीमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनम् ॥
बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः ।
यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलम् ॥
प्रायेण हि नरेन्द्राणां विद्यते नाशुभागतिः ।
पूयन्ते ते तु सततं प्रयच्छन्तो वसुन्धराम् ॥
षष्टिवर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः ।
आच्छेत्ताऽनुमन्ता च तान्येव नरके वसेत् ॥
आस्फोटलन्ति पितरः प्रवलगन्ति पितामहाः ।
भूमिदोऽस्मत्कुले जातः स नस्त्राता भविष्यति ॥
सर्वसस्यसमृद्धां तु यो हरेत वसुन्धराम् ।
स्वविष्ठायां कृमिर्भूत्वा पितृभिस्सह मज्जति ॥*

(અને મહાભારતમા ભગવાન વ્યાસે કહ્યું છે–હે પૃથ્વીપતિઓમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! પોતે આપેલી હોય કે બીજાએ આપેલી હોય, એવી જમીનનું તું પ્રયત્ન પૂર્વક રક્ષણ કર ભૂમિદાન કરતાં દાન દીધેલી ભૂમિનું અનુપાલન કરવું શ્રેયસ્કર છે. આ ભૂમિનો સગરાદિ ઘણા

* Corpus Inscriptionum Indicarum. III. 119

રાજાઓએ ઉપભોગ કર્યો પણ જે જે વખતે જે જે રાજાની ભૂમિ હોય છે તે તે વખતે તે તે રાજાને ભૂમિદાનનું ફળ મળે છે કારણ કે, મોટે ભાગે રાજાઓને અશુભગતિ પ્રાપ્ત થતી નથી ભૂમિદાન કરવાથી તેઓ નરા શુદ્ધ થતા જાય છે ભૂમિદાન કરનારો સ્વર્ગમાં સાઠ હજાર વરસ સુધી આનંદ કરે છે તે પાછી પડાવી લેનાર કે તેમાં અનુમતિ આપનાર એટલા જ વરસ સુધી નરકમાં રહે છે દાન દેનારના પિતૃઓ તાળીઓ પાડે છે, અને પિતામહો ન ઈભારે છે, આમાં કુળમાં ભૂમિનું દાન કરનારો ઉત્પન થયો, તે અમને તારશે. સર્વ ધાન્યથી સમૃદ્ધ એવી ભૂમિનું જે હરણ કરશે તે પોતાના પિતૃઓ સહિત પોતાની જ વિષ્ટામાં કીડો થઈને બૂડી જશે.)

૧૯૮ આ તામ્રપત્ર ઉચ્ચકલ્પના મહારાજ જયનાથનો (ઈ સ. ૪૯૩–૯૪ સાલનો) છે તેની આગળ થઈ ગએલા મહારાજ હસ્તી વગેરેના લેખોમાં અને તેની પછી મહારાજ જયનાથના પુત્ર સર્વનાથે દીધેલ તામ્રપત્રોમાં પણ આમાના ઘણા શ્લોકો આવે છે પરંતુ તેના ક્રમમાં કે કેટલાક શબ્દોમાં થોડોક ફેરફાર જોવામાં આવે છે પરંતુ નમુના દાખલ ઉપરનું અવતરણ પૂરતું છે આના ઉપરથી પોતાના ઈનામોનું રક્ષણ બ્રાહ્મણો કઈ રીતે કરતા એની કલ્પના બરાબર થઈ શકે એમ છે, અને નરમેધ્યુઅલ હેરના મેકગાર્ડ પ્રત્યે હસવાનું કારણ રહેતું નથી આ મેકગાર્ડને બ્રિટિશ સૈનેરનું તો પીઠબળ હતું જ, પરંતુ બ્રાહ્મણોના મેકગાર્ડનું પીઠબળ સ્વાન, સ્વર્ગ અને નરક।

## દુર્ષકાળ

૧૯૯ ક્ષાદિયાન પછી એટલે કે ગુપ્ત રાજાઓના મધ્યાહ્નકાળ પછી પુરાણોનો અને પાશુપતોનો વિસ્તાર ક્રમ થતો ગયો, એ આજે

જે સાધનો ઉપલબ્ધ છે તેના ઉપરથી કહેવું મુશ્કેલ છે. બધાં પુરાણોનો બરાબર અભ્યાસ કરવામાં આવે તો તેમાંથી ઘણી માહિતી એગી કરી શકાય ખરી; પરંતુ તે કામ કરવા માટે જે સગવડ જોઈએ તે મારી પાસે નથી. આથી ફાહિયાનથી હર્ષના સમય સુધીની આ માહિતી મેળવવાનું કામ કોઈ ઉત્સાહી ઇતિહાસકાર ઉપર છોડીને આપણે હર્ષકાળનો વિચાર કરીએ.

૨૦૦. હ્યુએનત્સંગ સાતમા સૈકાના પ્રથમ પાદમાં હિંદુસ્તાનમાં આવ્યો. તે વખતે આખો દેશ બૌદ્ધોના વિહારોથી ભરેલો હતો. છતાં પણ કાશ્મીરમાં ત્યાંના લોકોએ વિહારોની વિરુદ્ધ બંડ કર્યાની હકીકત તેના સાંભળવામાં આવી હતી ખરી. ઉપરાંત શશાંક રાજાના જુલમની હકીકત પણ તેણે લખી છે. બંગાળાના રાજા શશાંકે બુદ્ધગયાના વિહારોનો ધ્વંસ કર્યો, અને બોધિવૃક્ષને મૂળમાંથી ઉખેડીને સળગાવી મૂક્યું. આથી મગધ દેશના બૌદ્ધ સંઘો ઉપર મોટી આફત આવી. આ રાજા ગુપ્ત વંશનો હશે, એવું અનુમાન વિન્સેન્ટ સ્મિથે કર્યું છે. પરંતુ મંજુશ્રીમૂલકલ્પ (શ્લોક ૭૨૦) ઉપરથી તે બ્રાહ્મણ હશે એમ કલ્પી શકાય છે, અને તે જ બરાબર છે. હર્ષવર્ધનનો ભાઈ રાજ્યવર્ધન જ્યારે માળવા ઉપર ચડાઈ કરવા ગયો ત્યારે શશાંકે ષડ્યંત્ર રચીને તેનું ખૂન કરાવ્યું. આ ઉપરથી એમ લાગે છે કે, માલવદેશનો રાજા તથા શશાંક બન્ને વચ્ચે કંઈક ગુપ્ત તહ હોવો જોઈએ; અને તેથી શશાંકે રાજ્યવર્ધનનું ખૂન કરાવ્યું.

૨૦૧. રાજ્યવર્ધન પછી શ્રીહર્ષ ગાદીએ બેઠો, અને છ સાત વરસમાં પોતાના રાજ્યના બંડખોડા બેસારી દઈને પોતાના રાજ્યનો પાયો મજબૂત કર્યો. બૌદ્ધ સંઘ તરફનો શ્રીહર્ષનો પક્ષપાત પ્રસિદ્ધ છે. તે દર પાંચ વરસે પ્રયાગમાં મોક્ષ નામનો એક મોટો દરબાર

ભરતો, અને પોતાની તિજોરીમાંના બધા ધનનું દાન કરીને પોતે ભિક્ષુનાં વસ્ત્રો પહેરતો. આ સિવાય પણ વચ્ચે વચ્ચે કોઈ કોઈ વાર મોટી સભાઓ ભરીને તેમાં શીલવાન અને વિદ્વાન શ્રમણ-બ્રાહ્મણોનો સત્કાર કરતો.

૨૦૨. એક વાર શ્રીહર્ષે પોતાની રાજધાની પાસેના એક સંઘારામમાં આવો જ મોટો દરબાર ભર્યો. આ દરબારમાં આસામનો કુમારરાજા તથા શિલાદિત્યના રાજ્યના બધા માંડલિક રાજાઓ હાજર હતા. આ ઉત્સવ માટે સો ફૂટની ઉંચાઈનો એક ભવ્ય મિનારો બાંધવામાં આવ્યો હતો, અને તેમાં રાજાની ઉંચાઈ જેટલી ઉંચી બુદ્ધની એક સુવર્ણમૂર્તિ રાખવામાં આવી હતી: આ પ્રસંગે એકવીશ દિવસ સુધી શ્રમણબ્રાહ્મણોને અન્નવસ્ત્ર વગેરેનું દાન આપવામાં આવ્યું. પણ છેલ્લે દિવસે એકાએક એ ભવ્ય મિનારાને આગ લાગી. આથી શિલાદિત્ય બહુ દુ:ખી થયો, અને એકદમ પોતાના નિવાસસ્થાનમાંથી સંઘારામના દરવાજા તરફ દોડતો દોડતો ગયો. આશ્ચર્ય તો એ કે, તે આગ આગળ ન ફેલાતાં એટલેથી જ અટકી ગઈ. તે પછી આસપાસનો દેખાવ જોવા માટે પોતાના બધા માંડલિકો સાથે તે પાસેના સ્તૂપ ઉપર ચઢ્યો. ત્યાંથી નીચે ઉતરતાં એક પાખંડીએ છરો લઈને તેના ઉપર હુમલો કર્યો. શિલાદિત્યે નીચા નમી જઈને પોતાની જાતને બચાવી લીધી, અને તે પાખંડીને પકડીને નીચે લાવવામાં આવ્યો.

૨૦૩. તે પાખંડીને દેહાંતદંડ આપવાની સલાહ બધા માંડલિક રાજાઓએ આપી. પણ શિલાદિત્યે તેમ નહિ કરતાં હુમલો કરવાનું કારણ તેને પૂછ્યું. તેની જુબાની ઉપરથી એમ જણાયું કે આ કાવતરામાં અનેક પાખંડીઓ સામેલ છે, આ માણસ તો માત્ર તેમના હાથનું રમકડું છે. ત્યાર પછી રાજાએ તે બધા પાખંડીઓ અને તેના ભક્તોને બોલાવીને તપાસ કરી. તેના ઉપરથી એમ

જણાયું કે, આ કાવતરામાં પાંચસો વિદ્વાન બ્રાહ્મણો સામેલ હતા. રાજા બૌદ્ધ શ્રમણોને આટલું બધું માન આપે છે, એ તેમને રુચ્યું નહિ. તીર ઉપર બળગતા કાકડા બાંધીને તેમણે તે મિનારા ઉપર ફેંક્યા, અને મિનારાને આગ લગાડી. આ આગ વખતે લોકોમાં દોડાદોડી શરૂ થશે, અને તેથી તે સમયે લાગ મળે ત્યારે શિલાદિત્યનું ખૂન કરવું, એવી તેમની યોજના હતી. પરંતુ મિનારાની આગ બૂઝાઈ જવાથી કંઈ દોડાદોડી થઈ નહિ. આથી તેમણે તે પાખંડીને ખૂન કરવા માટે મોકલ્યો. આ રીતે આ કાવતરૂં બહાર પડતાં, બધા માંડલિક રાજાઓએ એવી માગણી કરી કે, બધા પાખંડીઓનો એકદમ ઉચ્છેદ કરવો. શ્રીહર્ષને આ માગણી રુચી નહિ. કાવતરાના મુખ્ય માણસોને તેણે શિક્ષા કરી અને બીજાને હદપાર કર્યા; તેમાં પાંચસો બ્રાહ્મણો હતા.*

૨૦૪. શશાંક રાજા કાવતરૂં કરીને રાજ્યવર્ધનનું ખૂન કરાવે છે, અને બુદ્ધગયાના વિહારોનો ધ્વંસ કરીને ભિક્ષુઓને ત્રાસ આપે છે. શ્રીહર્ષ તેના ઉપર ચડાઈ કરીને તેની શક્તિ ઘટાડી દે છે. પણ તેને પરિણામે વળી બીજું કાવતરૂ રચાય છે અને શ્રીહર્ષનું ખૂન કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે, અને આ ખૂનની પાછળ કોનો હાથ હતો એ જોઈએ તો ઘણા પાખંડી અને બ્રાહ્મણો હતા, એ હકીકત બહાર આવે છે. આ બધી ખટપટો ઉપરથી શશાંકના રાજકારણની પાછળ, બ્રાહ્મણોનો અને પાશુપતોનો આમાં હાથ હતો એમ માનવું ગેરવાજબી નથી. શશાંકની પહેલાંના ગુપ્ત રાજાઓ બધા પ્રત્યે સમભાવથી વર્તતા, તેથી તેમની કારકિર્દી દરમ્યાન બૌદ્ધો ઉપર જુલમ ન થયો, પણ તેમનું સામ્રાજ્ય દોદળું થઈ ગયું કે, તરત જ પાશુપતોએ અને શ્રમણદ્વેષ્ટા બ્રાહ્મણોએ આ કાવતરાં શરૂ કર્યાં.

૨૦૫. આ સંકટકાળ બૌદ્ધોને માટે મનનીય થવાની જરૂર હતી.

* Buddhist Rocords. i pp. 218-221

સામાન્ય જનતામાં ભળી જઈને દુખી લોકોને હિતોપદેશ કરવાનો બુદ્ધે જે રિવાજ દાખલ કર્યો હતો તેનું પુનરુજ્જીવન કરવાની આ યોગ્ય તક હતી પણ એ રિવાજનો એક અગત્યનો ભાગ બૌદ્ધ શ્રમણો જાણતા નહોતા. વિહારોમાં બેસીને વણિક અધિકારી વર્ગોને આશ્રયરૂપ થઈ શકે એવા ન્યાય વગેરેના ગ્રંથો લખવા એ જ તેમનો ધંધો થઈ પડ્યો હતો. આને લીધે વણિક લોક તેમને દૈનિક આપતા, અને નવા લોકોમાંનું તેમનું જીવન જનું સુખમય રીતે પસાર થતું. પછી સામાન્ય જનતા માટે સંશોધન કરવાનું તેમને શા માટે સૂઝે?

૨૦૬ વિનયપિટકના ચુલ્લવગ્ગમાં બે બ્રાહ્મણ ભાઈઓની આ પ્રમાણે વાત આવે છે —“ યમેળુ અને તેકુલ* બ્રાહ્મણ જાતિના વિદ્વાન ભાઈઓ ભિક્ષુ થયા હતા. તેઓએ એક વાર ભગવાનને વંદન કરીને બોલ્યા : ‘હાલમાં જુદા જુદા ભિક્ષુઓ પોતપોતાની ભાષામાં બુદ્ધોપદેશ કરે છે, એટલે અમને એ ઉપદેશ વૈદિક ભાષામાં ચઢાવાની પરવાનગી આપો.’ આ માટે ભગવાને તેમને ઠપકો આપ્યો અને કહ્યું, ‘બુદ્ધોપદેશનું વૈદિક ભાષામાં ભાષાંતર ન કરવું પણ પોતપોતાની ભાષામાં બુદ્ધોપદેશ કરવાની હું રજા આપું છું.’ ” આ વાર્તા બુદ્ધના સમયની હોય એ શક્ય નથી. બુદ્ધના પરિનિર્વાણ પછી ત્રણ ચાર સૈકાઓ બાદ એટલે કે મહાયાન પંથનો પ્રચાર થયો તેની શરૂઆતમાં લીને ચુલ્લવગ્ગમાં ઘુસાડવામાં આવી છે. તે સમયના ભિક્ષુઓમાં પોતાના કર્તવ્યનું થોડું ઘણું ભાન પણ હતું એમ કહેવું જોઈએ. બુદ્ધના ઉપદેશને વૈદિક ભાષામાં ન લખતાં ચાલુ ભાષામાં જ તે રખાવો જોઈએ, એવો આ કથાનો સાર છે.

---

* ઓલ્ડેનબર્ગનો (H. Oldenberg's) પાઠ ‘યમેળુ-તેકુલ’ છે. પરંતુ સયામી સંસ્કરણમાં ‘મેટ્ટુ-કોટુ’ એવો પાઠ લીધો છે.

૨૦૭ પરંતુ મહાયાન ગ્રંથકારોને ચાલુ ભાષા પ્રત્યે પૂર્ણ તિરસ્કાર હોય એવું જણાય છે. કારણ સ્પષ્ટ છે કે, તેમને લોકકલ્યાણ કરતાં પોતાના મઠારામોના કલ્યાણની ચિંતા વધારે હતી, અને સંઘારામના સુખસ્વાસ્થ્યનો બધો આધાર વરિષ્ઠ અધિકારી વર્ગ ઉપર હતો. આથી આ વર્ગને ગમતી ઉચ્ચ ભાષામાં જ ગ્રંથરચના કરવી એ તેમની ફરજ બનતી હતી. આજે જેમને રાજાશ્રય જોઈતો હોય એવો ઈંગ્લિશ ભાષા જાણનારો કોઈ માણસ દેશી ભાષામાં પુસ્તક લખશે ખરો?

૨૦૮ શ્રીહર્ષની પૂર્વે એટલે કે, ગુપ્તરાજાઓના સમયમાં અને શ્રીહર્ષની પછી આઠમા સૈકાની સમાપ્તિ સુધીમાં બૌદ્ધ શ્રમણોએ પુષ્કળ સાહિત્ય નિર્માણ કર્યું. વસુબંધુનો અભિધર્મકોષ, દિઙ્નાગનો પ્રમાણસમુચ્ચય, શાંતિદેવનો બોધિચર્યાવતાર, શાંતિરક્ષિતનો તત્ત્વસંગ્રહ વગેરે ઉત્તમોત્તમ બૌદ્ધ સંસ્કૃત ગ્રંથો આ સમયમાં રચાયા. આ કાળમાં લખાયેલ ઘણું બૌદ્ધસાહિત્ય આજે આપણા દેશમાંથી નાશ પામ્યું છે, પરંતુ તિબેટી અને ચીની ભાષામાં થયેલાં તેનાં ભાષાંતરો હજી ઉપલબ્ધ છે અને કોઈક વાર તિબેટ અને ચીન દેશના મોટા મોટા બૌદ્ધવિહારોમાંથી આ ગ્રંથોની મૂળ સંસ્કૃત નકલો પણ હાથ આવશે એવી આશા રાખી શકાય છે. ઇતિહાસ લખવામાં તેમનો ઘણો ઉપયોગ થશે. પણ તેમ થાય તોપણ ભિક્ષુઓએ સામાન્ય જનતાના હિતનો માર્ગ છોડીને વરિષ્ઠ વર્ગની મરજી સંપાદન કરવાના માર્ગનો સ્વીકાર કર્યો, એ વિધાનને કોઈ જાતની અડચણ આવતી નથી.

૨૦૯ શશાંકે બૌદ્ધો ઉપર જે આક્રમણ કર્યું તેનાથી માત્ર મગધમાં જ નહિ, પણ હિંદુસ્તાનના બીજા ઘણા પ્રાંતોમાં પણ બૌદ્ધધર્મ નષ્ટપ્રાય થવાની અણી ઉપર હતો. પરંતુ સુદૈવે શ્રીહર્ષ રાજગાદીએ આવ્યો, અને તેણે બૌદ્ધધર્મનો ઓલવાતો દીવો

થોડો કાળ ટકાવી રાખ્યો. તેના મરણ પછી નાલંદા અને બીજા સંઘારામોની સ્થિતિ કેમ બદલાતી ગઈ એ સમજવાનો કોઈ માર્ગ નથી. પરંતુ આઠમા સૈકામાં હિંદુસ્તાનમાં આવેલ ચિની પ્રવાસી ઈત્સિંગના પ્રવાસવૃત્તાન્ત ઉપરથી એવું જણાય છે કે, આ દીવાનો પ્રકાશ ધીમે ધીમે ઝાંખો થતો જતો હતો, અને તે ઓલવાઈ જવાની તૈયારીમાં હતો.

## શૈવોનો જુલમ.

૨૧૦. ઈ. સ. ના સાતમા સૈકાની શરૂઆતમાં શશાંકે જેમ ઉત્તર તરફના બૌદ્ધો ઉપર જુલમ કરવા માંડ્યો, તેવી જ રીતે કૂન, નેડુમારન્ કે સુંદર પાંડ્યે આ સૈકાના ઉત્તરાર્ધમાં દક્ષિણના જૈનો ઉપર જુલમ કરવાનું શરૂ કર્યું. આ રાજા જ્યારે ગાદીએ બેઠો ત્યારે તે જૈનધર્મી હતો. પરંતુ તેની સ્ત્રીના ગુરુ તિરુગ્નાનસંબંદે તેને શૈવ ધર્મની દીક્ષા આપી, ત્યારથી તે પોતાના અગાઉના ધર્મગુરુઓ ઉપર—જૈન સાધુઓ ઉપર ઉતરી પડ્યો. તેણે અનેક રીતે તેમના ઉપર જુલમ કરવા માંડ્યો. આઠ હજાર કરતાં પણ વધારે જૈન સાધુઓને તેણે યાતનાઓ આપીને મારી નાખ્યા. તેણે કરેલાં ક્રૂર કૃત્યોનું પ્રદર્શન, અર્કાટમાં આવેલ તિરુવત્તુર મંદિરની ભીંત ઉપરના કોતરેલાં ચિત્રોમાં, કરવામાં આવ્યું છે. તેનાં અઘોરી કૃત્યોને લીધે દક્ષિણમાં જૈન ધર્મને જબરો ધક્કો લાગ્યો.*

૨૧૧. ઈ. સ. ના સોળમા સૈકામાં સિંહલદ્વીપનો રાજા રાજસિંહ પોતાના બાપને મારીને ગાદી ઉપર બેઠો. તેણે બૌદ્ધ સંઘને નિમંત્રણ આપ્યું અને પિતૃવધનું પ્રાયશ્ચિત્ત શું કરવું, એ પ્રશ્ન તેમને પૂછ્યું. પરંતુ ભિક્ષુસંઘે એવો નિકાલ આપ્યો, કે પ્રાયશ્ચિત્ત આપવું એ અમારા હાથની વાત નથી. આથી તેણે શૈવ ધર્મનો અંગીકાર કર્યો

* Early History of India, pp. 474–75

અને બૌદ્ધો ઉપર જુલમ ગુજારવા લાગ્યો. ચાર પાંચ વરસની અવધિમાં તો આખા સિંહલદ્વીપમાં એક પણ બૌદ્ધ ભિક્ષુ જીવતો ન રહ્યો. મોટાં મોટાં બૌદ્ધ પુસ્તકાલયો તેણે પોતાને હાથે સળગાવ્યાં. એમ કહે છે કે આ કામ તેણે સતત ત્રણ માસ સુધી કર્યું. સદ્‌ભાગ્યે તેની કારકિર્દીનો વહેલો અંત આવ્યો. જાંબુડાં ખાવા જતાં પગમાં ઝેરી કાંટો વાગવાથી તે મૃત્યુ પામ્યો.* પણ તેની આ ટૂંકી કારકિર્દીને પરિણામે ય સિંહલદ્વીપમાંનો બૌધધર્મ નષ્ટપ્રાય થયો.

૨૧૨. પરંતુ સિંહલદ્વીપમાં શૈવોનું જોર ઝાઝો વખત ચાલી શકે એવું નહોતું. એક તો હજારો વરસોની ટેવને લીધે બૌદ્ધધર્મ લોકોની રગેરગમાં ફેલાઈ ગયો હતો, અને બીજું, શૈવ લોકો તામીલ દેશમાંથી આવેલા હોવાથી સિંહલી લોકો તેમને માને એવો સંભવ નહોતો. આથી રાજસિંહની પછી ગાદીએ આવેલા વિમલધર્મસૂર્ય રાજાને, શૈવોને કાઢી મૂકીને, ફરી બૌદ્ધ ધર્મ સ્થાપવો પડ્યો. સંઘની સ્થાપના કરવા માટે સિંહલદ્વીપમાં ભિક્ષુઓ જ નહોતા. આથી તેણે સયામ દેશમાંથી ભિક્ષુઓને બોલાવ્યા અને ફરી સંઘની સ્થાપના કરી. હાલમાં સિલોનનો જે મુખ્ય પંથ છે તેને સયામનિકાય કહે છે. આ હકીકત અહીં આપવાનું કારણ એ છે કે, શૈવોએ સોળમા સૈકા સુધી જ્યારે જ્યારે લાગ મળે ત્યારે ત્યારે બૌદ્ધોનો અને જૈનોનો શિકાર કરવાનું કામ ચાલુ જ રાખ્યું હતું; અને તેમના આ શિકારનાં ફળ સિંહલદ્વીપ સુધી લોકોને ચાખવાં પડ્યાં.

૨૧૩. આ રાજાઓ માત્ર શૈવોના કહેવાથી જ બૌદ્ધ અને

* મહાવંસ ૯૩મો પરિચ્છેદ. તે કઈ રીતે મરી ગયો તે મહાવંશ ઉપરથી સમજી શકાતું નથી. અહીં તો તેના મરણની જે કથા સિંહલી લોકોમાં પ્રચલિત છે તે આપી છે.

જૈનો ઉપર જુલમ ગુજારતા એમ માનવામાં ભૂલ છે. રાજાઓને જ્યારે જ્યારે પોતાના સૈન્ય માટે દ્રવ્યની જરૂર પડતી ત્યારે ત્યારે તે દ્રવ્ય મેળવવા માટે બૌદ્ધ અને જૈનો ઉપર જુલમ ગુજારવો એ એક સાધન હતું. કારણ કે, તે સમયે મોટા ભાગની સંપત્તિ બૌદ્ધ અને જૈન મંદિરોમાં એકઠી થઈ હતી. ઉપરાંત બૌદ્ધોના સંઘારામનાં અને જૈનોના ઉપાશ્રયોનાં ઇનામો પડાવી લેવાનો તે એક ઉપાય હતો: આ ઉપાય બૌદ્ધ અને જૈન ધર્મમાં રહેવાથી અજમાવી શકાય એમ નહોતું. માટે જ આ રાજાઓએ શૈવ ધર્મનો અંગીકાર કરીને બૌદ્ધો અને જૈનો ઉપર જુલમ ગુજાર્યો હશે.

## ગૌડપાદ અને શંકરાચાર્ય.

૨૧૪. પ્રો. પાઠકને મળી આવેલા એક હસ્તલિખિત પુસ્તક ઉપરથી એમ જણાય છે કે, શંકરાચાર્ય ઇ. સ. ૭૮૮ માં જન્મ્યા અને ઇ. સ. ૮૨૦ માં પરલોકવાસી થયા.* આ માત્ર બત્રીશ વરસની અવધિમાં તેમણે શારીરિકભાષ્ય જેવા મોટા ગ્રંથો લખ્યા હોય એ અસંભવિત છે, એમ ઘણા પશ્ચાત્ય પંડિતોનો મત છે. છતાં શંકરાચાર્યનો સમય આઠમા સૈકાના અંતમાં અને નવમા સૈકાના આરંભમાં ગણવામાં હરકત નથી. તેમના ચરિત્ર માટે શંકરદિગ્વિજય નામનો ગ્રંથ પ્રસિદ્ધ છે. પરંતુ તે કાવ્યાત્મક હોવાથી ઐતિહાસિક માની શકાય એમ નથી. શંકરાચાર્યનું શિક્ષણ ક્યાં થયું અને તેમણે પોતાના ધર્મનો પ્રચાર કઈ રીતે કર્યો એ સમજવાનો માર્ગ હજી ખુલ્લો થયો નથી. તોપણ એટલું જણાય છે કે તેઓ ગોવિંદપાદના શિષ્ય હતા, અને ગોવિંદપાદ ગૌડપાદના શિષ્ય હતા.

* The Date of Shankaracharya, by prof K. B. Pathak; Indian Antiquary XI, 174.

૨૧૫. ગૌડપાદ અને ગોવિંદપાદના ગ્રંથોનું બારીકાઈથી નિરીક્ષણ કરવાથી તેમાંથી કંઈક ઐતિહાસિક હકીકત શોધી કાઢી શકાય એમ છે. પરંતુ આ કામમાં પુષ્કળ સમય લાગે એમ છે, અને તેથી હાલ તુરત તે હાથ ધરી શકાય એમ નથી. એટલું માની લેવામાં વાંધો નથી કે ગૌડપાદાચાર્યની પછી આશરે પચાસ સાઠ વર્ષે શંકરાચાર્યનો ઉદય થયો. ગૌડપાદાચાર્યની લખેલી માંડૂક્યકારિકાઓ ફક્ત મારા જોવામાં આવી છે. આ કારિકાઓના ચોથા પ્રકરણની શરૂઆતમાં આ શ્લોક છે—

ज्ञानेनाऽऽकाशकल्पेन धर्मान्यो गगनोपमान्।
ज्ञेयाभिन्नेन संबुद्धस्तं वन्दे द्विपदां वरम् ॥

(જ્ઞેય ધર્મોથી અભિન્ન એવા આકાશકલ્પ જ્ઞાન વડે સદૃશ પદાર્થો જેણે જોયા, એવા દ્વિપદશ્રેષ્ઠ સંબુદ્ધને હું નમસ્કાર કરું છું.)

૨૧૬. માત્ર આ એક જ શ્લોક ઉપરથી નહિ, પરંતુ તે આખા પ્રકરણ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ગૌડપાદાચાર્ય બુદ્ધના ભક્ત હતા. તે વખતના બૌદ્ધપંડિતોની સાથે તેમને એક જ બાબતમાં મતભેદ હતો, બૌદ્ધપંડિતો જ્ઞાનને અનિત્ય માનતા અને ગૌડપાદ તેને નિત્ય માનતા. પણ આ કારણથી બૌદ્ધ અને તેમની વચ્ચે કોઈ ભારે કડક વિરોધ નહોતો. અદ્વૈતવાદીઓ શું કહે છે તે બાબત, તત્ત્વસંગ્રહનો કર્તા શાંતરક્ષિત નીચેની કારિકામાં દર્શાવે છે—

नित्यज्ञानविवर्तोऽयं क्षितितेजोजलादिकः।
आत्मा तदात्मकश्चेति सङ्गिरन्तेऽपरे पुनः ॥ ३२८ ॥*

(બીજા કહે છે કે, ક્ષિતિ, તેજ, જલ વગેરે રૂપે પરિણત થયેલ આ જ્ઞાનરૂપી એક જ આત્મા છે), અને તે આગળ કહે છે કે,

* તત્ત્વસંગ્રહ, પૃષ્ઠ ૧૨૩ (Gaekwad's Oriental Series).

तेषामल्पापराधं तु दर्शनं नित्यतोक्तितः।

(તેમનું આ દર્શન અલ્પાપરાધ છે; કારણ કે તેઓ જ્ઞાનને નિત્ય માને છે.) એટલે કે, અદ્વૈતવાદીઓના મત પ્રમાણે જ્ઞાન નિત્ય છે એમ માનવું એ જ તેમના દર્શનમાં દોષ છે; બાકીની બાબતોમાં તેમના દર્શનમાં અને બૌદ્ધોના દર્શનમાં બીલકુલ તફાવત નથી, એમ શાંતરક્ષિતાચાર્યનો મત હોય એવું જણાય છે. શાંતરક્ષિતાચાર્યનો સમય ઈ. સ. ૭૦૫ થી ૭૬૨* સુધીનો ગણવામાં આવે છે. એટલે ગૌડપાદાચાર્ય અને શાંતરક્ષિતાચાર્ય સમકાલીન હોવાનો સંભવ છે. અને એ સમયમાં બૌદ્ધ અને અદ્વૈતવાદીઓ વચ્ચે કોઈ જાતનો ટંટો નહોતો એમ માનવામાં અડચણ નથી.

૨૧૭. પરંતુ શંકરાચાર્યના સમયમાં આ યુગ બદલાયો. તેઓ બૌદ્ધોના કટ્ટા દુશ્મન બન્યા. તેમ થવાનાં કયાં કારણો હતાં, એ કહેવું મુશ્કેલ છે. કાં તો દક્ષિણથી આવતી વખતે પોતાની સાથે જ તેઓ શ્રમણવિદ્વેષ લઈ આવ્યા હશે, અથવા તો તેમના સમયમાં ઉત્તર હિંદુસ્તાનમાં શૈવ સંપ્રદાયનું પ્રાબલ્ય વધતું જતું હોવાથી પોતે પણ એમાં જ ભળી જઈને, બૌદ્ધો અને જૈનો ઉપર હુમલા કરવામાં તેમને લાભ જણાયો હશે. આમ હોવા છતાં પણ ગૌડપાદના તત્ત્વજ્ઞાનનો તેઓ ત્યાગ કરી શકયા નહિ. ગૌડપાદ ખુલ્લી રીતે બુદ્ધ ભક્ત હતા, જ્યારે શંકરાચાર્ય 'પ્રચ્છન્નબૌદ્ધ' બન્યા એટલો જ બન્નેમાં ફેર.

૨૧૮. એવી પણ એક દંતકથા છે કે, શંકરાચાર્યે બધા બૌદ્ધોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢયા. પરંતુ તે ઐતિહાસિક નથી. શંકરાચાર્યના સમયમાં બૌદ્ધધર્મ પડું પડું થઈ રહ્યો હતો, અને તેનું શ્રેય જો બૌદ્ધ શ્રમણોના આળસ ઉપરાંત બીજી કોઈ બાબતને

* તત્ત્વસંગ્રહ ( Foreward ) પૃ૦ ૧૦-૧૧.

આપવુ હોય તો તે, પાશુપત જેવા શૈવ સન્યાસીઓને, તેમને અદરથી મદદ કરનારા બ્રાહ્મણોને, અને શૈવ રાજાઓને આપવુ ઘટે. આ કામમા શકરાચાર્યે પોતાનાથી બનતી બધી સહાય્ય આપી એમા શક નથી આમ છતા મહમદ ઘોરીની સ્વારીઓ સુધી બૌદ્ધધર્મ હિંદુસ્તાનમા જેમ તેમ કરીને ટકી રહ્યો હતો *

૨૧૯. બનારસ પાસે સારનાથ નામનું બૌદ્ધોનુ એક પ્રસિદ્ધ સ્થળ છે આ જગાએ બુદ્ધે પ્રથમ પોતાના પાચ પહેના શિષ્યોને ઉપદેશ કર્યો એ હકીકત અગાઉ આપી છે આ સ્થાનની પાસે જ સારનાથ નામના મહાદેવનુ લિગ છે આસપાસના લોકોની માન્યતા એવી છે કે, અહીંના બૌદ્ધોને હાંકી મૂક્યા પછી શકરાચાર્યે આ લિંગની સ્થાપના કરી આ સમજણ બીનકુલ આધાર વગરની છે મહમદ ગિઝનીએ પ્રથમ અહીંના વિહાર લૂટયા હશે પરતુ તેની ચડાઈ પછી તરત જ બગાળાના મહીપાળ રાજાની કારકિર્દી દરમ્યાન ઈ સ ૧૦૨૬મા સ્થિરપાલ અને વસતપાલ નામના બે શ્રીમત ભાઈઓએ અહીંના બધા મદિરોની મરામત કરાવી ત્યાર પછી બારમા સૈકાના પૂર્વાર્ધમા કનોજના રાજા ગોવિદચદ્રની કુમારદેવી નામની રાણીએ ધર્મચક્ર-જિનવિહાર નામનુ એક મોટુ મદિર બધાવ્યુ ગોવિદચદ્ર રાજા ઈ સ ૧૧૫૪ સુધી રાજ્ય કરતો હતો અર્થાત્ તેની કારકિર્દી સુધી સારનાથની બધી ઈમારતો સાબૂત ઉભી હતી એ કહેવાની જરૂર નથી તેમનો ઉચ્છેદ મહમદ ઘોરીના સમયમા થયો હશે એ સ્પષ્ટ છે +

---

* વિ૦ ૩-૧૩૭ જુઓ

+ *Guide to the Buddhist Ruins of Sarnath*, by Rai Bahadur Daya Ram Sahni જુઓ

"દેવાસુરોના યુદ્ધમાં દેવોનો પરાજય થયો. એટલે તેમણે ક્ષીરસાગરની ઉત્તરે જઈને તપનો આરંભ કર્યો, અને વિષ્ણુ પાસે જઈને તેનું સ્તોત્ર ગાયું. વિષ્ણુ તેમના ઉપર પ્રસન્ન થયો અને પોતાના શરીરમાંથી માયામોહ ઉત્પન્ન કરીને તેમને આપ્યો. માયામોહ મુંડી, દિગંબર અને મોરનાં પીંછાં ધારણ કરનારો થઈને અસુરો પાસે ગયો અને મધુર વાણીથી તેમને કહ્યું, 'હે દૈત્યપતિઓ, તમે આ તપશ્ચર્યા શા માટે કરો છો?' તેઓ બોલ્યા, 'પારત્રિક ફલલાભ માટે અમે આ તપશ્ચર્યા કરીએ છીએ. તારૂ આ બાબતમાં શું કહેવું છે?' ત્યારે તે બોલ્યો, 'આ જ ધર્મ મોક્ષદાયક છે. તેમાં સ્થિર થઈને તમે મુક્તિ મેળવશો.' આ રીતે માયામોહે અનેકાન્તવાદ (સ્યાદ્વાદ)નો ઉપદેશ કરીને દૈત્યો પાસે વૈદિક ધર્મનો ત્યાગ કરાવ્યો.

૨૨૩. "ત્યાર બાદ રાતુ વસ્ત્ર પહેરીને અને જિતેન્દ્રિય થઈને માયામોહ બીજા અસુરો પાસે ગયો અને તેમને કહ્યું, 'સ્વર્ગની કે નિર્વાણની ઇચ્છા કરતા હો તો તમે પશુઘાત વગેરે કર્મો કરશો નહિ. જગત વિજ્ઞાનમય છે એમ સમજો. એવું જ સંબુદ્ધે કહ્યું છે.' આ રીતે જૂદી જૂદી જાતની યુક્તિઓ વાપરીને માયામોહે આ દૈત્યોને પણ વૈદિક ધર્મથી પરાવૃત્ત કર્યા. ત્યાર પછી દેવોએ તેમની સાથે યુદ્ધ કરીને તેમનો ઉચ્છેદ કર્યો." (વિષ્ણુપુરાણ, અંશ ૩, અધ્યાય ૧૭–૧૮)

૨૨૪. તે પછી પરાશર મૈત્રેયને એક વાત કહે છે—"રાજા શતધનુ અને તેની રાણી શૈબ્યા બન્નેએ જનાર્દનની આરાધના કરવા માટે વ્રત શરૂ કર્યું. એક વાર કાર્તિકી એકાદશીને દિવસે ગંગામાં સ્નાન કરીને બહાર આવ્યાં ત્યારે સામેથી આવતા એક પાખંડીને જોયો. રાજાને જેણે ધનુર્વિદ્યા ભણાવી હતી, તેનો આ

પાખંડી મિત્ર હતો. આથી રાજાએ તેની સાથે મિત્રાચારીથી વાતો કરી. પણ રાણી સંયમી હોવાથી સૂર્ય તરફ દૃષ્ટિ રાખીને બેઠી. પછી તેમણે વિષ્ણુની પૂજા કરી.

૨૨૫. "કેટલાક કાળ પછી રાજા મરણ પામ્યો. રાણી તેની પાછળ સતી થઈ. પરંતુ રાજા પેલા પાપાચરણને લીધે કૂતરો જન્મ્યો, અને રાણી પૂર્વજન્મનું જ્ઞાન છે એવી કાશિરાજની કન્યા જન્મી પોતાનો પતિ વિદિશા નગરીમાં કૂતરાનો જન્મ પામ્યો છે એ તેણે જાણ્યું, અને ત્યાં જઈને, તેને સારી રીતે ખવરાવી પીવરાવીને તેનો સત્કાર કર્યો આથી તે પૂછડી વગેરે હલાવીને કૂતરા જેવા ચાળા કરવા લાગ્યો તે શરમાઈ અને બોલી, 'મહારાજ, આપ કયા કારણથી, કૂતરાની યોનિમાં જન્મ્યા છો, અને મારી સામે આવા ચાળા કરો છો, તેનો વિચાર કરો. તીર્થસ્નાન પછી પાખંડીની સાથે સંભાષણ કરવાને પરિણામે આ કુત્સિતયોનિ તમને પ્રાપ્ત થઈ છે, એ તમને સાંભરે છે?'

૨૨૬. "તેના ભાષણથી કૂતરાને સંવેગ ઉત્પન્ન થયો, અને નગર બહાર જઈને ભૃગુપ્રપાત ઉપરથી ભૂસ્કો મારીને આત્મઘાત કર્યો અને તે શિયાળયોનિમાં જન્મ્યો ત્યાં પણ તેની સ્ત્રીએ તેનો પૂર્વજન્મ સંભારી આપ્યો તેણે અપવાસ કરીને પોતાના પ્રાણનો ત્યાગ કર્યો અને વરૂ જન્મ્યો પછી તે ગીધ, કાગડો, બગલો અને મોર થયો તે વખતે જનક રાજાનો અશ્વમેધ ચાલુ હતો. તેમાં તેની સ્ત્રીએ આ મોરને અવભૃથસ્નાન કરાવ્યું અને પૂર્વજન્મ સંભારી આપ્યો. આથી તેણે પ્રાણત્યાગ કર્યો અને તે જનક રાજાનો પુત્ર થયો. પછી તે કાશીરાજાની કન્યા સ્વયંવર રચીને તેની સાથે પરણી. આથી પાખંડીની સાથે સંભાષણ, સંસર્ગ કે હાસ્યવિનોદ કરવો એ અતિપાપ છે એમ માનીને તેનો ત્યાગ કરવો. (અંશ ૩, અધ્યાય ૧૮, શ્લોક ૫૩–૧૦૦)

पाषंडिनो विकर्मस्थान्बैडालव्रतिकाञ्छठान् ।
हैतुकान्बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ १०१ ॥

(વેદબાહ્ય કર્મો કરનારા, માર્જારવ્રત ધારણ કરનારા, હેતુવાદી અને બકવૃત્તિ એવા જે પાખંડી તેમની શબ્દથી પણ પૂજા કરવી નહિ.)

૨૨૭. આ જ શ્લોક મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં જોવામાં આવે છે. તેમાંનો हैतुकान् શબ્દ મહત્ત્વનો છે. હેતુવિદ્યાનો મૂળ સંસ્થાપક વસુબંધુ છે. તે ઉપરથી આ શ્લોક અથવા તો આખી મનુસ્મૃતિ વસુબંધુ પછી ઘણા કાળે લખાઈ એમ સિદ્ધ થાય છે. આ શ્લોકની વ્યાખ્યા વિષ્ણુપુરાણના કર્તાએ કથારૂપે આપી છે. બુદ્ધને અવતાર ગણવામાં આવતો હતો, તેનો પણ રસ્તો ગ્રંથકારે કાઢ્યો છે. તે અવતાર ખરો, પણ દૈત્યોના નાશ માટે થયો; અર્થાત્ તે અવતારના શિષ્યો–ભિક્ષુઓની શબ્દથી પૂજા કરવી નહિ, એ આ વાર્તાનો સાર છે. પુનર્જન્મની વાતો કરીને જૈન અને બૌદ્ધ શ્રમણો લોકોનાં મન આકર્ષવાનો પ્રયત્ન કરતા. એવી જ પુનર્જન્મકથાનો આશરો લઈને જૈનોનો અને બૌદ્ધોનો પરાજય કરવાની આ બહુ ઉમદા યુક્તિ ગણાય! વ્રતને દિવસે આવા પાખંડીની સાથે માત્ર વાત કરવાનું કેવું ભયંકર પરિણામ આવે છે, એ બતાવવા માટે આ ગ્રંથકારે ઉપરની વાર્તા રચી એ દેખીતું જ છે.

૨૨૮. શ્રમણોને માર્જારવ્રતિક, બકવ્રતિક, વગેરે વિશેષણો વાપરીને ગાળો દેવાનો રિવાજ ઘણો પ્રાચીન છે. ખુદ ત્રિપિટકમાં જ તેનો આ રીતે ઉલ્લેખ મળે છે—"કકુસંધ બુદ્ધના સમયમાં દૂસી નામના મારે એક વાર બ્રાહ્મણોના શરીરમાં પ્રવેશ કર્યો. તે વખતે તેઓ શ્રમણોને જોઇને બોલતા કે, વિલાસી કૃષ્ણધર્મી, બ્રહ્મ-

દેવના પગમાથી ઉત્પન્ન થએના આ મુડક શ્રમણુએ, ધ્યાન કરવાને બહાને નીચુ માથુ રાખીને મદ નેત્રે ચિંતન કર્યા કરે છે જેમ ઘુવડ ગાયકાળે ઝાડની ડાળી ઉપર બેસીને ઉંદરનુ ધ્યાન ધરે છે, કે નદી તીરે બગલો માછલાનુ ધ્યાન ધરે છે, અથવા તો બિલાડો નગની ભીતની આડે, ગટર ઉપર કે ઉકરડા ઉપર બેસીને ઉંદરનુ ધ્યાન ધરે છે, અથવા નિરુપયોગી ગધેડુ આવી જ જગાએ ધ્યાન ધરતુ બેસે છે, તેવી રીતે આ મુડક શ્રમણુએ ધ્યાન ધરે છે'

૨૨૯ "આ હકીકત કકુસધ બુદ્ધે જાણી, ત્યારે તે બોલ્યા, 'હે ભિક્ષુઓ, બ્રાહ્મણોને દૂષી મારે ઘેરી લીધા છે, આથી તેઓ તમને ગાળો ભાડે છે આવે પ્રસગે તમે મૈત્રીચિત્તથી ચારે દિશાઓ વ્યાપ્ત કરો, કરણાચિત્તથી, મુદિતાચિત્તથી અને ઉપેક્ષાચિત્તથી ચારે દિશાઓને વ્યાપ્ત કરો' ભિક્ષુઓએ આ ચારે ભાવનાનો આરભ કરવાથી દૂસી માર તેમનો પરાજય કરી શકયો નહિ આથી બ્રાહ્મણોના શરીરમા પ્રવેશ કરીને તેમની મારફત તેણે ભિક્ષુનો આદરસત્કાર ઘણો કરે એવા પ્રયત્નો કરાવ્યા ત્યારે કકુસધે ભિક્ષુઓને કહ્યુ, 'આ ફૂટ મારનુ છે એમ સમજીને તમે મોહમા પડશો નહિ આપણુ શરીર ગદુ છે, એ ધ્યાનમા રાખજો અન્નમા પ્રતિકૂળતા છે એ જાણજો જગતમા સતોષ માનશો નહિ અને બધા સસ્કાર અનિત્ય છે એવો વિચાર કરજો" (મારતર્જનીય સુત્ત, મજ્ઝિમનિકાય)

૨૩૦ આ બનાવ કકુસધના વખતનો છે એ અહીં બતાવ્યુ છે પણ વાસ્તવિક રીતે તે હકીકત ગૌતમ બુદ્ધની પછી જ લખાએલી હોવી જોઈએ કોઈ વાર બ્રાહ્મણો ભિક્ષુઓને ગાળો ભાડતા તો કદિ ભિક્ષુઓનો આદરસત્કાર કરતા એટલે આવા પ્રસગોએ નિંદાથી ન ગભરાતા, કે સ્તુતિમા ન તણાતા, સ્થિર માર્ગ ઉપર ચાલવાની યુક્તિ આ કથામા દર્શાવવામા આવી છે

૨૩૧. "એક વાર બુદ્ધ ભગવાન ગજગૃહથી નાલંદા ગામે મોટા ભિક્ષુસંઘ સહિત જતા હતા. તેમની પાછળ જ સુપ્રિય પરિવ્રાજક અને તેનો શિષ્ય બ્રહ્મદત્ત બન્ને હતા. સુપ્રિય અનેક રીતે બુદ્ધની, ધર્મની અને સંઘની નિંદા કરતો હતો. પણ તેનો શિષ્ય બ્રહ્મદત્ત અનેક રીતે બુદ્ધના, ધર્મના અને સંઘના વખાણ કરતો હતો. આ જોઈને ભિક્ષુઓ બહુ આશ્ચર્ય પામ્યા અને તેમણે બુદ્ધને આ હકીકત જણાવી. ત્યારે ભગવાન બોલ્યા, 'હે ભિક્ષુઓ, મારી, ધર્મની કે સંઘની કોઈ નિંદા કરે તો તમારે દુઃખી થવું નહિ જો તેનાથી તમારા મનને આઘાત થશે તો તે તમને જ અંતરાયકારક નીવડશે. જો મારી, ધર્મની કે સંઘની કોઈ સ્તુતિ કરે તો, તમારે ફુલાઈ જવું નહિ જો તમે ફુલાશો તો તમને જ અંતરાયકારક થશે"

૨૩૨. બુદ્ધનો આ ઉપદેશ ભિક્ષુઓ સાવ ભૂલી ગયા હશે નિંદા કે સ્તુતિ બન્નેની સામે તેમણે સામાન્ય જનતાના કલ્યાણનો માર્ગ સ્વીકાર્યો હોત, તો તેમને બ્રાહ્મણો, કે શૈવ સંન્યાસીઓથી ડરવાનું કંઈ કારણ નહોતું પરંતુ તેમ ન કરતા પુરાણોના હુમલામાથી બચવા માટે તેઓ વધારે કાદવમાં ખૂંચ્યા! એક પછી એક તંત્રો રચીને તેઓ પોતાના સંપ્રદાયની રક્ષા કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. પણ દિવસે બુદ્ધની પૂજા કરવી, અને રાત્રે વામમાર્ગનો અંગીકાર કરીને નગ્ન સ્ત્રીની પૂજા કરવી, આ બેનો મેળ કેમ બેસે? તેના કરતા તો શૈવ સંન્યાસીઓ ખુલ્લી રીતે લિંગપૂજા કરતા હતા તે શું ખોટું? બ્રાહ્મણોના જવાબ રૂપે તેમણે આ જ સમયમા મંજુશ્રીમૂલકલ્પ જેવાં પુરાણો રચવાની શરૂઆત કરી. પરંતુ તેમા પણ તેઓ તીવ્રતર હિંસાનું અને બીભત્સ વગેરે રસોનું પ્રદર્શન બરાબર કરી શક્યા નહિ, તેથી બ્રાહ્મણોના પુરાણો પાસે આ પુરાણો ઝાંખાં પડ્યા અને ટકી શક્યા નહિ.

કાપાલિકોનુ પરાક્રમ*

૨૩૩. વખત જતા શૈવોએ અને તેમાં પણ ખાસ કરીને તેમાના અઘોરી પંથે જૈનોનો અને બૌદ્ધોનો વિધ્વંસ કરવા માડ્યો. આનુ વર્ણન પ્રબોધચન્દ્રોદય નાટકના ત્રીજા અંકમા જોવા મળે છે. જો કે આ નાટકની હકીકત કાલ્પનિક છે, છતા તેમા થોડો ઘણો ઐતિહાસિક અંશ હોવાનુ લાગવાથી તેનુ રૂપાંતર અહીં આપુ છુ.

૨૩૪ શાંતિ અને કરુણા પ્રવેશ કરે છે શ્રદ્ધાનો કોઈ જગાએ પત્તો ન મળવાથી શાંતિ અગ્નિમા બળી મરવાનો વિચાર કરે છે. કરુણા તેનુ સાંત્વન કરે છે, અને તે બન્ને શ્રદ્ધાની શોધ કરવા માટે પાખંડી લોકોના મ' તરફ વળે છે એટલામા ક્ષપણક (જૈન-સાધુ) આગળ આવે છે. તેને જોઈને ત્રાસ પામીને કરુણા બોલે છે—સખિ, રાક્ષસ, રાક્ષસ!

શાંતિ—આ કોણ રાક્ષસ છે વારુ?

કરુણા—ના, જો શરીર ઉપર કચરો ચઢી જવાથી બીભત્સ દેખાતો, માથા ઉપરના વાળ ઉખેડી નાખેલા હોવાથી અને નગ્નતાને લીધે તિરસ્કરણીય, મોરના પીંછા હાથમા લઈને આ બાજુએ જ આવે છે।

શાંતિ—સખિ, આ રાક્ષસ નથી. આ બીનકુલ નિર્વીર્ય દેખાય છે.

કરુણા—તો પછી આ કોણ હશે?

શાંતિ—સખિ, આ પિશાચ હોય એવો શક છે

કરુણા—પણ સખિ, આવા ધોળે દિવસે સૂર્ય ઉત્તમ રીતે પ્રકાશતો હોય તો પિશાચ ક્યાથી આવી શકે?

શાંતિ—તો પછી હમણા જ નરકમાથી ઉપર આવેલો નરકવાસી પ્રાણી હોવો જોઈએ (તેના તરફ જોઈને અને વિચાર

* પ્રબોધચન્દ્રોદય નાટક ઉપરથી

કરીને ) હા, સમજાયુ. મહામોહે મોકલેલો આ દિગંબર સિદ્ધાન્ત છે. આ કારણથી તેના દર્શનનો દૂરથી જ ત્યાગ કરવો. ( એમ બોલીને મોઢું ફેરવે છે )

કરુણા—સખિ, જરા ઉભી રહે. અહીં હું શ્રદ્ધાની શોધ કરી લઉં.

૨૩૫. ( તેઓ એક બાજુએ ઉભી રહે છે. તે પછી ઉપર જેનું વર્ણન કરવામાં આવ્યુ છે તે દિગંબરસિદ્ધાંત પ્રવેશ કરે છે. )

દિગંબર—ૐ ણમો અરિહંતાણં. (આકાશ તરફ જોઈને) અરે શ્રાવકો! સાંભળો. આ અમાગ મલમય પુદ્‌ગલપિંડની સર્વ પ્રકારનાં પાણીથી પણ શુદ્ધિ ક્યાંથી થાય ? પણ આત્મા વિમલસ્વભાવ છે, અને તેનુ જ્ઞાન ઋષિપરિચર્યાથી થાય છે. શુ કહો છો ? આ ઋષિપરિચર્યા કઈ એમ ? તો સાંભળો. દૂરથી પગે લાગવુ, અને તેમને સત્કારપૂર્વક મિષ્ટાન્ન ભોજન ખવરાવવુ. જો તેઓ તમારી સ્ત્રીઓ સાથે ગેરવર્તન કરે તો, તમારા મનમા ઈર્ષ્યામલ ઉત્પન્ન થવા દેવો નહિ. ( પડદા તરફ જોઈને ) શ્રદ્ધા, જરા અહીં આવ.

૨૩૬. ( શાંતિ અને કરુણા ભયભીત બનીને તે તરફ જુએ છે. ત્યારબાદ દિગંબર વેશને શોભે એવો પોશાક ધારણ કરીને શ્રદ્ધા પ્રવેશ કરે છે. )

શ્રદ્ધા—મહારાજની શી આજ્ઞા છે ? ( આ સાભળીને શાંતિ મૂર્છિત થઈને નીચે પડે છે. )

દિગંબર—( શ્રદ્ધાને સબોધીને ) શ્રાવકોના કુળનો એક ઘડીભર માટે પણ ત્યાગ કરીશ નહિ

શ્રદ્ધા—જેવી મહારાજની ઇચ્છા. ( એમ કહીને ચાલી જાય છે. )

કરુણા—પ્રિય સખિ, જરા શાંત થા. માત્ર નામથી બ્હીવાનું કારણ

નથી. મેં ભિક્ષુ પાસેથી સાંભળ્યું છે કે, તેમની કન્યા શ્રદ્ધા પાખંડોની પાસે પણ રહે છે. એટલે આ નામની શ્રદ્ધા હોવી જોઈએ...

૨૩૭. (ત્યાર પછી ભિક્ષુરૂપ ધારણ કરનારો બુદ્ધાગમ હાથમાં પુસ્તક લઈને પ્રવેશ કરે છે.)

ભિક્ષુ—(વિચાર કરીને) બો બો ઉપાસક, સર્વ પદાર્થો ક્ષણસ્થાયી અને અનાત્મક છે. તે બાહ્ય છે એમ લાગે છે, પરંતુ જ્યારે ચિત્તસંતતીમાંથી બધી વાસના નીકળી જાય છે, ત્યારે તે વિષયથી વિરક્ત થાય છે. (જરા આમ તેમ ફરીને અને રોળ કરીને) અરે, આ સૌગત ધર્મ ખરેખર જ સારો છે. જેમાં સુખ પણ છે અને મોક્ષ પણ છે. સુવા માટે ઉત્તમ આવાસ, વાણિયાઓની ગમે તેવી સ્ત્રીઓ, નિયમિત સમયે મિષ્ટ ભોજન, ઉત્તમ બિછાનું, સ્ત્રીઓ શ્રદ્ધાપૂર્વક પૂજાઅર્ચા કરે, અને આ રીતે બહુ આનંદમાં ચાંદનીની રાત્રીઓ પસાર થઈ જાય છે.

કરુણા—સખિ, તરણ તાડવૃક્ષની જેવો લાંબો, કાષાય વસ્ત્ર પહેરેલો, માથું બોડાવેલો એવો આ કોણ આ બાજુ આવે છે?

શાંતિ—સખિ, આ બુદ્ધાગમ છે.

ભિક્ષુ—(આકાશ તરફ નજર કરીને) હે ઉપાસક અને ભિક્ષુઓ! ભગવાન સુગતનું વાક્યામૃત સાંભળો. (પુસ્તક વાંચે છે) હું દિવ્યચક્ષુથી લોકોની સુગતિ અને દુર્ગતિ જોઉં છું. બધા સંસ્કાર ક્ષણિક છે. આત્મા સ્થાયી નથી, એટલે ભિક્ષુઓ સ્ત્રીઓ સાથે અતિપ્રસંગ પાડે તોપણ ઈર્ષ્યા કરવી નહિ. (પડદા તરફ જોઈને) શ્રદ્ધા, જરા આમ આવ. (શ્રદ્ધા પ્રવેશ કરે છે.)

શ્રદ્ધા—મહારાજની શી ઇચ્છા છે?

ભિક્ષુ—ઉપાસકોને અને ભિક્ષુઓને ચિરકાળ આલિંગી રહેજે.

શ્રદ્ધા—જેવી મહારાજની ઇચ્છા (એમ કહીને ચાલી જાય છે.)

શાંતિ—સખિ, આ પણ શું તામસી શ્રદ્ધા છે?

કરુણા—હા

૨૩૮. ક્ષપણક—(ભિક્ષુને જોઈને મોટેથી) રે ભિક્ષુક, આમ આવ. તને મારે કંઈક પૂછવું છે.

ભિક્ષુ—(ચીડાઈને) હે પાપી પિશાચાકૃતે, આ શું બડબડાટ કરે છે?

ક્ષપણક—અરે, ખીજાઈશ નહિ. હું તને શાસ્ત્રાર્થ પૂછવા માગું છું.

ભિક્ષુ—રે ક્ષપણક, તું શાસ્ત્રાર્થ પણ જાણે છે? વારુ. (તેની પાસે જઈને) શું પૂછવું છે?

ક્ષપણક—કહે, ક્ષણવિનાશી એવો તું આ વ્રત શા માટે ધારણ કરે છે?

ભિક્ષુ—સાંભળ મારી ચિત્તસંતતીમાંથી ઉત્પન્ન થનારો વિજ્ઞાનવાન એવો કોઈ, વાસનાક્ષય કરીને મોક્ષ મેળવશે

ક્ષપણક—અરે મૂરખ, કોઈક કાળાંતરે કોઈક મુક્ત થાય. આથી હાલ નાશ પામનાર એવા તને તેનાથી શો લાભ? વળી પૂછું છું કે, આના આ ધર્મનો તને કોણે ઉપદેશ આપ્યો?

ભિક્ષુ—ચોક્કસ, સર્વજ્ઞ ભગવાન બુદ્ધે આ ધર્મનો ઉપદેશ આપ્યો છે.

૨૩૯. ક્ષપણક—અરે, બુદ્ધ સર્વજ્ઞ છે, એ તેં કેમ જાણ્યું?

ભિક્ષુ—અરે, તેણે જ ઉપદેશેલ આગમો વડે બુદ્ધ સર્વજ્ઞ નથી ઠરતો?

ક્ષપણક—અરે ત્યક્તબુદ્ધે, જો તેના જ વચનથી તે સર્વજ્ઞ છે એમ તને લાગે છે, તો, હું પણ બધું જાણું છું કે, તું તારા પિતા-પિતામહ સાથે સાત પેઢી સુધી અમારો દાસ ”

ભિક્ષુ—(ખીજથી) રે ચાંડાળ, કાદવથી ખરડાએલ પિશાચ, તારો હું દાસ?

ક્ષપણક—અરે વિહારદાસીભુજંગ, દુષ્ટપરિવ્રાજક, આ તો મેં એક દાખલો આપ્યો. તારા કલ્યાણની એક વાત હવે નિર્ણયનાથી કહું છું. બુદ્ધનો ધર્મ છોડીને અરહંતોના શાસનનો સ્વીકાર કર, અને દિગંબરવ્રત ધારણ કર.

ભિક્ષુ—અરે પાપી, જાતે નષ્ટ થઈને બીજાનો પણ નાશ કરવાની ઇચ્છા રાખે છે? આ અમારું ઉત્કૃષ્ટ સ્વરાજ્ય છોડીને કયો એવો અનિંદિત મનુષ્ય હોય જે તારું આ નિંદ્ય પિશાચવ્રત ધારણ કરે?

૨૪૦. (ત્યાર બાદ તે બન્નેનો થોડો વાદવિવાદ ચાલે છે. શાંતિ અને કરુણા બીજી તરફ જવાની ઇચ્છા કરે છે. એટલામાં કાપાલિકરૂપધારી સોમસિદ્ધાંત પ્રવેશ કરે છે. એટલે ક્ષપણક તેની પાસે જઈને તેને પૂછે છે.)

ક્ષપણક—અરે કાપાલિક, મનુષ્યનાં હાડકાંઓની માળા ધારણ કરનાર, તારો ધર્મ કયો અને મોક્ષ કયો?

કાપાલિક—અરે ક્ષપણક, અમારો ધર્મ કયો તે સાંભળ. અમે મનુષ્યનું મગજ, આંતરડાં, વસા અને માંસથી ભરેલી આહુતિઓ આપીએ છીએ, અને માણસના માથાની ખોપરીમાં સુરાપાન કરીને પારણું કરીએ છીએ. માણસના તાજા કાપેલા ગળામાંથી નીકળતી રક્તની ધારાઓના બલિદાનથી અમે મહાભૈરવની પૂજા કરીએ છીએ.

ભિક્ષુ—(કાન આડા હાથ મૂકીને) બુદ્ધ! બુદ્ધ! શી આ દારુણ ધર્મચર્યા?

ક્ષપણક—અર્હત, અર્હત, અરેરે, કોઈ ઘોર પાપી મનુષ્યે આને ફસાવ્યો લાગે છે!

૭૪૧. કાપાનિક—(ચીડથી) અરે પાપી, નીચ, પાખંડી, મુંડક, કેશલુંચક, અમને જો કોઈ ફસાવનારો હોય તો તે, ચૌદ ભુવનની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનાર, વેદાન્તપ્રસિદ્ધ જેનો સિદ્ધાન્ત-વૈભવ છે એવો ભગવાન પાર્વતીપતિ છે તો પછી તેના ધર્મનો મહિમા હું તને બતાવું......

ક્ષપણક—અરે કાપાનિક! આ જ કારણથી હું કહું છું કે, કોઈ ઈન્દ્ર-જાળવિદ્યા જાણનારાએ માયા કરીને તને ફસાવ્યો જણાય છે.

કાપાનિક—અરે પાપી! પરમેશ્વરને ઈન્દ્રજાળવિદ્યા બતાવનારો કહે છે? આ તારી દુષ્ટતા ક્ષમ્ય નથી (તરવાર બહાર કાઢે છે) ત્યારે ડમ ડમ ડમરુ વગાડીને અને ભૂતોને એકત્ર કરીને, આ તરવારથી આનુ માથુ ઉડાવી દીધા પછી તેના કંઠમાળમાંથી ઉછળતા ફેનિલ રક્તની ધારાથી બધા ભૂત-ગણો સહિત પાર્વતીની પૂજા કરું છું! (એમ કહીને તરવાર ઉગામે છે)

ક્ષપણક—(ભયથી) મહાભાગ, અહિંસા પરમ ધર્મ છે (ભિક્ષુને પગે પડે છે)

ભિક્ષુ—(કાપાલિકને અટકાવીને) અરે મહાભાગ, કેવળ મશ્કરીની વાતોથી ખીજાઈને આ ગરીબ ઉપર પ્રહાર કરવો યોગ્ય નથી (કાપાનિક તરવાર મ્યાન કરે છે)

૭૪૨ ક્ષપણક—(જરા સ્થિર-સ્વસ્થ થઈને) જો મહાભાગનો ભયંકર રોષ ઓછો થયો હોય તો હું કંઈક પૂછવા માગુ છું.

કાપાલિક—પૂછ

ક્ષપણક—તમારો પરમ ધર્મ અમે સાંભળ્યો. હવે મોક્ષમોક્ષ કયો તે કહો.

કાપાલિક—તો પછી સાંભળ. મૃડાનીપતિ કહે છે કે, 'વિષયો સિવાય જગતમાં ક્યાંયે સુખ નથી. વિષયાનન્દવિરહિત એવી જે જીવની સ્થિતિ એ જ જો મુક્તિ હોય, તો તેને પાષાણાવસ્થા કહેવી જોઈએ. તેની શા માટે ઈચ્છા કરવી જોઈએ? ચંદ્રચૂડશરીરી મુક્ત જીવ પાર્વતી સમાન દયિતાને આલિંગન કરીને આનંદપૂર્વક ક્રીડા કરે છે.'

ભિક્ષુ—મહાભાગ, અવીતરાગને મુક્તિ મળે, એ બાબત ઉપર શ્રદ્ધા રાખી શકાતી નથી.

ક્ષપણક—અરે કાપાલિક, જો તું ચીડાય નહિ તો કહું. સશરીરી અને સરાગી મુક્તિ શક્ય જ નથી.

કાપાલિક—(મનમાં જ) હાં, અશ્રદ્ધાને લીધે આ લોકોનાં મન અસ્થિર થયાં જણાય છે. વારૂ. (મોટેથી) શ્રદ્ધા, જરા અહિં આવ.

૨૪૩. (તે પછી કાપાલિકવેશ ધારણ કરનારી શ્રદ્ધા પ્રવેશ કરે છે.)

કરુણા—સખિ, જો, જો. રજોગુણની કન્યા શ્રદ્ધા આવી. પ્રફુલ્લ નીલોત્પલની જેવી તેની આંખો છે. માણસોનાં હાડકાંની તૈયાર કરેલી માળા તેના ગળામાં કેવી શોભે છે? સ્થૂલ કટિથી અને સ્તનભારને લીધે મદગામિની બનેલી આ પૂર્ણેન્દુમુખી વિલાસિની શોભે છે!

શ્રદ્ધા—(પાસે આવીને) આ હું આવી. માલિક, આપની શી આજ્ઞા છે?

કાપાલિક—પ્રિયે, આ દુરભિમાની ભિક્ષુને પ્રથમ પકડ જોઉં.

૨૪૪. (શ્રદ્ધા ભિક્ષુને આલિંગન આપે છે. તેના આલિંગનથી ભિક્ષુ રોમાંચિત થાય છે, અને મનમાં જ બોલે છે.)

ભિક્ષુ—અહાહા, આ કાપાલિનીનો સ્પર્શ કેટલો સુખકારક છે! મેં ઘણીએ રાંડોને આલિંગન આપ્યું હશે, પણ સો વાર બુદ્ધના સોગંદ ખાઈને કહું છું કે, આવો આનંદ મને કદી જ થયો નથી. ખરેખર કાપાલિકોનું ચરિત્ર બહુ પુણ્યપ્રદ છે, અને સોમસિદ્ધાંત વર્ણનીય છે! આ ધર્મ આશ્ચર્યકારક છે! હે મહાભાગ, હું બુદ્ધધર્મનો સર્વથા ત્યાગ કરું છું. હવે હું પારમેશ્વર સિદ્ધાંતમાં પ્રવેશ કરું છું, માટે તું મારો આચાર્ય અને હું તારો શિષ્ય મને પારમેશ્વરી દીક્ષા આપ.

ક્ષપણક—રે ભિક્ષુ, તું કાપાલિનીના સ્પર્શથી દૂષિત થયો છે, માટે અહીંથી દૂર થા.

ભિક્ષુ—હે પાપી, કાપાલિનીના આલિંગન-મહોત્સવથી તું વંચિત થયો છે!

કાપાલિક—પ્રિયે, ક્ષપણકને પકડ. (કાપાલિની ક્ષપણકને આલિંગે છે.)

ક્ષપણક—(રોમાંચિત થઈને) અહો અરિહંત! અહો અરિહંત! કાપાલિનીનો આ સ્પર્શ કેટલો સુખદ છે? સુંદરી, મને ફરીવાર આલિંગન કર. કાપાલિકનું દર્શન જ સુખનું અને મોક્ષનું સાધન છે. હે કાપાલિક, હવે હું તારો દાસ થયો છું. મને પણ મહાભૈરવના અનુશાસનની દીક્ષા આપ.

કાપાલિક—બેસો ત્યારે.

૨૪૫. (બન્ને બેસે છે. અને કાપાલિક હાથમાં પાત્ર લઈને ધ્યાનસ્થ બેસે છે.)

શ્રદ્ધા—ભગવન્, પાત્ર દારૂથી ભર્યું છે. (કાપાલિક તેમાંનો થોડોક દારૂ પીએ છે અને તે પાત્ર ભિક્ષુને અને ક્ષપણકને આપે છે.)

કાપાલિક—આ પવિત્ર અમૃત સંસારનું ઔષધ છે, તેનું પાન કરો. તે પશુ અને પાશના ઉચ્છેદનું કારણ છે, એમ ભૈરવે કહ્યું છે. (તેઓ બન્ને વિચારમાં પડે છે)

ક્ષપણક—અમારા અરિહંતના ધર્મમાં સુરાપાન નથી.

ભિક્ષુ—કાપાલિકનો એંઠો દારૂ કેમ પીઉં ?

કાપાલિક—(વિચાર કરીને, એક બાજૂએ) શ્રદ્ધા, શાનો વિચાર કરે છે? આમનું પશુત્વ હજી પણ તું દૂર કરતી નથી શું? એને લીધે તેઓ હજી માગ એંઠા દારૂને અપવિત્ર ગણે છે એટલે તું આ દારૂ તારા મુખે અડાડીને પવિત્ર કર અને તેમને આપ તૈર્થિકો તો કહે જ છે કે, 'स्त्रीमुखं तु सदा शुचि.'

શ્રદ્ધા—જેવી આપની આજ્ઞા (એમ કહીને સુરાપાત્ર પોતાના મુખને અડાડે છે અને થોડો દારૂ પીને ભિક્ષુને આપે છે)

ભિક્ષુ—આને તો મહાપ્રસાદ જ ગણવો જોઈએ (એમ કહીને પાત્ર લઈને દારૂ પીએ છે.) શી આ દારૂની મીઠાશ! વેશ્યાઓ સાથે મે ઘણીવાર દારૂ પીધો છે, પરંતુ મને લાગે છે કે, આ કાપાલિનીનો એંઠો દારૂ ન મળવાથી જ દેવો અમૃતની લાલસા કરે છે!

ક્ષપણક—રે ભિક્ષુ, બધો દારૂ પીશ નહિ મારે માટે પણ એ કાપાલિનીનું એંઠું થોડું રાખજે.

૨૪૬. (ભિક્ષુ તે પાત્ર ક્ષપણકને આપે છે અને ક્ષપણક દારૂ પીએ છે)

ક્ષપણક—અહાહા! શી આ દારૂની મધુરતા! શો સ્વાદ! શી આ સુગંધ! અને શી આ રુચિ! અરિહંતોના શાસનમાં પડીને હું આવા મધુરા દારૂથી ચિરકાળ વંચિત રહ્યો રે ભિક્ષુ, મને ફેર ચડે છે, માટે હું સૂઈ જાઉં છું

ભિક્ષુ—હવે એમ જ કરીએ (એમ કહીને બન્ને સૂઈ જાય છે.)
કાપાલિક—પ્રિયે, આ બે દામ આજે આપણને વગર પૈસે મળ્યા, માટે ચાલો હવે નાચીએ

(કાપાનિક તથા કાપાલિની બન્ને નાચે છે)

ક્ષપણક—અરે ભિક્ષુ, આ કાપાલિક ને હવે આપણો આચાર્ય કાપાલિની સાથે, બહુ સુંદર નૃત્ય કરે છે, તો તેની સાથે ચાલ આપણે પણ નાચીએ

(તેઓ બન્ને દારૂના ઘેનમા જેવુ તેવુ નાચે છે)

૨૪૭ આ નાટક કૃષ્ણમિશ્ર નામના દંડી પરિવ્રાજકે ચંદેલ રાજા કીર્તિવર્માની કારકીર્દિમા લખ્યુ છે ઈ સ ૧૦૬૫ ની આસપાસ આ નાટક તે રાજા સમક્ષ ભજવી બતાવવામા આવ્યુ હતુ એમ કહે છે ઉપર આપેલુ બૌદ્ધ, જૈન અને કાપાલિકનુ વર્ણન જરા મીઠુ મરચુ ભભરાવીને કર્યું હોય એવુ જણાય છે છતા તેમા ઘણે અંશે ઐતિહાસિક તથ્ય હોવુ જોઈએ અને માટે જ તેનુ રૂપાતર અહીં આપ્યુ છે શૈવ કાપાલિકોએ તલવાર, સ્ત્રી અને દારૂ ત્રણ સાધનોનો ઉપયોગ કરીને બૌદ્ધ અને જૈન શ્રમણોને પોતાના પથમા આણ્યા હશે અને જ્યા આમ બનવુ શક્ય નહિ હોય ત્યા તેમનો ઉચ્છેદ કર્યો હશે

## શ્રમણ સસ્કૃતિની ઇતિશ્રી

૨૪૮ ઇ સ ૭૧૨ મા મહમદ ઈબ્ન કાસીમે સિંધ કબજે કર્યા, અને ત્યા મુસલમાન થાણુ કાયમ માટે નાખ્યુ ત્યાર પછી મહમદ ગિઝનીની ઇ સ ૧૦૩૦ સુધીમા આ દેશ ઉપર કુલ સત્તર સ્વારીઓ થઈ તેણે હિદુ મદિરોનો એકસામટો ધ્વસ કર્યો એમ હોવા છતા આ મુસલમાન સ્વારીઓનો કઈ જ વિચાર ન કરતા, આપણા આ કૃષ્ણમિશ્ર જેવા ડાહ્યા સન્યાસીઓ આવા નાટક રચવામા જ ભૂષણ માનતા હતા ! આ ઉપરથી હિદુ લોકોનો

અવપાત જેમ ચાલુ હતો એ દેખાય છે એવો એક પણ માણસ હિંદુસ્તાનમાં ન્યો નહિ, જે હિંદુ સંસ્કૃતિના બધા દોષો દૂર કરીને, તેને વેગવાન બનાવીને ફરી કાર્યક્ષમ કરે આ સંબંધમાં અલ્બેરૂનીનું કહેવું વિચારણીય છે

૨૪૯ "નાસ્તિક ગ્રીક લોકો ઈસુની પહેલાં હિંદુઓની માફક જ મૂર્તિપૂજક હતા પરંતુ તેમનામાં કેટલાક એવા શાસ્ત્રજ્ઞો પેદા થયા કે, જેઓ સામાન્ય જનતાના ધર્મસંબંધી ભોળપણમાં ફસાયા નહિ સૉક્રેટીસનું જ ઉદાહરણ લ્યો તે નક્ષત્રોને દેવ કહેવા તૈયાર નહોતો તરત જ ઍથેન્સના બાર ન્યાયાધીશોમાંના અગિયાર જણાએ તેને દેહાંતદંડની સજા ફરમાવી પણ સૉક્રેટીસ સત્ય ઉપર અચલ રહીને મૃત્યુ પામ્યો હિંદુઓમાં આવા માણસો થયા નહિ હિંદુઓના શાસ્ત્રજ્ઞો પણ પોતાના શાસ્ત્રીય સિદ્ધાન્તોને સામાન્ય માણસોના ધર્મ સંબંધી ભોળપણમાં સેળભેળ કરી દે છે એટલે કે, તેમનું આ વર્તન મોતીની છીપો અને ખારા ખજૂર, મોતી અને છાણ, અથવા સ્ફટિક મણિ અને સામાન્ય લખોટાને અંદર અંદર સેળભેળ કરીને એક કરવા જેવું ગણાય શાસ્ત્રીય પદ્ધતિએ એક પછી એક પાયરી ચડવાનું સામર્થ્ય તેમનામાં નહિ હોવાથી, તેમના મતે મુક્તમ અને પ્રમાણની વસ્તુઓ તેમને સરખી જ લાગે છે"*

૨૫૦ અલ્બેરૂનીએ આપણા પંડિતોને આપેલું આ પ્રમાણપત્ર ખોટું છે એમ કોણ કહેશે? વળી એક જગાએ તે કહે છે "હિંદુ લોકોને લાગે છે કે, તેમના દેશ જેવો બીજો દેશ નથી, તેમના રાજાઓ જેવા બીજા રાજાઓ નથી, તેમના ધર્મ જેવો બીજો ધર્મ નથી, અને તેમના શાસ્ત્ર જેવું બીજું શાસ્ત્ર નથી જો તમે

* આ સાર છે Alberuni's India, I, 24-25.

ખુરાસાનનાં કે ઈરાનનાં શાસ્ત્રો સબંધે કે વિદ્વાનો સબંધે તેમની સાથે વાત કરો તો, તેઓ તમને મૂર્ખા જ નહિ, પણ લુચ્ચા પણ ગણશે. તેઓ જો પ્રવાસ કરે અને પારકા લોકોમા હળેમળે તો તેમની આ વૃત્તિ ટકશે નહિ કારણ કે, તેમના પૂર્વજો આવા સકુચિત વિચારના નહોતા તેમના વિદ્વાનોમાંનો વરાહમિહિર કહે છે 'યવનો જો કે મ્લેચ્છ છે, તોપણ તેઓ આ શાસ્ત્ર (જ્યોતિષ) ઉત્તમ રીતે જાણે છે, એ ખાતર તેમની પણ પૂજા કરવામા આવે છે. તો પછી દૈવજ્ઞ બ્રાહ્મણ સબધે તો શુ કહેવુ*'. ...આમાર પણ બીજાને ન્યાય આપનાર વરાહમિહિર પોતાની મડાઈ કેટલી બધી ગાય છે તે જુઓ "+

૨૫૧. પરતુ પરદેશમા પ્રવાસ કરવાનુ સામર્થ્ય બ્રાહ્મણો કે શ્રમણોમા જરાય હતુ નહિ જે શ્રમણોએ હિમાલય વટાવીને ખોતાન જેવા નિર્જન અને નિર્જલ પ્રદેશમા પ્રવાસ કરીને ચીની લોકોને બૌદ્ધ ધર્મ શીખવ્યો, તે જ શ્રમણો હવે સઘારામના કિ'નામા જ બધુ વિશ્વ છે એમ માનવા લાગ્યા હતા' અથવા તો એમ કહો કે, આ સઘારામ તેમને માટે પાંજરા જેવા જ થઈ પડ્યા હતા મુસલમાનોની ચડાઈઓ જ્યારે આ દેશ ઉપર થવા લાગી ત્યારે, તેઓ સઘારામના પિંજરામા સપડાએલા ભિક્ષુઓનો સહાર સહેલાઈથી કરી શક્યા. આવા એક સઘારામનો ઉચ્છેદ મહમદ બખ્તિયારે કર્યાનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.×

૨૫૨. મુસલમાનોએ બૌદ્ધોના મઠોની સાથોસાથ જ જૈનો અને શૈવોના મઠોનો ઉચ્છેદ કર્યો હોવો જોઈએ બૌદ્ધ શ્રમણોને

* म्लेच्छा हि यवनास्तेषु सम्यक् शास्त्रमिद स्थितम् ।
ऋषिवत्तेऽपि पूज्यन्ते किं पुनर्दैवविद्द्विज: ॥ १५ ॥ अ. २

+ Alberuni's India, 1, 22-23

× વિ૦ ૩-૧૩૭ જુઓ.

નેપાળ અને તિબેટમા આશ્રય મળી શકે એવુ હોવાથી, મુસલમાનોની કતલમાથી જે કોઈ ભિક્ષુઓ બચ્યા, તેઓ તે દેશને આશ્રયે જઈ રહ્યા તેનુ પરિણામ એ આવ્યુ કે, હિંદી અને તિબેટી ભિક્ષુઓના સહકારથી તિબેટી સાહિત્યમા ઘણો ઉમેરો થયો આજે જે બૌદ્ધ-ગ્રથો સસ્કૃતમા નથી મળતા, તેના તિબેટી ભાષામા કરેલા ભાષાતરો મળે છે

૭૫૩ પરતુ જૈન અને શૈવ સન્યાસીઓને વેષ બદલીને આ જ દેશમા કોઈક જગાએ સતાઈ રહેવાની ફરજ પડી હશે આથી આ બન્ને પથોનુ પુનરુજ્જીવન થયુ ખરુ, પણ તેમા બીનકુન દમ રહ્યો નહિ બૌદ્ધ અને જૈન શ્રમણોના અનાચારને લીધે લિગપૂજા અને મનુષ્યનુ બલિદાન દેનારો કાપાલિક જેવો શૈવપથ નીકળ્યો લોખડનો કાટ જેમ લોખડનો નાશ કરે છે અને અતે પોતે પણ વૃળમા ભળી જાય છે, તે પ્રમાણે મુસલમાનોની કારકીર્દિમા આ પથ પણ બૌદ્ધ અને જૈન શ્રમણોની સાથે જ જમીનદોસ્ત થયો *

૭૫૪ સોનાની, રૂપાની અને તાબાની મૂર્તિઓ મુસલમાની કારકીર્દિમા ગુમ થઈ અને માત્ર મહાદેવનુ લિંગ અને ખૂણે ખોચરે થોડીક બીજા દેવતાઓની મૂર્તિઓ, એટલુ જ બાકી રહ્યુ હશે પણ બ્રાહ્મણો તો થોડા વત્તા પ્રમાણમા ચારે બાજુ રહ્યા જ હતા આથી પોતાનો પૂજારીપણાનો ધધો ચાલુ રાખવા માટે

* આજે પશ્ચિમની સસ્કૃતિમા પણ આવુ જ બનવા પામ્યુ છે પાશ્ચાત્યોએ મધ્યમવર્ગીય લોકસત્તા સ્થાપી પરતુ આ જ લોકસત્તા સામ્રાજ્ય લોભથી દૂષિત થવાને લીધે તેમાથી ફૅશીઝમ અને નાઝીઝમ જેવા અઘોરી પથો નીકળ્યા છે અને તે પથો પાશ્ચાત્ય સસ્કૃતિ નષ્ટ કરીને જ પછી પોતે નાશ પામશે એવા સ્પષ્ટ ચિન્હો જણાય છે

ગયાના વિષ્ણુપદ જેવા પૂજાચિહ્નો ઉત્પન્ન કરીને કે, જ્યાં શક્ય હતું ત્યાં નવીન મૂર્તિઓ ઉત્પન્ન કરીને, તેમણે તો પોતાનો વ્યવસાય ચાલુ જ રાખ્યો. માત્ર શ્રમણસંસ્કૃતિ આ દેશમાંથી બીલકુલ નાબૂદ થઈ. આજે હિંદુસ્તાનમાં જે જૈન સાધુઓ છે તે, તથા આખા હિંદુસ્તાનમાં પથરાઈ ગએલ શૈવ અને વૈષ્ણવ મહંતોને શ્રમણ-સંસ્કૃતિના પુરસ્કર્તા માનવા, એ યોગ્ય નથી કારણ કે, તેઓ પોતાની સંસ્કૃતિ ફેલાવવાનો પ્રયત્ન કરતા જણાતા નથી કોઈ ગરીબના પુત્રોને પોતાના ચેલા બનાવીને પોતાની પરંપરા કેમ ચાલુ રાખવી, એટલો જ માત્ર પ્રયત્ન તેઓ કરતા હોય એવું જણાય છે.

## મુસ્લીમ કારકીર્દિ

૨૫૫. અરબ સરદાર મહમદ ઇબ્ન કાસીમે ઈ. સ. ૭૧૨ માં સિંધ ઉપર ચડાઈ કરી, અને તે આખો પ્રદેશ પોતાને કબજે કર્યો. ત્યારથી સિંધ દેશ ઉપર મુસલમાનોનું સ્વામિત્વ અબાધિત રીતે ચાલુ હતું. શંકરાચાર્યનો જન્મ ઈ. સ. ૭૮૮ માં થયો, અને જન્મ પછી ઓછામાં ઓછા પચીસ ત્રીસ વરસે તેમના દિગ્વિજયની શરૂઆત થઈ હશે. એટલે એ કાળે હિંદુસ્તાનમાં મુસલમાનો સ્થિર થયાને લગભગ સો વરસ થવા આવ્યા હતા. આવી સ્થિતિ હોવા છતાં, આ નવી ઉત્પન્ન થએલ પરિસ્થિતિનો વિચાર કરવાને બદલે શૈવ સંન્યાસી, પુરાણમાર્ગી બ્રાહ્મણ અને વેદાન્તી શંકરાચાર્ય, બધાનો પ્રયત્ન બૌદ્ધો અને જૈનોને સમૂળ ઉખેડી નાખવાને જ માત્ર જણાય છે।

૨૫૬. એક તરફ અત્યંત ભિન્ન સંસ્કૃતિ ધરાવનારા મુસલમાનો આવીને પોતાનું વર્ચસ્વ સ્થાપન કરતા હોય, ત્યારે બીજી બાજુ બ્રાહ્મણ પુરાણકાર અને બ્રાહ્મણ વેદાંતી બુદ્ધના સંબંધમાં લોકોમાં

ગેરસમજ અને દ્વેષ ફેલાવીને બૌદ્ધોનો અને જૈનોનો શિકાર કરવા માટે શૈવ રાજાઓને અને કાપાલિકો જેવા શૈવ સંન્યાસીઓને ઉત્તેજન આપતા હોય એ આશ્ચર્યકારક નથી? ખરું જોતાં આ પ્રસંગે પાર્શ્વે અને બુદ્ધે ઉપદેશેલા અહિંસાના પાયા ઉપર હિંદી સંસ્કૃતિની પુનર્રચના કરીને મુસલમાનોના અત્યાચારની સામે થવાની જરૂર હતી. પણ એમ કરે તો શિવની કે શિવલિંગની પૂજા કરીને બ્રાહ્મણોને દક્ષિણા કયાંથી મળત? સિંધ ભલે ગયો! સોરઠી સોમનાથ તો હતો ને? ત્યાંની લિંગપૂજા કરીને બ્રાહ્મણો તો મોજમજા કરતા હતા, પરંતુ તેટલાથી પણ તૃપ્ત ન થતા, બૌદ્ધો અને જૈનોના મઠોને પરંપરાગત જે ઈનામો મળ્યા હતા તેના ઉપર પણ તેમની નજર હતી જ! અને આટલા માટે જ તેમણે આ શ્રમણો સંબંધે ગેરસમજુતી ફેલાવવાનું કામ ચાલુ રાખ્યું હતું.

૨૫૭. તો શું મુસલમાનોનો પ્રતિકાર બ્રાહ્મણો નહોતા ઇચ્છતા? એમ નહોતું પણ જૈનોના અને બૌદ્ધોના મઠો તોડવા જેટલા સહેલા હતા એટલું આ મુસલમાનોનું પારિપત્ય કરવાનું કામ સહેલું નહોતું આથી આ કાર્ય તેમણે પરભાર્યું કલ્કિ અવતારને જ સોંપી દીધું. કલ્કિ અવતાર સંબંધે જે માહિતી મારા જોવામાં આવી, તેમાંની પહેલી *વિષ્ણુ પુરાણમાં* મળે છે, અને તે મુસલમાનોએ સિંધ દેશ કબજે કર્યા પછી લખાએલી હોય એવું લાગે છે 'सिंधुतटदाविकोर्वीचन्द्रभागा–काश्मीरविषयांश्च व्रात्यम्लेच्छशूद्रादयो भोक्ष्यन्ति।. अल्पप्रसादा बृहत्कोपास्सार्वकालमनृताधर्मरुचयः स्त्रीबालगोवधकर्तारः. .' ( अंश ४, अ० २४। ६२-७१॥ ) (સિંધુતટ, દાવિકોર્વી, ચંદ્રભાગા અને કાશ્મીર પ્રાંતો વ્રાત્ય, મ્લેચ્છ, શૂદ્ર વગેરે ભોગવશે. આ લોકો થોડી મહેરબાની કરનારા પણ બહુ ક્રોધ કરનારા, સદા ખોટા ધર્મ પ્રત્યે રુચિ રાખનારા, અને સ્ત્રી, બાળક અને ગાયનો વધ કરનારા હશે) મુસલમાનો ગોવધ તો રોજ

કરતા; અને યુદ્ધ વખતે પ્રસંગવશાત્ સ્ત્રીઓ અને બાળકોને પણ મારી નાખતા. એટલે તેમનું રાજ્ય સ્થપાયા પછી વિષ્ણુ પુરાણમાં આવતું આ ભવિષ્ય ભાખવામાં આવ્યુ છે, એ બાબત નિઃસંશય છે. આ બધુ થયા પછી પુરાણકારને જે મધુર સ્વપ્ન આવે છે તે એ છે કે, 'શબલ ગામના વિષ્ણુયશ નામના પ્રધાન બ્રાહ્મણને ઘેર વાસુદેવનો કલ્કિ રૂપે અવતાર થશે, અને તે બધા મ્લેચ્છોનો સહાર કરશે, અને બ્રાહ્મણધર્મની પુનઃ સ્થાપના કરશે !*

૨૫૮. આ સમયે શ્રમણોની સ્થિતિ તો અત્યંત દયાજનક થતી જતી હતી. અહિસા અને સત્યનો પ્રચાર કરવાનુ છોડીને પોતાના મઠોની જાગીરો સાચવી રાખવા માટે, તેમણે મંત્રતંત્રોનો પૂર્ણપણે સ્વીકાર કર્યો હતો. આમ હોવા છતા આ બૌદ્ધ શ્રમણોને બગાળાના પાલ રાજાઓનુ પૂરતું પીઠબળ હતુ.

૨૫૯. આ પરિસ્થિતિમા મહમદ ગઝનીની એક પછી એક એમ સત્તર સ્વારીઓ આ દેશ ઉપર થઈ. તેમણે મંદિરો અને મઠો તોડવાનો ઝપાટો ચલાવ્યો, અને હિંદુસ્તાનમાથી લખલૂટ લૂટ લઈ ગયો એ હકીકત બહુ જાણીતી છે આમ છતા શ્રમણ કે બ્રાહ્મણો પૈકી એક પણ એવો ત્યાગી પુરુષ ન નીકળ્યો કે જે, હિંદી સંસ્કૃતિના દોષો દૂર કરીને અને યોગ્ય સંગઠન કરીને મુસલમાનોના અત્યાચારોને અટકાવે. પુરાણોએ ઉત્પન્ન કરેલા મહાપંકમા જાણે કે આખો સમાજ ખૂચી ગયો હતો અને આ કીચડમાથી ઉંચુ માથુ કરવાની શક્તિ કોઈનામા જ રહી નહોતી।

---

* વિષ્ણુ પુરાણ, અંશ ૪, અધ્યાય ૨૪-૯૮ જુઓ.

૨૬૦. ભગવદ્‌ગીતાના તત્ત્વજ્ઞાનની પાસે સંપનું તત્ત્વજ્ઞાન કોણ પ્રતિપાદન કરી શકે? કૌરવ પાંડવોની જેમ કે યાદવોની જેમ અંદર અંદર લડવું એ શું વધારે ધાર્મિક નહોતું? ખુદ પરમેશ્વરે જ એમ કર્યું તો પછી હિંદી રાજાઓનું એ જ કર્તવ્ય નથી બનતું? અને ખરેખર આ કર્તવ્ય તેઓ ઉત્તમ રીતે બજાવતા હતા. મુસલમાનો આનીને બધાની જ એક સરખી રીતે ભેદભાવ વગર કતલ ચલાવતા હતા, તોપણ આપણા રાજાઓ તો અંદર અંદર જ લડ્યા કરતા હતા! કદાચ થોડા કાળ માટે લડાઈના મેદાન ઉપર મુસલમાનોનો વિરોધ કરવા માટે બધા એક થતા તો, શિસ્તના અભાવને લીધે આવા શંભુમેળાને ઘડીકમાં વિખેરી નાખતાં મુસલમાનોને વાર લાગતી નહિ. આનંદપાલ રાજાએ એકત્ર કરેલ બધા રાજાઓની મદમંદ ગઝનીની સામે કેવી રેવડી થઈ, એનું વર્ણન વાંચવા જેવું છે.* અને તે વાંચતી વખતે પાણિપતમાં થએલ મરાઠાની હારની યાદ આવ્યા વગર રહેતી નથી.

૨૬૧. મહમૂદ ગઝની આવ્યો, મંદિરો ભાંગ્યાં, લૂંટફાટ કરી અને ચાલ્યો ગયો. માત્ર પંજાબ અને સિંધમાં તેની થોડીક સત્તા રહી. ત્યાર પછી મહંમદ ઘોરીનો ઉદય થયો. પ્રથમતઃ પંજાબ અને સિંધમાં તેણે પોતાના જ ધર્મબંધુઓનો ઉચ્છેદ કરવાનું શરૂ કર્યું, અને પછી તે દીલ્હી તરફ વળ્યો. પણ ઇ. સ. ૧૧૯૧ માં કર્નાલની ઉત્તરે આવેલી તરાઈન નામની જગાએ પૃથ્વીરાજ ચહુઆણે તેને એવી સજ્જડ હાર આપી કે, તેને ભાગતાં ભોં ભારે થઈ પડી. તે માંડ માંડ જીવતો અફઘાનિસ્તાન પહોંચ્યો. પરંતુ આ પરાજયથી તેની ઉંઘ ઉડી ગઈ. એક વરસ સુધી કૌજની તૈયારી કરીને તેણે ફરીવાર હિંદુસ્તાન ઉપર હુમલો કર્યો, અને તે જ તરાઈન ગામમાં પૃથ્વીરાજનો પરાજય કરીને તેને મારી નાખ્યો, અને લગભગ

* *Mediaeval India* pp. 19-20.

આખું ઉત્તર હિંદુસ્તાન તેણે પોતાને તાબે કર્યું. પાંચ છ વરસની અવધિમાં તો મહંમદ ઘોરીનું રાજ્ય બંગાળા સુધી ફેલાયું.*

૨૬૨. મહંમદ ઘોરીની અને મહમૂદ ગઝનીની ચડાઈઓમાં એટલો જ તફાવત હતો કે, મહંમદ ઘોરીએ પોતાનું થાણું દીલ્હીમાં કાયમ નાટે નાખ્યું, અને જ્યાં ત્યાં મંદિરોના પથરો કાઢીને એ જ મંદિરોની જગાએ મસીદો અને ઈદગાહો બંધાવવાની તેણે શરૂઆત કરી. આ વખતે બ્રાહ્મણો ઉપર કેવો જુલમ ગુજારવામાં આવ્યો, તેનું વર્ણન અગાઉ નિર્દેશ કરેલા+ મહાભારતના વનપર્વના એકસો નેવુંમા અધ્યાયમાં મળે છે. કેઠ તે વખતે વળી બ્રાહ્મણોને ચૈત્યોનું સ્મરણ થયું. ચૈત્યોની જગાએ શું કે મંદિરોની જગાએ શું, બધી જગાએ ઈદગાહ અને મસીદો બંધાશે એ ભવિષ્ય તેમણે આ અધ્યાયમાં ઘુસાડી દઈને વિષ્ણુપુરાણના ભવિષ્યની નવી આવૃત્તિ કાઢી. બાકી મુસલમાનોનું પારિપત્ય કરવાનું કામ તો તેમણે પણ વિષ્ણુપુરાણની માફક કલ્કિ અવતારને જ સોંપી દીધું! માત્ર એમાં એટલો તફાવત કે, મહાભારતના ભવિષ્યમાં વિષ્ણુયશ જાતે જ કલ્કિનો અવતાર થાય છે.

## રામાનુજ અને માધ્વ પંથો

૨૬૩. વૈષ્ણવ સંપ્રદાયના લગભગ બધા પુરસ્કર્તાઓ મહમૂદ ગઝનીની સ્વારીઓ પછી ઉદય પામ્યા. તેમાંના પ્રથમ રામાનુજ થયા. ગુપ્ત રાજાઓની કારકીર્દિમાં જ વાસુદેવની પૂજા ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાઈ હતી. ત્યાર બાદ છઠ્ઠા કે સાતમા સૈકામાં તે દક્ષિણમાં ફેલાવા લાગી હશે. વિષ્ણુભક્તોના આગેવાનોને (આચાર્યોને) તામીલ દેશમાં 'આળવાર' કહે છે. શૈવધર્મની સમક્ષ આ આળવારનો પ્રભાવ પડે એ અશક્ય હતું. કારણ કે, શૈવધર્મને રાજાઓનું તો

* Early History of India, pp. 403-4;
+ વિ૦ ૩, ૧૨૯ વગેરે.

પીઠબળ હતુ જ, તેમાં વળી શંકરાચાર્ય જેવા વેદાંતી આચાર્યનું બળ મળ્યું. આથી વૈષ્ણવ સંપ્રદાયને પણ કોઈ આવા વેદાંતી આચાર્યની ખોટ જણાવા લાગી, અને આ ખોટ રામાનુજાચાર્યે પૂરી.

૨૧૪. રામાનુજાચાર્યનો જન્મ શ્રીરંગમના પૂજારી કુટુંબમાં ઇ. સ. ૧૦૧૭માં થયો. તેમણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો, અને વૈષ્ણવ ધર્મને અનુકૂળ એવું બ્રહ્મસૂત્રભાષ્ય પણ લખ્યુ. તેમના આ નવીન સંપ્રદાયને વિશિષ્ટાદ્વૈત કહે છે. તે સમયે કુલોત્તુંગ નામનો ચોલ રાજા રાજ્ય કરતો હતો. તેને રામાનુજનો આ નવો સંપ્રદાય ન ગમ્યો, અને તેથી રામાનુજને ઇ. સ. ૧૦૮૦ અને ૯૦ ની દરમ્યાન શ્રીરંગમ છોડીને નાસી જવું પડયુ. કુલોત્તુંગ રાજાએ રામાનુજના મિત્ર કુરત્તાળવારની આંખો ફોડાવી અને એ રીતે નવા સંપ્રદાય ઉપર અત્યાચાર કરવાની શરૂઆત કરી. બૌદ્ધો અને જૈનોને બાળનાર શૈવરૂપી અગ્નિની આંચ થોડી ઘણી રામાનુજને પણ લાગી એમ માનવું જોઈએ ! છતાં તેને લીધે આ નવીન સંપ્રદાયના સંસ્થાપક અહિંસક બન્યા નહિ. મૈસૂર રાજ્યમાં દસ બાર વરસ રહીને ત્યાંના રાજા બિટ્ટિદેવ ( વિષ્ણુવર્ધન ) ને પોતાનો અનુયાયી બનાવીને જૈનોનો સંહાર કરવાનુ તેમનુ કામ તેમણે ચાલુ રાખ્યુ હતુ ! ઘણા જૈનોને તેલની ઘાણીમા નાખીને તેમણે પીસાવ્યા, એમ તેઓના અનુયાયીઓ બહુ ગૌરવથી કહે છે. પરતુ એસ. કૃષ્ણસ્વામી આયંગરનું કહેવું એવુ છે કે, આ વાતો બધી કાલ્પનિક હશે.* ગમે તે હો, પણ પ્રસંગ આવ્યે રામાનુજાચાર્ય આવુ આચરણ કરતાં અચકાત નહિ એટલુ તો ખરૂ. કારણ કે રામાનુજ પણ તેમની અગાઉ થઈ ગયેલ શૈવ સાંપ્રદાયિકોની જેવા જ એક સાંપ્રદાયિક હતા અને તેમની અને શૈવોની ક્રૂરતામા તફાવત માત્ર અંશનો હશે, જાતિનો નહોતો.

૨૧૫. આ તફાવત ખુદ મહાદેવ અને વિષ્ણુમાં પણ જોઈ

* Ancient India, pp 258–60 જુઓ.

શકાય કે મન્ને દેવો જરૂર પડ્યે દૈત્યોનો સહાર કરનારા છે જ. માત્ર વિષ્ણુ મહાદેવ જેટલો તીવ્ર નથી મહાદેવ તો ભૂતપિશાચનો રાજા ! તેના સંપ્રદાયમા પાશુપત અને કાપાલિક જેવા પંથો ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે પરતુ વાસુદેવના ભક્તોમા આવુ અઘોરીપણુ ઉપજવુ શકય નહોતુ આથી જ્યા જ્યા બૌદ્ધ અને જૈન સંપ્રદાયનુ વર્ચસ્વ તાજેતરમા નષ્ટ થવા લાગ્યુ હતુ ત્યા ત્યા વાસુદેવની કે વિષ્ણુની પૂજા લોકપ્રિય થવા લાગી આવુ જ દક્ષિણમા બન્યુ શૈવોએ બૌદ્ધ અને જૈન ધર્મની સાવ પડતી કર્યા પછી ત્યા વાસુદેવની પૂજા ફેલાવા લાગી પન્તુ એ પૂજાને વૈદિક સંપ્રદાયનો આધાર ન હોવાથી, વરિષ્ઠ વર્ગમા તેને ઝાઝો આદર મળ્યો નહિ આથી રામાનુજે શ્રીભાષ્ય અને બીજા ગ્રંથો લખીને વિષ્ણુપૂજાને મહત્ત્વ આપવાનો પ્રયત્ન કર્યો, અને તે કેટલેક અંશે સફળ પણ થયો

૨૬૬ રામાનુજની પછી દક્ષિણમા એક બીજો વૈષ્ણવ સંપ્રદાય ઉત્પન્ન થયો તેના પ્રવર્તક મધ્વાચાર્યનો ઈ સ ૧૧૯૭ મા જન્મ થયો અને મૃત્યુ ૧૨૭૬ કે ૭૭મા થયુ આ સમયે ઉત્તરમા મુસલમાનોનુ આધિપત્ય સુદૃઢ થવા લાગ્યુ હતુ જ્યા ત્યા મસીદો અને ઈદગાહો વધવા લાગ્યા હતા અને લોકોને જબરદસ્તીથી મુસલમાન બનાવવામા આવતા હતા આમ છતા દક્ષિણના આ નવા બ્રાહ્મણ આચાર્યો નવા નવા પંથો સ્થાપવામા જ ગૌરવ સમજતા હતા ! જેમ રાજકીય બાબતોમા અંધાધુંધી ચાલુ હતી તેવી જ તે ધાર્મિક બાબતમા પણ હતી, જેમ કહેવુ જોઈએ રાજકીય બાબતમા કોઈ એક નાનો જમીનદાર ઊભો થાય, પોતાનુ નાનુ સૈન્ય એકઠુ કરે, આસપાસનો પ્રદેશ એ સૈન્ય વડે કબજે કરે અને પછી તેનો પોતે રાજા થાય, એવુ ચાલતુ હતુ એ જ રીતે ધાર્મિક બાબતમા પણ કોઈ એક વિદ્વાન્ બ્રાહ્મણ આગળ આવે, પોતાને અનુકૂળ થાય એવુ બ્રહ્મસૂત્રનુ ભાષ્ય લખે, અને એક સંપ્રદાય ને પરંપરા

સ્થાપન કરે, એવુ ચાલતુ હતુ અને સામાન્ય લોકોના દુ:ખની, જેમ રાજાઓને દરકાર ન હોતી તેવી જ રીતે આ ધાર્મિક આચાર્યોને પણ સામાન્ય લોકોનુ દુ:ખ શુ છે એની બીલકુલ ખબર ન હોતી. ન તેઓ પોતાના એશઆરામમા નિમગ્ન હતા અને આ આચાર્યો પોતાના સંપ્રદાયમા નિમગ્ન હતા.

૨૬૭ રામાનુજ અને મધ્વ બન્નેએ ગોપીને બીલકુલ મહત્ત્વ આપ્યુ નથી આથી આ બે સંપ્રદાયો કર્મઠ બન્યા. પરંતુ નિમ્બાર્ક, વલ્લભ અને ચૈતન્ય ત્રણ વૈષ્ણવ આચાર્યોએ રાધા અને ગોપીઓને મહત્ત્વ આપ્યાથી તેમના સંપ્રદાયમા નિશ્ચિંતતા આવી

## રાધાકૃષ્ણ પંથ

૨૬૮ રાધાને અને ગોપીઓને મહત્ત્વ આપનારો પ્રથમ વૈષ્ણવ આચાર્ય નિંબાર્ક હતો તે ઇ° સ ૧૧૬૨ મા મરણ પામ્યો, એમ ડૉ° ભાં રાંર કહે છે* પરંતુ રામાનુજાચાર્યની માફક જ આની મૃત્યુતિથિ સંબંધે પણ વાદવિવાદ ચાલુ છે પણ બારમા સૈકાના ઉત્તરાર્ધમા તેણે પોતાનુ કાર્ય કર્યું એમ માનવામા બાધ નથી આ જાતે તેલુગુ બ્રાહ્મણ હતો તેણે વાસુદેવની પૂજાને એક જૂદી જ દિશા આપી. વિષ્ણુ અને લક્ષ્મી કે કૃષ્ણ અને રુકિમણીને એક બાજુએ રાખીને નિંબાર્કે રાધાકૃષ્ણની પૂજાને વધારે મહત્ત્વ આપ્યુ

૨૬૯ તેની પછી પંદરમી સદીની આખરમા અને સોળમી સદીની શરૂઆતમા વલ્લભાચાર્ય અને ચૈતન્યે આ રાધાકૃષ્ણની પૂજાનો વધારે વિકાસ કર્યો આગળ જતા કૃષ્ણ કરતા રાધાની જ પૂજા વધારે થવા લાગી, અને તે સ્વાભાવિક હતુ બૌદ્ધ અને શ્રમણ પંથો આગના બધા સાગી હોવા છતા સુખચેનમા રહેવા

* Vaishnavism etc p 88 note

લાગતાં જ તત્ત્વજ્ઞાનમાં તેમણે પ્રવેશ કર્યો, પછી કૃષ્ણભક્ત તેમાંથી અલિપ્ત કેમ રહે? કૃષ્ણ અને ગોપીની ક્રીડાઓ ગુપ્ત ગજાઓના સમયમાં જ વણિક વર્ગમાં પ્રિય થવા લાગી હતી, અને સામાન્ય વર્ગોમાં પણ તેનો પડઘો પડવા લાગ્યો હતો, તો એ જ વાસુદેવની ભક્તિ ઉપર ઉભા થએલા આ બધા પંથો સ્ત્રીઓની બાબતમાં નીતિમાન રહે એ અશક્ય હતું. તેમણે ખુલ્લી રીતે રાધાને મહત્ત્વ આપ્યું, અને તેના પાયા ઉપર પોતાના તત્ત્વજ્ઞાનની રચના કરી. તેનું જે પરિણામ થવાનું તે થયું જ. માત્ર તેમનામાં અને શ્રમણપંથમાં જે તફાવત હતો તે એ કે, શ્રમણોના તત્ત્વજ્ઞાનમાં અને તાંત્રિક આચરણમાં મેળ નહોતો પણ આ રાધાકૃષ્ણના વૈષ્ણવ સંપ્રદાયના લોકોના આચરણમાં અને તત્ત્વજ્ઞાનમાં ઝાઝો વિરોધ નહોતો

## રામાનંદી અને વારકરી પંથ

૨૭૦ બધા વૈષ્ણવ આચાર્યોમાં સામાન્ય લોકોની જેને દયા આવી હોય એવો પ્રથમ આચાર્ય રામાનંદ ગણાય. રામાનંદનો જન્મ પ્રયાગમાં ઇ. સ. ૧૨૯૯ કે ૧૩૦૦માં થયો. તે એકસો અગિયાર વર્ષ જીવ્યો હતો એમ કહેવાય છે. એટલે કે તે ઇ. સ. ૧૪૧૧માં મરણ પામ્યો એમ માનવામાં આવે છે. રામાનંદની ખાસ વિશિષ્ટતા એ હતી કે, તેણે પોતાના શિષ્યવર્ગમાં બધી જાતિઓનો સમાવેશ કર્યો. તેના શિષ્યોમાં સૌથી વધારે પ્રસિદ્ધ પામેલ ભક્ત કબીર જાતનો મુસલમાન વણકર હતો. બીજી વાત એ કે તેણે વાસુદેવ કૃષ્ણને અને ગોપીઓને એક બાજુએ મૂકીને એકપત્નીવ્રતી રામને મહત્ત્વ આપ્યું.

૨૭૧ રામાનંદના આ પ્રયત્નના સુપરિણામોની અસર મહારાષ્ટ્ર સુધી પહોંચી હશે. પઢરપૂરનો વિઠોબા વાસુદેવ કૃષ્ણ ખરો, પરંતુ તેની પાછળ ગોપીઓનું લશ્કર નથી, તે માત્ર રુક્મિણીનો પતિ

બન્ને. આ મહારાષ્ટ્રીય વૈષ્ણવ સંપ્રદાયમાં પણ નામદેવ-તુકારામ જેવા સંતો આગળ આવ્યા; અને તેમણે પણ પોતાના બધા ગ્રંથો સામાન્ય લોકોની ભાષામાં રચ્યા.

૨૭૨. ઉત્તરનો રામાનંદી સંપ્રદાય અને દક્ષિણનો વારકરી સંપ્રદાય બન્ને વૈષ્ણવ સંપ્રદાયોના ઉપદેશમાં અને બુદ્ધના ઉપદેશમાં ઘણું મળતાપણું જણાય છે. બુદ્ધનો ઉપદેશ સામાન્ય જનતા માટે હોવાથી તે તેણે ચાલુ લોકભાષામાં આપ્યો; એ જ રીતે આ સંપ્રદાયના સાધુઓએ પણ પોતાનો ઉપદેશ ચાલુ લોકભાષામાં જ આપ્યો. બુદ્ધની જે સર્વ પ્રાણીઓ પ્રત્યે અનુકંપા જણાય છે તેવી જ આ સંતોની પણ જણાય છે. બુદ્ધે જેમ બ્રાહ્મણોના વર્ચસ્વ ઉપર હુમલા કર્યા, તેવી જ રીતે આ સંતોએ પણ કર્યું. એટલું જ નહિ, પણ સાધનોની બાબતમાં પણ બુદ્ધે જેમ સત્સંગને મહત્ત્વ આપ્યું તેમ આ સંતોએ પણ આપ્યુ. દાખલા તરીકે સાધુઓના સત્સંગના સંબંધમાં બૌદ્ધ સાહિત્યમાં થોડોક કાવ્યાત્મક ઉપદેશ નજરે પડે છે તે અહીં આપું છું.

૨૭૩. "એક વાર ભગવાન શ્રાવસ્તીના જેતવનમાં અનાથપિંડિકના આગમમાં રહેતા હતા, તે વખતે સંતોનું ગુણગાન કરનારી કેટલીક દેવતાઓ (सतुल्लपकायिका) તેની પાસે આવી. અને તેમાંની એક દેવતાએ આ ગાથા કહી—

सब्भिरेव समासेथ सब्भि कुब्बेथ संथवं ।
सतं सद्धम्ममञ्ञाय सेय्यो होति न पापियो ॥

(સંતોની સાથે જ રહેવું અને સંતોની જ સંગતિ કરવી. સંતોના સદ્ધર્મનું જ્ઞાન મેળવવાથી કલ્યાણ થાય છે, નુકસાન થતું નથી.)

૨૭૪. "બીજી દેવતાએ આ જ ગાથા કહી, માત્ર તેનું ચોથું ચરણ આ જાતનું હતુંઃ— पञ्ञं लभति नाञ्ञतो. આનો અર્થ

આ જાતનો થાય—સંતોનો સદ્ધર્મ જાણવાથી પ્રજ્ઞા મળે છે, તે બીજે માર્ગે મળતી નથી ત્રીજી દેવતાએ પણ આ જ ગાથા કહી, માત્ર ચોથુ ચરણ આ જાતનુ હતુ—**सोकमज्झे न सोचति** તેનો અર્થ—સંતોનો સદ્ધર્મ જાણવાથી શોક કરનારી દુનિયામા માણસ શોકાકુલ થતો નથી ચોથી દેવતાએ પણ આ જ ગાથા કહી માત્ર તેનુ ચોથુ ચરણ આ જાતનુ હતુ—**ञातिमज्झे विरोचति** તેનો અર્થ—સંતોનો સદ્ધર્મ જાણવાથી મનુષ્ય પોતાની જ્ઞાતિમા પ્રકાશે છે પાચમી દેવતાએ પણ આ જ ગાથા કહી, માત્ર ચોથુ ચરણ આ જાતનુ હતુ—**सत्ता गच्छन्ति सुगतिं** તેનો અર્થ—સંતોનો સદ્ધર્મ જાણવાથી પ્રાણી સ્વર્ગે જાય છે છઠ્ઠી દેવતાએ પણ આ જ ગાથા કહી માત્ર ચોથુ ચરણ આ જાતનુ હતુ—**सत्ता तिट्ठन्ति सातत** તેનો અર્થ—પ્રાણીઓ ચિરકાલ સુખી થાય છે

૨૭૫ "ત્યાર પછી તે દેવતાઓએ ભગવાનને પૂછ્યુ કે, તેમા સુભાષિત કયુ? ભગવાન બોલ્યા, 'પર્યાયે કરીને બધાનુ જ સુભાષિત છે પરતુ મારૂ કહેવુ પણ સાભળો—

**सब्भिरेव समासेथ सब्भि कुब्बेथ संथव ।**
**सत सद्धम्ममञ्ञाय सब्बदुक्खा पमुच्चति ॥'**

અહીં ચોથા ચરણનો અર્થ—પ્રાણી બધા દુ ખોમાથી મુક્ત થાય છે"*

૨૭૬ **'सगति कीजै साधुकी, हरै और की व्याधि ।'** વગેરે કબીરના વચનોની સાથે, તથા—

**'धन्य आजि दिन । झालें सताच दर्शन ॥ १ ॥**
**जाली पाश ताषा तुटी । दैन्य गेलें उठाउठी ॥ २ ॥**
**झालें समाधान । पार्या विसावलें मन ॥ ३ ॥**
**तुका म्हणे आले घरा । तोचि दिवाळी दसरा ॥४॥'**

* દેવતાસયુત્ત, સતુલ્લપકાયિક વગ્ગ સુત્ત ૧ લુ જુઓ

વગેરે તુકારામના વચનોની સાથે, તેમ જ તે સમયના બીજા સાધુ સંતોના આવા પ્રકારના વચનોની સાથે ઉપરના અવતરણની જો તુલના કરીએ, તો એમ કહેવાનું મન થાય છે કે, આ સંતમંડળીએ સમ્યગતિની કલ્પના બૌદ્ધ સાહિત્યમાંથી જ લીધી હશે

૨૭૭ પરંતુ બિના ? સંતો બુદ્ધ સબંધે ઝાઝું જાણતા હોય એવું જણાતું નથી

ये कर्ता नहिं बौद्ध कहावै, नहीं असुरको मारा।
ज्ञानहीन कर्ता भरमे माया जग संहारा॥

આ વચન ઉપરથી વિષ્ણુપુરાણમાં આવતા બુદ્ધાવતારની માહિતી કબીરને હતી એમ લાગે છે કબીર કાશીમાં રહેતો હોવાથી આ બીના કદાચિત પણ તે જાણતો હતો, પરંતુ તુકારામને તો આટલી પણ ખબર નહોતી બૌદ્ધ અવતાર એટલે માત્ર મૂંગો એટલી જ તેની કલ્પના હતી। बौद्ध अवतार माझिया अदृष्टा। मौन्य मुखें निष्ठा धरियेली (મારા નશીબ જ ફુટેલું છે, કારણ કે બૌદ્ધ અવતારે મૌનવ્રત લીધું છે )

૨૭૮ બુદ્ધે પચીસ વરસ સુધી સામાન્ય જનતાના હિત માટે ઉપદેશ કર્યો હતો, એ બાબત આપણા તુકારામ કે કબીર જેમ સમજે? પુરાણોનું ગહન અરણ્ય વીંધીને તેની સામે પાર આ સંતોની દૃષ્ટિ ક્યાંથી પહોંચે? તો પછી આ સાધુસંતોના વચનોમાં ભૂતદયાના, સર્વ લોક પ્રત્યે સમતાથી વર્તવાના સંતોની સંગતિના ગુણવર્ણનના જે ઉદ્ગારો બૌદ્ધ સાહિત્યમાં નજરે આવે છે તે ઉદ્ગાર આ સાધુસંતોના વચનમાં આવ્યા ક્યાંથી? તેનો જવાબ એટલો જ કે, સામાન્ય જનતામાંથી બુદ્ધોપદેશનું બીજ નાશ પામ્યું નહોતું, કોઈને કોઈ સ્વરૂપે તે અસ્તિત્વમાં હતું અને તેનો જ વિકાસ આ સાધુસંતોએ અનેક રીતે કર્યો માત્ર તેમને પોતાનો

આ ઉપદેશ રામ અને કૃષ્ણ બે અવતારોના આધારે કરવો પડ્યો. આથી તેમના ઉપદેશમાં અને દેવોમાં મેળ ન રહ્યો.

૨૭૯. **सिरजनहार न ब्याही सीता जलपाषाण नहिं बंधा।**
**वे रघुनाथ एकके सुमिरे जो सुमिरे सो अंधा ॥**

આમાં કબીર કહે છે કે, રામે સીતાની સાથે વિવાહ કર્યો, સેતુ બાંધ્યો વગેરે બધી વાતો ખોટી છે. છતાં રામાયણનો નાશ થયો નહિ, અને તુલસીદાસે તેનો હિંદી અનુવાદ કરીને વિશેષ પ્રચાર કર્યો. મહારાષ્ટ્રના સંતમંડળે વિઠોબાને એક જ સ્ત્રી ગણી, છતા ભાગવતનો નાશ ન થયો, અને રાધા અને બીજી ગોપીઓ પણ રહી. તાત્પર્ય, કોઈપણ સંતમા પુરાણોને સમૂળ ઉખેડી નાખવાનુ સામર્થ્ય નહોતું. તેમણે માત્ર દૂધની ભૂખ જેમ તેમ કરીને છાશ ઉપર છીપાવી એટલુ જ.

૨૮૦. આ સતમંડળનો સમય માનવી સંકટનો સમય હતો. મુસલમાન રાજાઓને હિંદુસ્તાન પ્રત્યે બીલકુલ આદર નહોતો. કારણ કે, તેમને મન હિંદુ લોકો કાફર, હરામખોર, તેમના ઉપર તે વળી દયા કરવાની હોય? આથી તેમની કારકીર્દિમા ગામડા બાળવા, લૂટવા અને સ્ત્રીબાલકોની કત્તલ કરવી, આ બધું તો સર્વસામાન્ય હતુ, અને તેથી વારવાર દેશમા દુકાળ પડતા હતા. મુસલમાનોના સહવાસથી આ રોગ રજપુતોને પણ લાગુ પડ્યો. મુસલમાનોના હુમલા થતા ત્યારે, તેઓ આજુબાજુના ગામડા બાળી મૂકીને ડુંગરો કે જગલોમા ભરાતા, અને ત્યાંથી મુસલમાનો ઉપર હુમલા કરતા. મરાઠાની કારકીર્દિમા તો આ રોગ બહુ જ ફેલાયો. હિંદુસ્તાનમાં લોકોના દુ:ખોનો પારવાર ન રહ્યો. તુકારામ જાતે આવા દુકાળમાં સપડાયો. આથી તેની મોટી સ્ત્રી તથા પુત્ર મરણ પામ્યાં. તેના સાધુત્વનું કારણ આ દુકાળ જ હતો એ સુપ્રસિદ્ધ હકીકત છે.

૨૮૧. આવા સમયે આ સાધુસંતોના ઉપદેશને લીધે લોકોને થોડી ઘણી શાંતિ મળી હશે. 'आलिया भोगासीं असावें सादर। देवावरी भार घालूनियां ॥' લૂંટફાટ ચાલે છે, ગામડાંઓ બાળી નાંખવામાં આવે છે; હવે કરવું શું? તો સાદર રહેવું; ઈશ્વરને માથે આ બધાનો ભાર મૂકીને બાયડી છોકરાંને લઈને ક્યાંક ભગઈ બેસવું. બીજું શું થાય? દુકાળ પડે તો જ્યાં અન્ન મળે ત્યાં જઈને રહેવું. ઈશ્વર ઉપર આધાર રાખવા સિવાય બીજું ગરીબ જનતા શું કરી શકે? અર્થાત્ એ કાળે આ જ ઉપદેશ યોગ્ય હતો. મહેનત મજૂરી કરનારી ગરીબ મજૂર સ્ત્રીઓ, પોતાનાં બાળકો પાડોશીઓને હેરાન ન કરે માટે એમને અફીણ ખવરાવીને પછી કામે જાય છે. છોકરાં અફીણના ઘેનમાં આખો દિવસ છાનાંમાનાં પડ્યાં રહે છે; તેમને માતાના દૂધનું-સ્મરણ થતું નથી. તે પ્રમાણે તે સમયે સાધુ-સંતોના ઉપદેશને લીધે અંધાધુંધીનાં આ બધાં દુઃખો સહન કરવા હિંદી જનતા સમર્થ થઈ હશે.

૨૮૨. પુરાણો તો યુદ્ધો અને રક્તપાતથી ભરેલાં. તેમાંના કૃષ્ણ જેવા દેવને સોળ હજાર સ્ત્રીઓ. તેના કેટલાક ભક્તોએ તો તેની સ્ત્રીને એક બાજુએ રાખીને રાધા જેવી પરસ્ત્રીને પુરાણોમાં આગળ કરી! આવાં આ પુરાણોનું જોર એક તરફથી વધતું જતું હતું ત્યારે મુસલમાનોની સ્વારીઓ થવા લાગી. જાણે કે પુરાણો એ આ સ્વારીઓનાં પૂર્વચિહ્નો જ હોય! મુસલમાનોએ પુરાણોમાં લખેલી હકીકતોને શક્ય તેટલી અમલમાં મૂકી બતાવી. લડાઈઓ, રક્તપાત, જનાનખાના બધું હવે મૂર્તિમંત નજરે પડવા લાગ્યું. આ સંકટમાં સેંકડો વરસોથી સપડાએલી હિંદી જનતાના કેટલાક સુસંસ્કારો હજી નાશ પામ્યા નથી. ચીન સિવાય બીજા દેશોની સાથે સરખા-વતાં સૌમ્યતામાં હિંદી જનતાનો નંબર પહેલો આવે. કૃષ્ણને હજારો સ્ત્રીઓ હતી ખરી, પણ હિંદુસ્તાનમાં એકપત્નીવ્રતની કિંમત હજી

વધારે છે. મદ્યપાનવિરતિ માટે તો આપણે પ્રસિદ્ધ છીએ. એટલે પાર્શ્વે અને બુદ્ધે રોપેલું સત્કર્મનું બીજ હજી આપણામાંથી નાશ પામ્યું નથી એમ કહેવું ઘટે. મુસલમાની કારકીર્દિ દરમ્યાન આ બીજની થોડીઘણી સંભાળ લેવાનું કાર્ય મોટે ભાગે રામાનંદી અને વારકરી પંથોને ઘટે છે.

## અકબરનો પ્રયત્ન

૨૮૩. રામાનંદી અને વારકરી પંથોએ સૌજન્ય અને બંધુભાવનાના પ્રચાર માટે પુષ્કળ પ્રયત્નો કર્યાં ખરા, છતાં પણ આપણામાંના સંપ્રદાયો તથા જાતિભેદ નાશ પામ્યા નહિ. તેને અટકાવવા માટે અકબર બાદશાહે થોડોક પ્રયત્ન કર્યો. પોતાની કારકીર્દિના ઉત્તરાર્ધમાં (ઇ. સ. ૧૫૮૦ પછી) એણે એક દીન-ઇ-ઇલાહી (ઈશ્વરીય સંપ્રદાય) નામનો પંથ સ્થાપ્યો. આ નવીન પંથનું ધોરણ એવા પ્રકારનું હતું કે, ઈશ્વરના અસ્તિત્વ તરીકેના સાક્ષાત્ ચિહ્ન તરીકે સૂર્યોપાસના કરવી, પણ કોઈ પણ પ્રકારની સાંપ્રદાયિકતા રહેવા દેવી નહિ. પરંતુ અકબરના દરબારમાંના આંગળીને વેઢે ગણી શકાય એટલા અધિકારીઓ સિવાય બીજા કોઈ લોકોએ આ પંથને સ્વીકાર્યો નહિ. કારણ સ્પષ્ટ છે. આ પંથમાં પૂજાવિધિનો અભાવ હોવાથી, બ્રાહ્મણોનું ટટ્ટુ એમાં ચાલે તેમ નહોતું, અને તેમાં કુરાનને મહત્ત્વ આપવામાં આવ્યું ન હોવાથી મૌલવી અને મૌલાનાઓને એ ધર્મથી લાભ થાય એમ નહોતું.

૨૮૪. આ જ સમયમાં બ્રાહ્મણોના પૂર્વસંસ્કાર અલ્લોપનિષદને રૂપે જાગ્રત થયા. આ ઉપનિષદનો કર્તા કોણ હતો, અને તેને સંસ્કૃત ભાષાનું કેટલું જ્ઞાન હતું તે કહી શકાતું નથી. પણ તેનું ઉપનિષદ્ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતું હોવાથી તે આખું અહીં આપવામાં આવે છે.

अथाल्लोपनिषदं व्याख्यास्यामः। अस्माल्लां इल्ले मित्रावरुणा दिव्यानि धत्ते ॥ इल्लल्ले वरुणो राजा पुनर्ददुः। हयामित्रो इल्लां इल्लल्लेति ॥ इल्लल्ला वरुणो मित्रस्तेजस्कामः ॥१॥ होतारमिन्द्रो होतारमिन्द्रो महासुरिन्द्राः। अल्लो ज्येष्ठं श्रेष्ठं परमं पूर्णं ब्रह्माणं अल्लाम् ॥२॥ अल्लो रसूलमहामदरकबरस्य अल्लो अल्लाम् ॥३॥ आदल्लाबूकमेककम्। अल्लाबूकनिखातकम् ॥४॥ अल्ला यज्ञेन हुतहुत्वा। अल्ला सूर्यचन्द्रसर्वनक्षत्राः ॥५॥ अल्ला ऋषीणां सर्वदिव्यां इन्द्राय पूर्वं माया परममन्तरिक्षाः ॥६॥ अल्लः पृथिव्या अन्तरिक्षं विश्वरूपम् ॥७॥ इल्लां कबर इल्लां कबर इल्लां इल्लल्लेति इल्लल्लाः ॥८॥ ओम् अल्ला इल्लल्ला अनादिस्वरूपाय अथर्वणा श्यामा हुं ह्रीं जनान् पशून् सिद्धान् जलचरान् अदृष्टं कुरु कुरु फट् ॥९॥ असुरसंहारिणी हुं ह्रीं अल्लो रसूलमहमदरकबरस्य अल्लो अल्लाम् इल्लल्लेति इल्लल्लाः ॥१०॥ इत्यल्लोपनिषत्समाप्ता ॥

૨૮૬. ઈ સિંધ દેશ કબજે કરતાવેત જ બ્રાહ્મણોએ તેને બીજા સર્વ દેવો કરતા મોટો બનાવીને પોતાનુ અસ્તિત્વ ટકાવી રાખ્યુ ત્યાર પછી શક રાજા થયા તેમના મહાદેવને પણ વેદનો આધાર બતાવીને અને શ્વેતાશ્વતર ઉપનિષદની રચના કરીને તેમણે પોતાનો પુજારીનો ધધો કાયમ ટકાવી રાખ્યો ગુપ્ત રાજાઓના સમયમા મહાભારતની વૃદ્ધિ કરીને અને ભગવદ્‌ગીતા રચીને તેમણે વળી એક નવા દેવને પોતાનો કરી લીધો પરતુ મુસલમાનોની કારકીર્દિમા તેમને ક્યાય સ્થાન ન રહ્યુ એટલામા અકબર જેવો ઉદાર મનનો રાજા તેમને મળ્યો તે વખતે તેમના પૂર્વસસ્કારો પાછા જાગ્રત થયા અને અલ્લાને ભેળવીને આ નવુ ઉપનિષદ રચ્યુ પરતુ આ નાનુ ઉપનિષદ બધા પુરાણો અને કુરાન ઉપર વિજય મેળવી શકે એવુ નહોતુ અર્થાત્ તે એમને એમ પડયુ રહ્યુ

૨૮૭ એમ જો કલ્પના કરીએ કે, અકબરના મુસલમાની ધર્મની પાછળ કુરાન હતુ જ નહિ, અને તે શક રાજાઓના મહાદેવની માફક માત્ર પોતાના અલ્લાને લઈને હિંદુસ્તાનમા આવ્યો, છતા પણ મહાદેવ અને વાસુદેવને હરાવીને બધી જગાએ તે અલ્લાની સ્થાપના કરી શક્યો ન હોત કારણ કે, વૈષ્ણવો અને શૈવોના મદિરોમા જે ધન મળતુ હતુ તે છોડવા બ્રાહ્મણો તૈયાર ન થાત બુદ્ધના સમયમા જેમ બ્રહ્મા જગતનો આદિકર્તા બન્યો, શકોની કારકીર્દિમા જેમ મહાદેવ જગતનો આદિકર્તા બન્યો તેમ મુસલમાનોની કારકીર્દિમા અલ્લા જગતનો આદિકર્તા બનત જગતના ત્રણ આદિકર્તા હતા, તેમા ચોથો ઉમેરાત એટલુ જ તાત્પર્ય, મુસલમાની કારકીર્દિમા પુરાણોના પાશમાથી મુક્ત થવુ હિંદી જનતા માટે બીલકુલ શક્ય નહોતુ.

## ગ્રીક અને રોમન લોકો

૧. પાશ્ચાત્ય સંસ્કૃતિનો પાયો ગ્રીક લોકોએ નાખ્યો. ઈજિપ્ત અને બાબિલોનિયાના હજારો વરસના જૂના ચાલતા આવેલા સામ્રાજ્યોની પડતી થયા પછી ગ્રીક લોકોનો ઉદયકાળ શરૂ થયો. તેમા ખાસ વિશેષતા એ હતી કે, ગ્રીક લોકોમા સાર્વભૌમ રાજાની પૂજા નહોતી. સામાન્ય જનતા રાજા વગર પણ રાજ્ય કરી શકે છે એવુ માનવ સમાજના ઇતિહાસમા પ્રથમતઃ ગ્રીક લોકોએ સિદ્ધ કર્યું એમ કહેવુ ઘટે. તેઓમા ગુલામો ઘણા હતા અને પોતાના માલેકને માટે આ ગુલામોને સખત કામ કરવુ પડતુ ગ્રીક લોકોની સંસ્કૃતિમા આ એક જો કે જબરો દોષ હતો, તોપણ મધ્યમ વર્ગના સામાન્ય માણસો પોતાના રાજકર્તાઓ–આગેવાનો ચૂંટી શકે એ હક્ક પણ પ્રથમ તેમણે જ સિદ્ધ કર્યો.

૨ આપણામા વજ્જી, મલ્લ, વગેરે લોકોના ગણસત્તાક રાજ્યો બુદ્ધના જમાનામા અસ્તિત્વમા હતા છતા તેમની સરખામણી ગ્રીક લોકોના પ્રજાસત્તાક રાજ્યો સાથે કરી શકાય એવુ નથી આ ગણસત્તાક રાજ્યોમા ગુલામો તો હતા જ, પણ તે ઉપરાત મધ્યમ

વર્ગના લોકોને પણ રાજ્યશાસનમાં બીલકુલ અધિકારો ન હતા. એક કે અનેક ગામોના સર્વાધિકારી જમીનદાર—જેમને રાજા કહેતા—એકત્ર થઈને પોતાનો એક મહારાજા ચૂંટતા, અને તેના હુકમ પ્રમાણે તેઓ બધા પોતપોતાનાં રાજ્ય ચલાવતા. ખાસ પ્રસંગોમાં મહારાજાને આ રાજાઓની અનુમતિ લેવાની જરૂર પડતી. શાક્યોનું રાજ્ય પણ આવી જ જાતનું હતું. પરંતુ વજ્જીઓને અને મલ્લોને જે સર્વાધિકાર હતા, તે શાક્યોને નહોતા. કોસલ રાજાએ શાક્યોનો પરાજય કરીને આ બધા અધિકારો પોતાના હાથમાં લઈ લીધા હતા. કોઈને ફાંસી દેવી હોય કે વેપાર કરવો હોય તો આ કોસલ-રાજાની પરવાનગી લેવી પડતી. બાકીની બાબતોમાં શાક્યો સ્વતંત્ર હતા.

૩. ગ્રીસ દેશનાં પ્રજાસત્તાક રાજ્યો આના કરતાં ઘણાં ભિન્ન હતાં. એક શહેર અને તેની આજુબાજુના પ્રદેશના મધ્યમ વર્ગના બધા લોકોને પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાનો અધિકાર હતો. બીજો એક મોટો ભેદ એ છે કે, આપણા ગણસત્તાક રાજ્યોની સંઘટનાનો ઇતિહાસ વિસ્તૃત રીતે રાખવામાં આવ્યો નથી. ગણસત્તાક રાજાઓ હતા અને ઉપર લખ્યા પ્રમાણે તેમની સંઘટના હોવી જોઈએ, એમ બૌદ્ધ અને જૈન સાહિત્યમાં મળતા ઉલ્લેખો ઉપરથી જાણી શકાય છે. પરંતુ આ રાજાઓ ક્યારે એકત્ર થતા, મહારાજાની કઈ રીતે અને કેટલા વરસ માટે ચૂંટણી કરતા, મત કઈ રીતે આપતા, એ બાબતોની માહિતી કોઈ જગાએ મળતી નથી. પણ ગ્રીક લોકોનું સાહિત્ય તેમના પ્રજાસત્તાક રાજ્યોના વર્ણનથી ભરપૂર છે. આ રાજ્યો પોતાનો કારભાર કેમ ચલાવતા એનું વર્ણન તો એમાં છે જ, પણ એ સિવાય તેની ધ્યાન ખેંચે એવી બાબત તો એ છે કે, તે જમાનાની પરિસ્થિતિમાં નમૂનેદાર પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કેમ કરવી, એ કલ્પના પણ જોવામાં આવે છે. આ સંબંધમાં પ્લેટોનું રીપબ્લિક પ્રસિદ્ધ છે. અને જેઓ પાશ્ચાત્ય સંસ્કૃતિનું જ્ઞાન

પ્રાપ્ત કરવા માગતા હોય તેમને માટે આ પુસ્તકનું વાચન અત્યાવશ્યક છે.

૪. ગ્રીક લોકો કેવળ પ્રજાસત્તાક રાજ્યો સ્થાપવાની બાબતમાં જ નહિ, પણ કલાકૌશલ્યમાં, તત્ત્વજ્ઞાનમાં અને શાસ્ત્રીય શોધોમાં પણ બહુ આગળ વધેલા હતા. પણ કાલાંતરે ગ્રીક લોકોનો અસ્ત અને રોમન લોકોનો ઉદય થતો ગયો. રોમન લોકો ગ્રીક લોકો જેટલા બુદ્ધિમાન નહોતા એ ચોક્કસ. ગ્રીક લોકોને તેઓ પકડી લાવ્યા અને પોતાના ગુલામ બનાવ્યા. પણ આ ગુલામો જ તેમના ગુરુ બન્યા! કલાકૌશલ્ય, તત્ત્વજ્ઞાન વગેરે જે કંઈ રોમન લોકો શીખ્યા તે બધું આ તેમના ગ્રીક ગુલામો પાસેથી શીખ્યા. કાર્થેજના લોકો આ રોમન લોકોના હાડવેરી હતા. ભૂમધ્ય સમુદ્રના સ્વામિત્વ માટે રોમન તથા કાર્થેજીનિયન લોકો વચ્ચે અનેક યુદ્ધો થયાં અને આખરે રોમન લોકોનો વિજય થયો. ધીમે ધીમે રોમન બાદશાહતનો વિકાસ થતો ગયો, છતાં પણ રોમમાં પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ જ અમલમાં હતી. આજે ઇંગ્લાંડમાં કે ફ્રાંસમાં અનેક પ્રકારની પ્રજા-સત્તાક રાજ્યપદ્ધતિ ચાલુ હોવા છતાં હિંદુસ્તાનમાં કે હિંદી ચીનમાં જેમ આ લોકો આપખુદ સત્તા ચલાવે છે, તેવીજ રીતે રોમન લોકો રોમનુ રાજ્ય પ્રજાસત્તાક પદ્ધતિએ ચલાવતા હોવા છતાં તેઓ બહારના પ્રદેશો ઉપર તો આપખુદ સત્તા જ ચલાવતા.

૫. પરંતુ તેમની આ આપખુદ સત્તા તેમને આખરે નડ્યા વગર રહી નહિ. તેને પરિણામે ખુદ રોમમાં જ સામ્રાજ્ય સ્થાપવામાં આવ્યુ. છતાં રોમન પ્રજાસત્તાક પદ્ધતિની કારકીર્દિમાં વિકાસ પામેલો રોમન કાયદો બાકી રહ્યો. આ રોમન કાયદાને આજે પણ લોકો વખાણે છે; અને પાશ્ચાત્ય દેશોના રાજ્યોમાં આજે જે કાયદા ચાલે છે તે બધા કાયદા આ રોમન કાયદામાંથી જ મોટે ભાગે વિકાસ પામ્યા છે.

યુરોપની સંસ્કૃતિ—

૬. રોમન બાદશાહતની પડતી થયા પછી ખ્રિસ્તી ધર્મનો ઉદય શરૂ થયો, છતાં રોમન બાદશાહતનો પ્રભાવ લોકો ઉપર વણો હતો. આ રોમન બાદશાહતનો પુરસ્કર્તા પોપ થઈ બેઠો. તે ગમે તે કોઈ એક રાજાને રોમન બાદશાહ બનાવીને રોમન સામ્રાજ્યનો ઢોંગ ચાલુ રાખતો હતો. પણ આ મધ્યમયુગમાં યુરોપમાં અંધાધુંધી ચાલી રહી હતી. એમાં માત્ર વિશેષતા એટલી જ હતી કે ખ્રિસ્તી પાદરીઓના ઉપદેશો મારફત લોકોને થોડુ ઘણું જ્ઞાન મળ્યા કરતુ હતુ.

૭. યુરોપ જ્યારે આવા તમોયુગમાં સપડાએલ હતો ત્યારે મોગલોની સ્વારીઓ યુરોપ ઉપર થવા લાગી, અને તે પછી તુર્ક લોકોએ તો પૂર્વ યુરોપ અને ખ્રિસ્તી ગ્રીક બાદશાહત જીતી લીધાં. સોળમા સૈકાની શરૂઆતમા ઉપર ઉપરથી જોનારને તો મહેજે એમ લાગી જાય કે, ટૂંક વખતમાં જ આખી દુનિયા મોંગોલિયન કે મુસલમાન બની જશે *

૮. પરંતુ યુરોપમાં તેરમા સૈકાથી જ આંતરિક સુધારાની શરૂઆત થઈ ચૂકી હતી. તેનુ મુખ્ય કારણ જોવા જઈએ તો, ફરી જ્યાં ત્યા શહેરોનો ઉદય થવા લાગ્યો હતો તે જણાય છે. ઈટાલિમા વેનિસ, જીનોઆ, પીસા, ફ્લોરેન્સ વગેરે શહેરોનો ઉદય થયો આ પ્રવૃત્તિ વધતાં વધતાં આખા યુરોપમા ફેલાઈ ગઈ. આ શહેરો વેપારને પોષનારા હતા. તેમનો બધો વેપાર કોન્સ્ટાંટીનોપલના માર્ગે ચાલતો હતો, અને ત્યાના રહેવાસીઓને હિંદુસ્તાન અને ચીન દેશની બીલકુલ ખબર નહોતી.

૯. પોતાનો ભાઈ માફિયો અને પુત્ર માર્કો બન્નેને લઈને નિકોલો પોલો વેનિસથી નીકળ્યો અને બે ત્રણ વરસ સુધી પ્રવાસ

* The Outline of History, p 491 જુઓ.

કરીને ઈ. મ. ૧૨૬૦ના સુમારે ચીનમાં કુબ્લાખાનના દરબારમાં પહોંચ્યો. આ પોલોએ ચીનમાં ત્રીશ-બત્રીશ વર્ષ ગાળ્યાં. પાછા ફરતાં એક રાજકન્યાની સાથે તેઓ ઈરાન સુધી આવ્યા અને પછી ત્યાંથી ઈ. સ ૧૨૯૫માં તેઓ વેનિસ પાછા પહોચ્યા. તેઓએ ચીનના દરબારનાં જે વર્ણનો કર્યાં તે સાભળીને લોકોએ તેમને ગપ્પીદાસમાં ગણ્યા. પણ પોતાના ડગલાઓમાં સંતાડીને આણેલ ઝવેરાત જ્યારે તેમણે પોતાનાં સગાંવહાલાંઓને બતાવ્યુ ત્યારે તેમની વાતો ઉપર થોડો ઘણો વિશ્વાસ બેઠો, એને આ લોકો કહે છે તેમાં થોડેક અંશે સત્ય હોવુ જોઈએ એટલુ માત્ર લાગ્યુ. તો-પણ માર્કોનુ તેમણે 'લક્ષકાર' (લાખ લાખની જ વાતો કરનારો) એવુ ઉપનામ તો મશ્કરીમા પાડ્યુ જ હતુ ¹

૧૦. ઈ. મ ૧૨૯૮ મા વેનિસ અને જીનોઆના લોકોમા એક મોટી આરમારી લડાઈ થઈ, અને તેમા વેનિસના લોકો હાર્યા. વેનિસના જે કેદીઓને જીનોઆ લઈ જવામા આવ્યા, તેમાં માર્કો પોલો પણ હતો ત્યા તેણે પોતાનુ પ્રવાસવર્ણન રસ્તિસિયાનો (Rusticiano) પાસે નિવેદન કર્યું. રસ્તિસિયાનોએ તેનો સગ્રહ કરીને એક ગ્રથ લખ્યો જે 'માર્કો પોલોનો પ્રવાસ' એ નામથી સુપ્રસિદ્ધ છે. અને તે જમાનામા બુદ્ધિમાન લોકોમા તે ગ્રથ બહુ પ્રિય થયો.

૧૧. પોલોની આ મુસાફરીથી યુરોપના લોકોને તાત્કાલિક લાભ એ થયો કે, લાકડાના બીબાથી છાપવાની કળા, બદૂકમાં ભરવાનો દારૂ અને હોકાયત્ર આ ત્રણ બાબતો તેઓએ જાણી. આ ત્રણે બાબતો માર્કો પોલો જ ચીનમાથી લાવ્યો એવું માનવામાં આવે છે. એમા કેટલાકનો મતભેદ પણ છે. તે ગમે તે હો, આ વસ્તુ પોલોના પ્રવાસ પછી યુરોપના લોકોએ જાણી એટલી વાત તો ચોકસ છે

૧૨ સમુદ્રમાં જે શહેરો આવેલાં હતાં તેમને હોકાયંત્રની શોધને લીધે દરિયાઈ પ્રદેશોમાં વધુ લાભ થયો. પરંતુ બીજા ઓટોમન સુલતાન મહમદે ૧૪૫૩ માં કોન્સ્ટાન્ટીનોપલ શહેર જીતી લીધું, તેથી ડાર્ડેનલ્સની સામુદ્રધુની મારફત ચાલતો વેપાર બંધ પડવા લાગ્યો. આથી ભૂમધ્ય સમુદ્રને કાંઠે આવેલા શહેરોને પોતાના વેપારનો રૂખ આટલાંટિક મહાસાગર તરફ કરવી પડી. તેમાં માર્કો પોલોના પ્રવાસવર્ણનનો પ્રચાર તો સતત વધતો જ જતો હતો. અને તેથી ભૂમધ્ય સમુદ્રમાં અને આટલાંટિક મહાસાગરમાં વેપાર કરનારા વેપારીઓના મોઢામાં પાણી છૂટે એ સ્વાભાવિક હતું છતાં પણ હિંદુસ્તાન પહોંચવાનો માર્ગ સમુદ્રમાર્ગે જ જડશે એમ કોઈને લાગ્યું નહોતું.

૧૩ પરંતુ ઈ. સ. ૧૪૮૬ માં પોર્ટુગીઝ ખલાસી ડીયાઝે (Diaz) કેપ ઓફ ગુડ હોપને શોધી કાઢી ત્યાર પછી છ વર્ષે એટલે કે ઈ. સ. ૧૪૯૨ માં કોલંબસ પોતાનાં નાનાં ત્રણ વહાણો લઈને અમેરિકા જવા નીકળ્યો. પશ્ચિમ દિશાએથી હિંદુસ્તાન પહોંચાશે એવી તેની ધારણા હતી. તે બિચારાએ પોતાના પ્રવાસ માટે મદદ મેળવવા પોર્ટુગીઝ, સ્પેનિશ અને ઇંગ્લીશ દરબારમાં ઘણી કોશીશ કરી, પરંતુ તેમાં તે યશસ્વી થયો નહિ. ૧૪૯૨ માં સ્પેને ગ્રાનાડામાં મૂર લોકોનો પરાજય કર્યો અને મુસલમાનોને પશ્ચિમ યુરોપમાંથી કાયમ માટે હાંકી કાઢ્યા ત્યાર પછી પાલોસ નામના શહેરના કેટલાક વેપારીઓએ કોલંબસને ત્રણ વહાણો આપીને પશ્ચિમની સફરે મોકલ્યો. તે બધામાં સાન્તા મારિયા નામનું સૌથી મોટું વહાણ ૧૦૦ ટનનું હતું, અને બીજાં બે તો પચાસ પચાસ ટનની નાની હોડીઓ હતી. આવાં આ વહાણો મારફત પ્રવાસ કરીને ૧૪૯૩ માં કોલંબસ યુરોપ પાછો આવી પહોંચ્યો, અને પોતે હિંદુસ્તાનની શોધ કરી છે એમ તેણે

જાહેર કર્યું. તેણે જે ટાપુઓ શોધી કાઢ્યા તેને હજી પણ પશ્ચિમ હિંદુસ્તાન ( West Indies ) કહેવામાં આવે છે.

૧૮. આ બાજુ ઈ. સ. ૧૪૯૮ માં વાસ્કો-દા-ગામાએ કેપ ઓફ ગુડ હોપ ઉપર થઈને મુસાફરી કરતાં સાચું હિંદુસ્તાન શોધી કાઢ્યું, અને પછી જ્યાં ત્યાં પોર્તુગીઝ લોકોનાં વ્યાપારી થાણાંઓ સ્થપાવા લાગ્યાં. આશરે સો વરસ સુધી માત્ર હિંદુસ્તાનનો જ નહિ, પરંતુ મલાયા વગેરે પૂર્વના દેશોનો વેપાર પણ પોર્તુગીઝોના જ હાથમાં હતો

૧૫. પેલી બાજુ સ્પેનના સાહસિક લોકોએ દક્ષિણ અમેરિકામાં ધમાધમી કરી મૂકી હતી, તેમાં સ્પેનના રાજાને પડવાની જરૂર જણાઈ. આને પરિણામે દક્ષિણ અમેરિકામાં થોડી ઘણી શાંતિ સ્થપાઈ, અને ત્યાંની સંપત્તિ મળવાથી સ્પેનના રાજા, સરદાર અને બીજા વેપારીઓ ટૂંક વખતમાં જ બહુ ધનાઢ્ય બન્યા. સ્પેનની આ સંપત્તિ પશ્ચિમ યુરોપના બધા લોકોની આંખમાં કણાની માફક ખૂચવા લાગી અને વ્યાપારી હરિફાઈની શરૂઆત થઈ

૧૬. પોર્તુગીઝોની પછી પૂર્વનો વેપાર ડચ લોકોએ હાથમાં લેવાના પ્રયત્નો શરૂ કર્યાં અને સત્તરમા સૈકાની શરૂઆતમાં પોર્તુગીઝોના હાથમાંનો ઘણો ખરો વેપાર તેમણે પોતાના હાથમાં લઈ લીધો, એમ કહેવામાં વાંધો નથી તે જ સમયમાં એટલે ઈ સ. ૧૬૦૦ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે ઈંગ્લાંડમાં ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના થઈ, અને બહુ ચીવટથી અંગ્રેજોએ પોતાનો વેપાર વધારવાના પ્રયત્નો કરવા માંડ્યા શરૂઆતમાં રાજખટપટમાં ઉતરવાનો તેમનો બીલકુલ ઇરાદો ન હતો પરંતુ પોતાના વેપારના સંરક્ષણ માટે જૂદી જૂદી જગાએ કિલ્લા બાંધીને લશ્કરી થાણાં બેસારવાની જરૂર પડી એટલામાં ઈ. સ. ૧૬૬૪ માં ફ્રેંચ લોકોએ

પણ આની જ એક ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના કરીને હિંદુસ્તાનમા પોતાનુ ડહું હકારવાનો વિચાર કર્યો અર્થાત્ તેમનામા અને અંગ્રેજોમા ચડમાચડમી શરૂ થઈ અને ઈર્ષા વધવા લાગી

## અંગ્રેજોનો વિજય

૧૭. ઇતિહાસકારોનુ કહેવુ એમ છે કે, ડુપ્લેને જો ફ્રેન્ચ સરકારે મદદ આપી હોત તો તેણે અંગ્રેજોને હિંદુસ્તાનમાથી હાકી મૂક્યા હોત, અને અહીં ફ્રેન્ચોનુ રાજ્ય સ્થપાત તેનામા તેઓ કે ચીમા તેઓ, પણ આડલીને મન તો બધુ સરખુ જ—તેને તો સરવાનુ કે તણાવાનુ જ એ જ મુખ્ય ફ્રેન્ચોનુ રાજ્ય થાય કે અંગ્રેજોનું થાય, હિંદુસ્તાનને માટે તો બન્ને સરખુ જ અર્થાત્ હિંદી જનતા તેનાથી બેદરકાર રહી. ધીમે ધીમે ફ્રેંચ અને અંગ્રેજોની ચડમાચડસી વધતી ગઈ અને પ્લાસીના યુદ્ધ (૧૭૫૭) પછી હિંદુસ્તાનમા અંગ્રેજ રાજ્યનો પાયો સુદૃઢ થવા લાગ્યો કોઈ વાર એક રાજાને તો કોઈ વાર બીજા રાજાને મદદ આપતા આપતા આખુ હિંદુસ્તાન તેઓએ છતી લીધુ છતા તેમની રાજ્યતૃષ્ણા મંતોષાઈ નહિ તેમનુ સાર્વભૌમત્વ કબૂલ કરનારા સંસ્થાનો પણ ખાલસા કરવાનો તેમણે સપાટો ચલાવ્યો, અને તેમના આ લોભનુ પરિણામ ૧૮૫૭ના બળવામા આવ્યુ

૧૮ અંગ્રેજો જો આ બધા સંસ્થાનો ખાલસા કરી શક્યા હોત તો હિંદુસ્તાનને ઘણો લાભ થાત અર્ધમૃત સંસ્થાનિકોની જગાએ અંગ્રેજોની સત્તા સ્થપાતા વેપારઉદ્યોગોની વૃદ્ધિ થાત અને સર્વ નાગરિકોને એક સરખી રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિની જાણ થવામા મદદગાર થાત આજે બધા સુશિક્ષિત હિંદીઓ માને છે કે, હિંદુસ્તાનની પ્રગતિમા આ રાજ્યો એક મોટુ વિઘ્ન છે, અને ગોશિયા વિચાર લોકો તો તેમનો નાશ કરવા માટે ઉત્સુક જણાય છે પરંતુ

લૉર્ડ ડેલહાઉઝીના કાળમા 'સંસ્થાનો એટલે હિંદી સસ્કૃતિ છે' એમ લોકોને લાગતુ હતુ. અને આ સમજણને લીધે પડુ પડુ થઈ રહેલા આ રાજ્યોને ટકાવી રાખવા માટે દેશી સિપાઇઓ પોતાનુ લોહી રેડવા તૈયાર થયા તેને પરિણામે અગ્રેજો ગભરાયા, અને આ મરવા પડેલી સસ્થાને એમ ને એમ જ અર્ધમૃત સ્થિતિમા આણવી રાખવાનુ તેમણે ઇષ્ટ માન્યુ ' ઇસ્ટ ઇડિયા કંપનીનો કારભાર પૂરો થયો, અને સત્તા વિક્ટોરિયા મહારાણીના હાથમા ગઈ (એટલે કે મહારાણીની પાર્લામેંટ કારભાર ચલાવવા લાગી ), અને અતે ૧૮૭૭ મા વિક્ટોરીયાને સામ્રાજ્ઞી બનાવી બાકી વધેના રાજાઓને કાયમને માટે પોતાના માડલિક બનાવીને પોતાના રાજ્યયત્ર સાથે મજબૂત રીતે બાધી લીધા. રાજાઓ બધા નામધારી મહારાજાઓ, તેઓને પોતાની પ્રજાની સાથે ગમે તે રીતે વર્તવાની છૂટ ખરી, પણ જો તેમાથી તેઓ પોતાનુ માથુ ઉચકવા તૈયારી કરે તો તેમને દબાવવા માટે રેસિડેંટ તૈયાર જ હોય '

૧૯ ક્લાઇવે અને હેસ્ટિંગ્સે ચલાવેલી લૂંટ અને દગનબાજી જો એમને એમ ચાલુ રહી હોત, તો હિંદુસ્તાનમા અગ્રેજોનો કારભાર દુસહ થાત પરતુ અગ્રેજોના સુદૈવે તે જ અરસામા અમેરિકન સસ્થાનો સ્વતત્ર થવાના પ્રયત્ન પાર પડયા આથી પાર્લામેંટમા જે પ્રાગતિક પક્ષ હતો તેણે ક્લાઇવ ઉપર કડક ટીકા કરીને તેને દોષિત ઠરાવ્યો ક્લાઇવે ઈ સ ૧૭૭૪ મા આત્મહત્યા કરી. બીજે જ વરસે અમેરિકન સસ્થાનોએ લડવાનો ઝુંડો ફરકાવ્યો અને ૧૭૭૬ ના જુલાઈની ચોથી તારીખે સ્વાતત્ર્યના પ્રસિદ્ધ જાહેરનામાની ( Declaration of Independence ) ઘોષણા કરી આ યુદ્ધ સાત વરસ સુધી ચાલ્યુ અને અતે અમેરિકન સસ્થાનોનુ સ્વાતત્ર્ય ઈંગ્લડની પાર્લામેંટને કબૂલ રાખવુ પડયુ જો આ પાઠ તેમને ન મળ્યો હોત તો હિંદુસ્તાનમા તેમણે ગજબ કેર વર્તાવ્યો હોત છતા

પણ અમેરિકાના ધોળા લોકો અને હિંદુસ્તાનના કાળા લોકોમાં તેમને ફેર જણાતો જ હતો; અને તેથી વૉરન હેસ્ટિંગ્સે ઘણા દોષો કર્યા હતા, છતાં પણ પાર્લામેંટે તેના ઉપર ચાર વરસ કેસ ચલાવીને ૧૭૯૨માં તેને દોષમુક્ત ઠરાવ્યો.

૨૦. પોર્તુગીઝ, ડચ, ફ્રેંચ અને અંગ્રેજ ચાર પ્રજાઓએ હિંદુસ્તાનનો કબજો મેળવવા માટે પ્રયાસો કર્યા. તેમાં માત્ર નસીબથી જ અંગ્રેજો વિજયી થયા એમ ન માનવું જોઈએ. તેમના વિજયનું કારણ તેમના દેશમાં આ જ અરસામાં થએલ ઔદ્યોગિક ક્રાંતિ હતી. પશ્ચિમ યુરોપના બધા દેશોમાં ઓછાંવત્તા પ્રમાણમાં પંદરમા સૈકાની શરૂઆતથી જ ઔદ્યોગિક ક્રાંતિનો પ્રારંભ થયો હતો. પરંતુ તે બધામાં ઇંગ્લાંડ સૌને મોખરે ગયું. ઇંગ્લાંડના સરદારોએ અને મધ્યમ વર્ગના શ્રીમંત લોકોએ એકઠા મળીને ઈ. સ. ૧૨૧૫ માં પોતાના રાજા પાસેથી એવો અધિકાર મેળવ્યો કે, જો પ્રજા ઉપર નવો કર નાખવો હોય તો રાજાએ કૉમન્સ અને લૉર્ડ્ઝ બન્ને સભાઓની સંમતિ મેળવવી જોઈએ. આને મેગ્નાકાર્ટા (Magna Charta=મોટું ફરમાન) કહે છે. આનો ઉપયોગ ઇગ્લાંડના લોકોએ વારંવાર નથી કર્યો પણ આની મદદ વ્યાપારી ક્રાંતિને બહુ થઈ. ત્યાર પછી સોળમા સૈકાના પૂર્વાર્ધમાં ઇંગ્લાંડે માર્ટીન લૂથરના પંથનો સ્વીકાર કરીને પોપની ધાર્મિક સત્તા ફગાવી દીધી.

૨૧. સત્તરમા સૈકામાં ઇગ્લાંડના મધ્યમ લોકોમાં ઘણી જાગૃતિ આવી. પોર્તુગાલ, સ્પેન અને પછી તરત જ હોલાંડ દેશો મોખરે આવી ગયા છે એ તેમણે જોયું, અને તેથી તેઓ પણ આ શરતમાં ઉતર્યા. આ જ વખતે ચાર્લ્સ રાજાએ યુરોપના રાજકારણમાં માથું મારીને ઇંગ્લાંડની આર્થિક સ્થિતિ વિકટ કરી મૂકી. વૃદ્ધિંગત થનારા મધ્યમ વર્ગને ચાર્લ્સનું આ કાર્ય ન ગમ્યું, અને તેથી રાજા અને પાર્લામેંટ વચ્ચે તકરાર શરૂ થઈ. અંતે પાર્લામેંટે ચાર્લ્સનો

ક્રેમ ચલાવીને ૧૬૪૯ માં ખુલ્લી રીતે તેનો શિરચ્છેદ કર્યો. આ કૃત્ય યુરોપના બીજા રાજાઓને ન ગમે એ સ્વાભાવિક છે. પરંતુ એ રાજાઓમાં અંદર અંદર ફાટફૂટ હોવાથી અને પાર્લામેન્ટને ક્રૉમવેલ જેવા શૂરવીર યોદ્ધાની મદદ મળવાથી યુરોપના રાજાઓ ઈંગ્લાંડને કશું કરી શક્યા નહિ.

૨૨. આ સમય પછી ઈંગ્લાંડમાં જ્યારે જ્યારે રાજા અને મધ્યમ વર્ગ વચ્ચે તકરારો ઉભી થઈ, ત્યારે ત્યારે હંમેશાં મધ્યમ વર્ગનો જય થતો ગયો અને ક્રમશઃ રાજાના અધિકારો ઘટતા ગયા. છતાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવું ઈંગ્લાંડને ઈષ્ટ લાગ્યું નહિ. વસાહતો અને જીતાએલ મુલકો માટે એક નામધારી રાજાની જરૂર હતી. બીજાં રાજ્યોની સાથે પત્રવ્યવહાર કરવામાં તથા વસાહતો તેમ જ જીતાએલ મુલકોના લોકો ઉપર પૂર્ણ કબજો રાખવામાં રાજાનો ઉપયોગ કરવામાં આવતો હતો. અમેરિકન સંસ્થાનોએ જ્યારે બળવો કર્યો ત્યારે પાર્લામેંટે ત્રીજા જોર્જને વચ્ચે મૂક્યો, પણ તેમાં પાર્લામેંટને ઘણું સહન કરવું પડ્યું; અને ત્યારથી આવી રીતે પણ રાજાનો ઉપયોગ કરવામાં મધ્યમ વર્ગના લોકો આનાકાની કરવા લાગ્યા. છતાં ય હિંદુસ્તાન અને બીજા જીતાએલ મુલકો માટે રાજા વધારે સગવડ ભરેલો લાગવાથી તેમણે પોતાની રાજસંસ્થા હજી પણ ચાલુ રાખી છે.

૨૩. ઈ. સ. ૧૮૫૭ ના બંડમાં હિંદુસ્તાનમાં તેમને આ રાજ-સંસ્થાનો બહુ સારો ઉપયોગ થયો. મહારાણી વિક્ટોરિયાના નામે હિંદી જનતાને મીઠાં મીઠાં અભિવચનો આપીને તેઓ લોકોનું સમાધાન કરી શક્યા. પાર્લામેંટ જ્યારે કંઈક ભૂલ કરી બેસે કે ગોટાળો કરે ત્યારે તેમાંથી જો પાછા હઠવું હોય તો આ રાજસંસ્થા અંગ્રેજ મુત્સદ્દીઓને બહુ કામ આવે છે. અમેરિકામાં ઘરોને આગ લાગે ત્યારે ઘરમાંથી નાસી છૂટવા માટે પાછલી બાજુએ લોખંડની

સીડીઓ રાખેલી હોય છે. જે ઘરોમાં આવી સીડીઓની વ્યવસ્થા નથી હોતી, તેવા ઘરોમાં દરેક ઓરડામાં એકેક દોરડું હોય છે. જ્યારે ઘરને આગ લાગે ત્યારે ત્યાંના લોખંડી આંકડીયામાં આ દોરડું ટાંગીને તે દ્વારા બહાર નીકળી શકાય છે. ઇંગ્લાંડની રાજ-સત્તાનો ત્યાંના ધનિક લોકો આવો જ ઉપયોગ કરે છે. તેમની ભૂલોને પરિણામે કંઈ ભયંકર આપત્તિ આવી પડવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે આ રાજસત્તારૂપી સીડી કે દોરડાવાટે તેઓ છટકી જાય છે.

૨૫. હમણાં તાજેતરમાં ઇંગ્લાંડને માથે આવો પ્રસંગ બંગભંગનો આવ્યો હતો. લૉર્ડ કર્ઝને હિંદુસ્તાનના રાજકારણમાં હિંદુઓનું મહત્ત્વ ઘટાડવા માટે બંગભંગની યુક્તિ રચી. પણ તેને પરિણામે માત્ર બંગાળામાં જ નહિ, પરંતુ બીજા પ્રાંતોમાં પણ ભારે ચળવળ શરૂ થઈ. આ ચળવળ અંગ્રેજો દબાવી ન શક્યા હોત એમ માનવાનું કારણ નથી. પરંતુ યુરોપના ક્ષિતિજ ઉપર યુદ્ધનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં હતાં, અને તેથી એનો ઉદય થાય એ પહેલાં બંગભંગે કરેલ ગોટાળામાંથી બહાર નીકળવાની જરૂર હતી. આ પ્રસંગે પંચમ જ્યૉર્જનો કેટલો સારો ઉપયોગ થઈ શક્યો ! તેને દીલ્હીમાં લાવીને અંગ્રેજોએ તેની મારફત બંગભંગ રદ કરાવ્યો અને હિંદુસ્તાનમાં શાંતિ સ્થાપી.

૨૬. ટૂંકમાં, ધર્મસત્તા હો કે રાજસત્તા હો, જ્યારે જ્યારે એ સત્તા મધ્યમ વર્ગના અંગ્રેજોને પોતાના હિતમાં અડચણકરતા માલુમ પડી ત્યારે ત્યારે તેમણે તેને ઉડાવી દીધી, અને જ્યારે જ્યારે લાભકારક માલમ પડી ત્યારે ત્યારે તેનો તેમણે ઉપયોગ કરી લીધો. યુરોપના બીજા દેશોના મધ્યમ વર્ગ ઉપર વિજય મેળવવામાં અંગ્રેજોના આ ગુણે તેમને ઘણી મદદ કરી છે.

૨૭. પોર્તુગાલ અને સ્પેનના લોકો પોપની પાછળ ગાંડા થયા અને ધર્માંધ બન્યા; તેથી પૂર્વના અને પશ્ચિમના પોતાના પ્રદેશો ઉપરથી તેઓ વર્ચસ્વ ગુમાવી બેઠા. હોલાંડ દેશ નાનો હોવાથી ઇંગ્લાંડની સાથે ડચ લોકો હરિફાઈ કરી શકયા નહિ. ફ્રાંસમાં રાજસત્તાનું જોર અમર્યાદ વધતું ગયું; અને તેને કાબુમાં લાવવા માટે ત્યાંના મધ્યમ વર્ગના લોકોને તો જબરી ક્રાંતિ કરવી પડી. મતલબ યુરોપના બધા દેશો પાછળ પડી ગયા અને માત્ર ઇંગ્લાંડ આગળ આવ્યો.

૨૮. આપણો પશ્ચિમની સંસ્કૃતિ સાથેનો સંબંધ અંગ્રેજો મારફત જોડાયો. આમ થવામા નસીબનો ફાળો ઘણો ઓછો છે. હિંદુસ્તાનમા જ્યારે અંગ્રેજો ચારે બાજુ પોતાની કોશીઓ નાખતા હતા, જ્યારે ઉત્તરોત્તર પાર્લામેંટનું પીઠબળ તેમને મળતુ જતુ હતુ. પોતાના વેપારના રક્ષણ માટે જ્યારે મોકાના નાકાઓ પોતાને કબજે કરીને પોતાનુ નૌકાબળ તેઓ વધારતા જતા હતા, ત્યારે જ આ દેશના રાજાઓના ઇતિહાસથી પરિચિત એવો કોઈ કાર્લ માકર્સ જેવો ઇતિહાસજ્ઞ ભવિષ્ય ભાખી શકયો હોત કે, સો સવાસો વરસમા આ બધા રાજાઓને જીતી લઈને અંગ્રેજો તેમના સ્વામી બનશે!

૨૯. તે સમયે એવો કોઈ ઇતિહાસકાર નહોતો. પરતુ વ્યાપારી ક્રાંતિની સામે સરદારી રાજસત્તા ટકી શકવાની નથી એ સત્ય કાર્લ માર્કસે બહુ સ્પષ્ટ રીતે સિદ્ધ કરી બતાવ્યુ છે. સરદાર વર્ગની સત્તાનો નાશ મધ્યમ વર્ગ કરે, એ ઇતિહાસમા અપરિહાર્ય બાબત છે. મધ્યમ વર્ગ જ્યારે વેપારના સાધનો ઉપર પોતાનો સંપૂર્ણ કાબુ ધરાવે છે ત્યારે તે સરદારો ઉપર પણ પોતાનુ સ્વામિત્વ સ્થાપન કરવા સમર્થ થાય છે. આનુ સરસ ઉદાહરણ આપણા

ઇતિહાસમાંથી જ આપણને મળી રહે છે. 'અંગ્રેજો છ સાત હજાર માઈલ દૂરથી કેવળ, વેપાર માટે આપણા દેશમાં આવ્યા અને કોઈ વાર એક રાજાનો તો કોઈ વાર બીજા રાજાનો પક્ષ લઈને આખરે પોતે જ આખા દેશના માલિક બની બેઠા. આપણા રાજાઓ બધા એશઆરામમાં પડ્યા હતા. તેમનામાં પોતાનું ગુમાન એટલું બધું હતું કે ન પૂછો વાત! નજીવા કારણ માટે તેઓ પોતાના પાડોશી સાથે લડવા તૈયાર થતા. તેમના સૈન્યને ક્વચિત જ વખતસર પગાર મળતો. અંગ્રેજોનું આનાથી ઉલટું હતું. તેમને લડાઈ નહિ પણ વેપાર જોઈએ. લડાઈ જો કરવી જ પડે તો તે વેપારના સંરક્ષણ માટે. તેમનામાં ગુમાન બીલકુલ નહોતું. મોગલોના દરબારમાં કે પેશ્વાના દરબારમાં તેમની બહુ મશ્કરીઓ થતી. પોતાના વેપારની વૃદ્ધિ માટે માત્ર મશ્કરી અને અપમાન જ નહિ પણ ચાબુકનો માર પણ અંગ્રેજોએ સહન કર્યો છે.* વેપારને લીધે તેમના હાથમાં પૈસો ખૂબ આવતો હોવાથી તેઓના સૈન્યના પગાર કદી ચડતર રહેતા નહિ. વેપારની માફક જ સૈન્યમાં પણ શિસ્ત ઉત્તમ પ્રકારની હોવાથી આપણા રાજાઓનો પરાજય કરવામાં તેમને જરા ય મુશ્કેલી નડી નહિ.

### બ્રાહ્મસમાજનો ઉદય

૨૦. અંગ્રેજી વ્યાપાર મારફતે પાશ્ચાત્ય સંસ્કૃતિનું મોટું મોજું આપણા દેશની ઉપર આવ્યું. તેમાં ફ્રેંચ, ડચ અને પોર્તુગીઝ વ્યાપારીઓ બૂડી ગયા; અને આ મોજું ફેલાતાં ફેલાતાં ઠેઠ કાબૂલ સુધી પહોંચ્યું. આ મોજાની અસર આપણી રાજકીય પરિસ્થિતિ ઉપર તો થઈ જ, પરંતુ સાથોસાથ ધાર્મિક અને સામાજીક પરિ-

* 'Englishmen were flouted, robbed, arrested, even whipped in the streets.' ( Mediaeval India, p. 306 ).'

સ્થિતિ ઉપર પણ તેની અસર થયા વગર રહી નહિ. અંગ્રેજોની સાથે સાથે તેમનું બાયબલ તથા મિશનરીઓ પણ અહીં આવવા લાગ્યા. આપણા સાદા અને ભોળા માણસોને એમ લાગે કે અંગ્રેજોના જયનું કારણ તેમનું આ બાયબલ હોવું જોઈએ, તો તેમાં નવાઈ નથી. પરંતુ અનેક વર્ષોની રૂઢિને પરિણામે લોકોના માનસ ઉપર પૌરાણિક ધર્મના સંસ્કારો એટલા બધા રૂઢ થયા હતા, કે એ સંસ્કારોમાંથી બહાર નીકળવું અશક્ય થઈ પડયું હતું. છતાં કેટલાક સાહસી લોકોએ ધર્માંતર કર્યું અને બહુજનસમાજ માત્ર આશ્ચર્યચકિત નયને જોઈ રહ્યો. અંગ્રેજોની રાજ્યપદ્ધતિ ઉત્તમ પ્રકારની છે, એ બાબતમાં તો ધર્મચુસ્ત પંડિતોને પણ શંકા નહોતી. 'અંગ્રેજોના રાજ્યમાં ગમે ત્યાં લાકડીને છેડે સોનું બાંધીને હરીફરી શકાય,'* એમ બધા આબાલવૃદ્ધોને લાગવા લાગ્યું હતું. પરંતુ બાયબલની બાબતમાં પંડિતોને આટલી ખાતરી થઈ નહિ.

૩૧. આ પરિસ્થિતિમાં બંગાળામાં રાજા રામમોહનરાયનો ઉદય થયો. એની એવી ખાતરી થઈ ચૂકી, કે બાયબલ જો કે સર્વ રીતે પવિત્ર ગ્રંથ નથી છતાં તેમાંની એકેશ્વરની કલ્પનાને આત્મસાત્ કર્યા વગર હિંદુ સમાજની ઉન્નતિ થવી અશક્ય છે. પણ તેમણે જો આ એકેશ્વરી મતનો પ્રચાર બાયબલના આધારે કર્યો હોત તો પંડિત લોકો તરફથી તેનો ભયંકર વિરોધ થાત. આથી તેમણે એકેશ્વરી મતને અનુકૂળ એવાં વાક્યો ઉપનિષદોમાંથી એકઠાં કર્યાં અને તેના ઉપર બ્રાહ્મસમાજની ઈમારત ઉભી કરી. આવો પ્રયત્ન હિંદુસ્તાનમાં આ પ્રથમ જ હતો કે નવો જ હતો એમ નથી. ઇંદ્રે આ દેશ કબજે કર્યા પછી તેને જ બધા દેવોનો રાજા બનાવીને સિંધ પ્રાંતના બ્રાહ્મણોએ નવા ધર્મની રચના કરી હતી, એ બીના

* મૂળ મરાઠીમાં આ જાતની કહેવત છે—काठीला सोनें बांधून वाटेल तिकडे जावें.

આ પુસ્તકના પહેલા વિભાગમાં આપવામાં આવી છે. શક રાજાઓનો કુલદેવ મહાદેવ. તેને બ્રાહ્મણોએ જગતનો કર્તા બનાવીને પોતે તેના કેમ પૂજારી બન્યા, અને ફરી પાછા વાસુદેવને પણ મહાદેવની પદવીએ કેમ પહોંચાડયો તેનાં વર્ણનો પણ ત્રીજા વિભાગમાં આપવામાં આવ્યાં છે. એટલુ જ નહિ, પણ અકબરના વખતમાં અલ્લોપનિષદ રચીને અલ્લાનો પણ લાભ ઉઠાવવાનો બ્રાહ્મણોએ કેમ પ્રયત્ન કર્યો હતો તેની હકીકત અમે અગાઉ આપી ચૂક્યા છીએ. રામમોહનરાયે જે કર્યું તે બ્રાહ્મણોની પૂર્વપરંપરાને અનુસરીને જ કર્યું હતું, તેનાથી વિરુદ્ધ નહિ.

૩૨. પરંતુ અગાઉની પરંપરામાં રાજા રામમોહનરાયે જે મોટો તફાવત કર્યો તે એ કે, આ નવા પરમેશ્વરની ભક્તિ દ્વારા આખી સામાજિક પરંપરા સંપૂર્ણપણે બદલી નાખવાનો તેમણે વિચાર કર્યો. ઈશ, મહાદેવ કે વાસુદેવ જગતનો કર્તા થાય તોપણ બ્રાહ્મણો તેના પૂજારી હતા, આથી તેઓ જાતિભેદના મુકુટમણિ બન્યા હતા. પણ રાજા રામમોહનરાયની ઈચ્છા અંગ્રેજી સમાજની જેવી આપણા સમાજની રચના કરવાની હોવાથી તેમણે પોતાના બ્રાહ્મસમાજમાં જાતિભેદને સ્થાન ન આપ્યુ. આથી પંડિત લોકો આ ધર્મનો સખત વિરોધ કરે એ તદ્દન સ્વાભાવિક હતુ. છતાં પણ સુશિક્ષિત લોકોમા આ ધર્મનો થોડોક પ્રચાર થયો.

### આર્યસમાજનો ઉદય

૩૩. બ્રાહ્મસમાજનો પ્રચાર થતો અટકાવવામાં મુખ્ય કારણ જો કોઈ ગણાવી શકાય એમ હોય તો તે, અંગ્રેજી શિક્ષણ મારફત થએલ અંગ્રેજોના ઇતિહાસના અભ્યાસને ગણાવી શકાય. અહીંના અંગ્રેજ મુત્સદ્દીઓમા ખૂબ ચર્ચા થયા પછી અંતે મેકૉલેના આગ્રહને લીધે આખા દેશમાં અંગ્રેજી શિક્ષણ શરૂ કરવુ એવો ઠરાવ તે

કાળના અધિકારી વર્ગે કર્યો. તેનું પરિણામ હિંદુસ્તાનના વરિષ્ઠ વર્ગ ઉપર એ આવ્યું કે, દરેક જણ નોકરીની આશાથી અંગ્રેજી શીખવા લાગ્યો. ખ્રિસ્તી થયા સિવાય નોકરી ન આપવી એવો અંગ્રેજી રાજ્યમાં કોઈ નિયમ નહોતો. ઉલટું અંગ્રેજી રાજ્યનો પાયો વધારે સુદૃઢ કરવા માટે આ અંગ્રેજી શિક્ષણના મોહમાં પડેલા લોકો વધારે ઉપયોગી હતા. પોર્તુગીઝોએ લોકોને વટલાવીને ખ્રિસ્તી કર્યા એનું પરિણામ શું આવ્યું તે અંગ્રેજો કદી ભૂલ્યા નહોતા. જો હિંદીઓને ખ્રિસ્તી બનાવ્યા પછી નોકરીએ રાખ્યા હોત, તો તેઓ અંગ્રેજી રાજ્યને કશા ઉપયોગી ન થાત. આ વટલેના હિંદુઓને હિંદુ સમાજે પોતાનાથી સાવ દૂર રાખ્યા હોત, અને તેથી હિંદુ સમાજમાં શું ચાલી રહ્યું છે એની જાણ અંગ્રેજોને બરાબર ન થાત. આને બદલે હિંદુઓમાંનો જ સુશિક્ષિત વર્ગ કેટલો ઉત્તમ! કેવળ નોકરી માટે પણ, કયાં શું ચાલે છે તે અંગ્રેજ સાહેબને કહી આવવું એ તો જાણે કે પોતાનું મુખ્ય કર્તવ્ય છે એમ તેઓ માનવા લાગ્યા હતા!

૩૩. હિંદુ સમાજનું જે જાતનું વર્તન ખ્રિસ્તી લોકો પ્રત્યે હતું એવું જ વર્તન બ્રાહ્મો પ્રત્યે પણ હતું. કારણ બ્રાહ્મો થવાથી કશો લાભ મળવાનો નહોતો. જો આ નવા પરમેશ્વરનું નવું મંદિર બનાવીને તેમાં બ્રાહ્મણ પૂજારીઓની સગવડ થઈ શકે એવું હોત તો મહાદેવ, કાલી વગેરે દેવદેવીઓની સાથે તેની પણ પૂજા થાત. પણ આ નવા ધર્મમાં આવું કશું ન હોવાથી બ્રાહ્મણોને આ દેવ સર્વથા ત્યાજ્ય લાગ્યો. જેમ બ્રાહ્મોને નોકરીઓ મળતી હતી, તેમજ જૂના વિચારવાળા હિંદુઓને પણ મળતી હતી. એથી એ માટે પણ આ નવીન દેવ ઉપયોગી નહોતો. ફક્ત જે લોકો તે કાળે વિલાયત જતા અને જેઓ ખુલ્લી રીતે ખ્રિસ્તી ધર્મ સ્વીકારી શકતા નહિ, તેમને આ ધર્મ બહુ ઉપયોગી થયો. તેઓ વિલાયતથી

પાછા આવ્યા પછી બહિષ્કૃત થતા, અને તેથી તેઓ બ્રાહ્મ ધર્મનો આશરો લેતા. પરંતુ આવા લોકો બહુ ઓછા હોય એ સ્વાભાવિક છે. આથી બ્રાહ્મ ધર્મનો વધારે પ્રચાર થવા માટે સબળ કારણો નહોતાં એ સ્પષ્ટ થાય છે.

૩૪. નોકરીઓ કરવા માટે હિંદુઓને અંગ્રેજી વિદ્યા શીખવી પડી. તે ઉપરથી તેમણે જાણ્યું કે અંગ્રેજોના ઉત્કર્ષનો આધાર બાયબલ નથી, પણ સ્વદેશાભિમાન છે. અંગ્રેજો પોતાના દેશ ખાતર ગમે તે સહન કરવા તૈયાર હોય છે, પણ હિંદુઓનું એવું નથી. બહુ બહુ તો પોતાના ધર્મ માટે, એટલે કે પોતાની જાતિના રક્ષણ માટે હિંદુ લોકો સ્વાર્થત્યાગ કરશે, પરંતુ તેમના મગજમાં દેશભાવનાની કલ્પના જ નથી. આથી જો હિંદુ લોકોમાં દેશાભિમાન જાગ્રત કરવામાં આવે તો આપણે પણ અંગ્રેજોની માફક જ રાજ્ય ચલાવી શકીશું, એવી સમજણ સુશિક્ષિત વર્ગમાં પ્રબળ થવા લાગી. દેશની એકતા કરવા માટે એક ધર્મ અને એક ભાષાની આવશ્યકતા પણ જણાવા લાગી. આવી પરિસ્થિતિમાંથી આર્યસમાજની ઉત્પત્તિ થઈ. એક દેવ જોઈએ ? તો તેની સ્થાપના વેદમાંથી જ શા માટે ન કરવી ? જાતિભેદ નથી જોઈતો, તો તેનો પણ આધાર વેદમાથી મળી ગયા. એક રાષ્ટ્ર બનાવવા માટે જે જરૂરી છે તેટલું જ માત્ર નહિ, પણ તારાયંત્ર, વીજળી, વગેરે, બધાની વ્યુત્પત્તિ વેદમાંથી નીકળી શકે એમ છે. જે બાયબલમાં નથી તે બધું વેદમા છે, અને વેદ અમારો છે. બાયબલનો ઇતિહાસ તો માત્ર છ હજાર વર્ષનો! પણ અમારા વેદને તો આજે ૧૯૭૨૯૪૯૦૧૧* વર્ષો થયાં! આવા વેદ ઉપર જો દેશાભિમાનની ઈમારત ન ચણી શકાય તો તમારી જેવા નિરુપયોગી કોણ ?

* આ શક સત્યાર્થપ્રકાશ વગેરે આર્યસમાજના ગ્રંથો ઉપર આપેલો હોય છે અને સ્વામી દયાનંદ સરસ્વતીએ તેનું પ્રતિપાદન ઋગ્વેદાદિભાષ્ય-ભૂમિકામાં કરેલું છે

**શિવાજી ઉત્સવ અને ગણપતિ ઉત્સવ.**

૬૫. જ્યાં સંસ્કૃત ભાષાનો ઝાઝો પ્રચાર નહોતો તેવા પ્રાંતોમાં આર્યસમાજનો પ્રસાર વધારે થયો. પરંતુ દક્ષિણના પ્રાંતોમાં એવો પ્રસાર થવો શક્ય નહોતો. દેશાભિમાનની જરૂર છે ખરી, પણ એ દેશાભિમાન વેદના જ પાયા ઉપર રચાએલું હોવું જોઈએ, એ બાબત દક્ષિણના સુશિક્ષિત લોકોને ગમતી નહોતી. કોઈ પણ લોકપ્રિય દેવને કે ઐતિહાસિક વ્યક્તિને આગળ આણીને દેશાભિમાન જાગ્રત કરી શકાય છે, એમ પ્રથમતઃ લોકમાન્ય ટિળકે સિદ્ધ કરી બતાવ્યું. શિવાજી-ઉત્સવ અને ગણપતિ-ઉત્સવ બન્ને સાધનોનો તેમણે આ કાર્યમાં ઉપયોગ કર્યો. શિવાજી મહારાષ્ટ્રીય લોકોનું રાજ્ય સ્થાપન કરનારો હોવાથી, તથા ગણપતિ પેશ્વાના દેવ હોવાથી મહારાષ્ટ્રમાં બંને પ્રિય હતા. આથી આ બન્નેને આગળ કરીને હિંદુઓમાં રાષ્ટ્રાભિમાન જાગ્રત કરવાની યુક્તિ લોકમાન્યે રચી, અને તેને બ્રાહ્મસમાજ કે આર્યસમાજ કરતાં પણ વધારે યશ પ્રાપ્ત થયુ.

૬૬. આ યશનું થોડુંક શ્રેય અંગ્રેજ અધિકારીઓને પણ આપવું ઘટે છે. શિવાજી ઉત્સવને જો શરૂઆતથી જ અંગ્રેજ અધિકારીઓએ મદદ કરી હોત તો એ અરસામાં જ તેનું જોર નરમ પડી જાત; અને ગણપતિના મેળા માટે પણ આ અધિકારીઓ જેવી આજે ઉપેક્ષા બતાવે છે તેવી તે વખતે જો બતાવી હોત તો આ મેળા એ વખતે જ નિષ્ફળ થાત. પરંતુ આ અંગ્રેજ અધિકારીઓ સત્તાવનની સાલના બળવા પછી એટલા ભારે સંશયગ્રસ્ત થએલા હોવાથી તેમને ‘ રજ્જુસર્પાકારભ્રમ ’ થયા કરે છે; અને આ દોરી એ ખરેખર દોરી જ છે એમ લાગતું નથી ત્યાં સુધી તેઓ તે દોરીને માર્યા કરે છે. એવી જ હકીકત આ બન્ને ઉત્સવો સંબંધમાં પણ બની.

૩૭. થોડોક કાળ વીત્યા પછી અધિકારીઓએ પોતાની ભૂલ જોઈ. પછી તો તેમણે જાતે શિવાજીનું પૂતળું ઉભુ કરવામા અને શિવાજી મિલિટરી સ્કૂલ ઉઘાડવામા મદદ કરી. આજે તેનો એમને બહુ સારો લાભ થાય છે ગણપતિ ઉત્સવમાં દસબાર દિવસ નાચવા ગાવાથી સામાન્ય જનતાનુ ધ્યાન ભૂખની પીડાથી તથા ચાલુ રાજકારણથી નિવૃત્ત થાય છે, એ અનુભવ પણ અંગ્રેજોને થયો છે. એટલે આ ઉત્સવ માટે પણ હવે તેઓ વિરોધ કરતા નથી

૩૮. સામાજીક કે રાજકીય સુધારો કરવામા ધાર્મિક બાબતોનુ મિશ્રણ કરવાથી લાભ કરતા નુકસાન જ વધારે થાય છે બગાળામા તથા બીજા પ્રાંતોમા વર્ણાંતર લગ્નો કરવા માટે અને જાતિભેદ કે પંક્તિભેદ તોડવા માટે બ્રાહ્મસમાજની જરા પણ જરૂર રહી નથી, એમ છતા બ્રાહ્મસમાજ હજી ચાલુ જ છે. પંજાબમા સામાજીક તેમજ રાજકીય સુધારા માટે હવે આર્યસમાજની જરા પણ જરૂર રહી હોય એવુ જણાતુ નથી, છતા આર્યસમાજ હજી ચાલુ જ છે મહારાષ્ટ્રમા ગણપતિ ઉત્સવનો અને સ્વદેશાભિમાનનો હવે કંઈજ સબધ રહ્યો નથી, છતાં ગણપતિ ઉત્સવ હજી ચાલુ જ છે, અને તેને અગે ગરીબ મહારાષ્ટ્રના લાખો રૂપિયા ખરચાય છે. માત્ર મુબઈમા જ મહારાષ્ટ્રીય લોકો આ ઉત્સવ માટે દર વરસે આશરે ત્રણ લાખ રૂપિયા ખરચે છે એમ એક ગુજરાતી યુવાને કહ્યુ * સહકારી મડળીઓ કાઢીને જો તેમા આ પૈસા રોકવામા આવ્યા હોત, તો પઠાણ અને શાહુકારોથી પીડાતા મુબઈ શહેરના મહારાષ્ટ્રીય મજૂરો ક્યારના ય મુક્ત થયા હોત

* આ યુવાન ગુજરાતી મિત્રનો અદાજ બરાબર નથી એમ જણાય છે 'ટાઇમ્સ'નો સવાદદાતા ૩૦, સપ્ટેબર ૧૯૩૬ ના Times of India ના અકમા ખબર આપે છે કે, ગણપતિ ઉત્સવને અગે દર વરસે એકલા મુંબઈમા જ દસથી પદર લાખ રૂપિયા ખરચાય છે "Over 100,000

મહાત્મા ગાંધીજીનું રાજકારણ

૩૯. દક્ષિણ આફ્રિકામાં નીગ્રો ઘણા છે. પરંતુ તેઓમાં ઝાઝી બુદ્ધિ ન હોવાથી તેમની પાસેથી સારું કામ લઈ શકાતું નથી. આથી ત્યાંના અંગ્રેજ વસાહતવાળાઓએ અહીંથી અમુક મુદતની બંધણી કરીને ઘણા મજુરો આફ્રિકા લઈ જવાનું શરૂ કર્યું. તે સમયે આપણી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ ન હોતી, તેથી આ વસાહતવાળાઓની સામે માત્ર વિરોધ કરવા માટે પણ કોઈ હિંદી ગૃહસ્થ આગળ આવ્યો નહિ. પરિણામે આફ્રિકામાં ઘણા હિંદી મજુરો એકઠા થયા. પાંચ દશ વરસની તેમની બંધણી પૂરી થયા પછી તેમાંના કેટલાક તો નાનો વેપાર કે ખેતી કરીને ત્યાં જ સ્થાયી રહેવા લાગ્યા.

૪૦. એક મુસલમાન વેપારીનો કેસ લડવા માટે પ્રથમ ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં ગયા અને પછી ત્યાં જ તેમણે પોતાની વકીલાતનો ધંધો શરૂ કર્યો. ' **जे का रंजले गांजले । त्यांसि म्हणे जो आपुले । तोचि साधु ओळखावा । देव तेथेंचि जाणावा ॥** ' (દુઃખી અને પીડિત લોકોને જે પોતાના ગણે તે જ સાધુ છે, અને તેનામાં જ દેવ છે એમ સમજવું.) આ તુકારામની ઉક્તિમાં બતાવવામાં આવેલી ઉદારતા ગાંધીજીમાં સ્વાભાવિક રીતે જ હોવાથી પોતાનાં

---

men and women corgnegated on the narrow sea-front to take part in the final ritual of the longest and most popular Hindu festival–Ganesh Utsav...Nearly 100,000 images of Ganpati were installed in private houses and in public places and worshipped during the ten days prior to the day of immersion. The amount spent on the images and for puja can be estimated at between Rs. 10,00,000 and Rs. 15,00,000...

નિકૃષ્ટ બાધવોના દુખો તેમને અસહ્ય લાગ્યા, અને સત્યાગ્રહથી તેનો પ્રતિકાર કરવા માટે તેઓ આગળ આ યા

૪૧ દક્ષિણ આફ્રિકાનો આ સત્યાગ્રહ યશસ્વી નીવડ્યો કે કેમ એ વાદમા ઉતરવાની અહી બીનકુન આવશ્યકતા નથી પણ બધાને એટલુ તો સ્વીકારવુ જ પડશે કે, રાજકીય બાબતોમા સત્યાગ્રહને પ્રથમ ગાધીજીએ જ દાખલ કર્યો તેમની પહેલા કાઉન્ટ ટૉલ્સ્ટૉયે પોતાના પુસ્તકો મારફત સત્યાગ્રહની વિશદ કલ્પના લોકો પાસે રજુ કરી હતી ખરી પરતુ આ કલ્પના ગાધીજી સિવાય બીજા કોઈને વ્યવહારૂ લાગી ન હતી ગાધીજીએ ટૉલ્સ્ટૉયની કલ્પનાને મૂર્ત સ્વરૂપ આપીને તે વ્યવહારૂ છે એમ સિદ્ધ કરી બતા યુ છ

૪૨ મહાયુદ્ધની શરૂઆત થયા પછી ગાધીજી સ્વદેશ પાછા આવ્યા 'સત્યાગ્રહનો પ્રયોગ માત્ર દક્ષિણ આફ્રિકામા કરવાથી હિંદી જનતા ગુલામીમાથી મુક્ત થવાની નથી આખા હિંદુસ્તાનમા જો સત્યાગ્રહ શરૂ કરવામા આવે તો જ સ્વરાજ્ય મળશે અને તેથી વસાહતોમા તેમજ બીજા રાષ્ટ્રોમા હિંદુસ્તાનની આબરૂ વધશે,' એમ તેમને લાગ્યુ હોય તો એ સ્વાભાવિક છે પણ અહીં આવ્યા પછી સત્યાગ્રહ શરૂ કરવામા તેમને અનેક અડચણો દેખાઈ અને તેથી થોડો વખત અહીંના રાજકીય વાતાવરણનું બરાબર નિરીક્ષણ કર્યા પછી પ્રસગાનુસાર સત્યાગ્રહ શરૂ કરવાનુ તેમને યોગ્ય જણાયુ

૪૩ સત્યાગ્રહમા મુખ્ય અડચણ હિંદુમુસલમાનના અણબનાવની હતી ૧૯૧૬ મા લખનૌમા કૌસીલની બેઠકો સબધમા હિંદુ અને મુસલમાનોમા સમજુતી થઈ આથી હિંદુ-મુસલમાનની મૈત્રીની આશા જણાવા લાગી મહાયુદ્ધ પૂરૂ થયા પછી ગ્રીક લોકોએ સ્મર્નામા પ્રવેશ કરીને ત્યાના તુર્ક લોકો સાથે યુદ્ધની શરૂઆત કરી ગ્રીક લોકોને અગ્રેજોની મદદ

હોવાથી હિંદી મુસલમાનો અંગ્રેજો ઉપર નારાજ થયા, અને તેમણે ખિલાફતની ચળવળ શરૂ કરી. એ જ વખતે અંગ્રેજોએ રૌલેટ ઍક્ટ પાસ કરીને દેશના પ્રાગતિક આગેવાનોને પણ નાખુશ કર્યા. આથી આ સંધિ યોગ્ય સમજીને ગાંધીજીએ સત્યાગ્રહના શ્રીગણેશ માંડ્યા.

૪૪. ૧૯૨૦ ના એપ્રિલની ૬ ઠ્ઠી તારીખે આખા દેશમાં જૂદી જૂદી જગાએ રૌલેટ ઍક્ટના વિરોધમાં સભાઓ ભરાઈ. તેમાં હિંદુ-મુસલમાનોએ બહુ સ્નેહભાવથી ભાગ લીધો. તે જ વખતે પંજાબમાં કેટલાક અસંતુષ્ટ માણસોએ ચાર પાંચ અંગ્રેજોના ખૂન કર્યા. હિંદુ-મુસલમાન ઐક્ય અને અંગ્રેજોનાં ખૂન આ બન્ને વસ્તુ એકી સાથે થએલી જણાતાં, ૧૮૫૭ ના બળવાની પુનરાવૃત્તિ થવાની બીક અંગ્રેજ અધિકારીઓને લાગે એ સહજ છે. માણસ ભયથી ભાન ભૂલે ત્યારે ક્યો અપરાધ કરે તે નક્કી ન કહી શકાય. આ સિદ્ધાન્તાનુસાર પંજાબમાં અંગ્રેજ અધિકારીઓએ કાળો કેર વર્તાવવા માંડ્યો. અમૃતસરમાં જલિયાંવાલા બાગમાં જનરલ ડાયરે જે નિર્દોષ નિઃશસ્ત્ર માણસોની કત્તલ કરી એ ક્રૂરતાના આધુનિક નમુના તરીકે જગપ્રસિદ્ધ છે. આવું જ કોઈ ક્રૂર કૃત્ય કોઈ અધિકારીને હાથે થાય છે તો તેને બીજું અમૃતસર (The Second Amritsar) કહેવાનો રિવાજ પડી ગયો છે

૪૫. પંજાબનો લશ્કરી કાયદો, મુસલમાનોની ખિલાફત અને રૌલેટ ઍક્ટની સામેનો મધ્યમ વર્ગનો વિરોધ, આ બધું એક સામટું ભેગું થવાથી ગાંધીજીએ શરૂ કરેલ સત્યાગ્રહની ચળવળે એકદમ તીવ્ર સ્વરૂપ પકડ્યું. દુનિયાની આંખો તેની સામે મંડાઈ, અને અંગ્રેજ અધિકારીઓ તો એકદમ ગભરાઈ ગયા. આવા સંયોગોમાં ચૌરીચૌરામાં કૉંગ્રેસના સ્વયંસેવકોને હાથે પોલિસોને જીવતા બાળી નાખવાનો અત્યાચાર થયો, અને ગાંધીજીએ સત્યાગ્રહ મોકૂફ રાખ્યો. આમ અંગ્રેજો ઉપર આવેલી આપત્તિ મહાપ્રયાસે ટળી

વગર આપોઆપ જ ટળી ગઈ! ગાંધીજીની લોકપ્રિયતા ઘણી ઘટી ગઈ છે એમ લાગવાથી ૧૯૨૨ ના માર્ચ માસમાં તેમના ઉપર કેસ ચલાવીને તેમને ૭-વરસની જેલ આપવામાં આવી.

૪૬. બે વરસે ગાંધીજી છૂટયા. તે વખતે સત્યાગ્રહનું ઝાઝું જોર રહેલું નહોતું. છતાં ચાર પાંચ વરસ સુધી સત્યાગ્રહનું પુનરુજ્જીવન કરવાનો પ્રયાસ તેમણે ન કર્યો; અને ખાદી, રાષ્ટ્રીય શિક્ષણ, હિંદુ-મુસ્લીમ ઐક્ય અને અસ્પૃશ્યતાનિવારણ: આ ચાર રચનાત્મક વિધાયક બાબતો ઉપર તેમણે વધારે ભાર દઈને કામ કર્યું.

૪૭. ઇ. સ. ૧૯૨૯ ની મહાસભા સંસ્મરણીય બની. યુવાન સોશિયાલિસ્ટ પં. જવાહરલાલને આ મહાસભાના પ્રમુખ ચુંટવામાં આવ્યા હતા અને મહાસભાએ સ્વરાજ્યનો 'પૂર્ણ સ્વાતંત્ર્ય' એવો અર્થ કર્યો. મહાસભા પૂરી થયા પછી ગાંધીજીએ પોતાના અગિયાર મુદ્દાઓ વાઇસિરૉય સમક્ષ રજુ કર્યા; અને માર્ચ માસમાં મીઠાનો સત્યાગ્રહ શરૂ કર્યો. એક મહિનામાં જ તેમને પકડીને યરવડા મોકલવાનું તે કાળની બ્રિટિશ લેબર ગવર્મેન્ટને યોગ્ય જણાયું. છતાં સત્યાગ્રહ તો જોસભેર ચાલુ હતો. વાઇસિરૉયને એક પછી એક ઑર્ડિનન્સો કાઢીને લગભગ લશ્કરી કાયદા જેવી પરિસ્થિતિ ઉભી કરવી પડી. અને અંતે વાઇસિરૉયે લંડનની મોકુફીનો કરાર ગાંધીજીની સાથે કરીને સંધિની વાટાઘાટો માટે તેમને લંડન લઈ જવામાં આવ્યા. ત્યાં તેમનું અપૂર્વ સ્વાગત થયું. ખુદ પંચમ જ્યૉર્જ બાદશાહે આ ફકીરની મુલાકાત લીધી! પરંતુ આ બધું ત્યાંના કૉન્ઝરવેટીવોને કેમ રુચે? તેમણે મેકડૉનાલ્ડને પોતાની બગલમાં લઈને ૧૯૩૧ ની ચુંટણીમાં વિજય મેળવ્યો, અને પછી સત્યાગ્રહના પાયા મૂળમાંથી ખોદી નાખવાનો નિશ્ચય કર્યો. પણ લૉર્ડ અરવીન, અને લેબર ગવર્મેંટે આપેલાં વચનોનું શું કરવું!

આથી તેમનો નિકાલ સર સેમ્યુઅલ હોરે તૈયાર કરેલ બિલમાં કરવામા આવેલો છે ।

**પાશ્ચાત્યોનું અધિદૈવત.**

૪૮ વેદકાળમા ઇંદ્ર, અશોકના વખતમા બુદ્ધ, શકોના સમયમા મહાદેવ અને ગુપ્તોના સમયમા જેમ વાસુદેવ, દેવ તરીકે આગળ આવ્યા, તે જ રીતે અંગ્રેજોની કારકીર્દિમા સ્વદેશાભિમાન રૂપી દેવ આગળ આવવા માગે છે. હિંદુ સમાજના મધ્યમ વર્ગમા તેની ઉપાસના પ્રિય થવા લાગી છે. મુસલમાનોએ લોકો ઉપર અલ્લાને લાદવાના બહુ ભારે પ્રયત્નો કર્યાં, હિંદુઓ ઉપર અનેક પ્રકારના કરો નાખ્યા, પરંતુ હિંદુ લોકોએ રાજીખુશીથી તો અલ્લાનો ભાગ્યે જ સ્વીકાર કર્યો હશે એમ કરવા માટે તો મુસલમાનોને બળજબરી વાપરવી પડી, પરંતુ પાશ્ચાત્યોના આ દેવનો સ્વીકાર હિંદુ લોકો ગાઢ સંતોષપૂર્વક કરે છે બ્રાહ્મસમાજ, આર્યસમાજ, ગણપતિ, અહિંસા, આ તો બધા આ આરાધ્ય દેવતાની પૂજાના સાધનો ગણવામા આવે છે. આ બધા પંથોના ઉપાસકોને જો તમે એમ કહો કે, તમારામા દેશાભિમાન નથી તો તેઓ બધા તેનો તીવ્ર નિષેધ કરશે, અને કહેશે કે, લોકોમા ખરેખર દેશાભિમાન જાગ્રત કરવા માટે જ અમારો આ પંથ છે. એટલે ખરો દેવ દેશાભિમાન છે અને બીજા આ પંથો તો એ દેવની પૂજાના સાધનો છે એમ માનવુ પડે છે

૪૯ પાશ્ચાત્ય રાષ્ટ્રોમા મુખ્યત્વે આ જ દેવની પૂજા કરવામા આવે છે એ કહેવાની જરૂર નથી જર્મન કૅથોલિકોએ મહાયુદ્ધમા પોતાના તેમજ ફ્રેંચ કૅથોલિકોના બલિ આ જ દેવ ખાતર આપ્યા. જર્મન અમેરિકનોએ જર્મન દેશમા રહેનાર પોતાના દેશબાંધવોને તેમના કશા જ અપરાધ વગર માત્ર આ જ દેવને ખુશી કરવા માટે મારી નાખ્યા. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, ધર્મ કે જાતિ, જે કોઈ ચીજ આ દેશાભિમાનને આડે આવે, તેનો ઉચ્છેદ

કરવામાં કોઈ પણ પાશ્ચાત્ય રાષ્ટ્ર પાછું વાળી જુએ એમ નથી. બાયબલના દેવનું મહત્ત્વ પણ, એ દેશાભિમાનની આડે ન આવે ત્યાં સુધી જ !

૫૦. પાશ્ચાત્યોની કારકીર્દિમાં મધ્યમવર્ગીય હિંદુ લોકોમાં દેશાભિમાનનો પ્રસાર થાય એ સ્વાભાવિક હતું. બાળકને જેમ પ્રથમ મધ ચટાડીને પછી ક્યાંડી જેવું ઔષધ પાવામાં આવે છે, તે પ્રમાણે આપણા આગેવાનોએ આપણને પાશ્ચાત્યો જેવા ઉત્સાહી બનાવવા માટે પ્રથમ ધાર્મિક પંથો અને ગણપતિ ઉત્સવોના બહાને આ દેશાભિમાનનો દારૂ પાવાની શરૂઆત કરી. પણ હવે આપણો સમાજ ઉંમર લાયક થતો જતો હોવાથી આ બહાનાંઓની જરા પણ ગરજ રહી નથી. દેશાભિમાનની ગમે તેટલી પ્યાલીઓ ચડાવવામાં આવે તોપણ તેનાથી હવે તૃપ્તિ થતી નથી. 'એક વાર આપણે આટલા બધા સારા હતા, પણ આ અંગ્રેજોની કારકીર્દિમાં આપણી બીલકુલ દુર્દશા થઈ છે' એમ કહો કે તરત જ દેશાભિમાનની પિપાસા જાગ્રત થાય છે !

૫૧. પરંતુ આ દેશાભિમાનનું ઘાતક એવું બીજું અભિમાન આપણા દેશમાં છે. આ અભિમાન તે આપણા મુસલમાન ભાઈઓનું અભિમાન છે. મુસલમાનો આજે ઘણા સૈકાઓથી આપણા દેશમાં રહે છે, છતાં હજી તેમનું લક્ષ્ય મક્કા તરફ છે. પોતાના હાથે કંઈક ભૂલો થઈ અને તેથી જ આપણે રાજ્ય ગુમાવ્યું એમ હિંદુઓની માફક મુસલમાનોને પણ લાગે છે; અને ગએલું રાજ્ય પાછું મેળવવાની તેમને હજી ઉમેદ છે. હિંદુસ્તાનમાં જો કે તેમની સંખ્યા ઓછી છે, છતાં, અફઘાનિસ્તાન, ઈરાન, તુર્કી વગેરે બધા દેશોના મુસલમાનો જો એકત્ર થાય તો બંગાળાથી કૉન્સ્ટાંટીનોપલ સુધીના પ્રદેશ ઉપર એકછત્રે મુસલમાની બાદશાહત સ્થાપી શકાય એમ છે, એવું તેઓ માને છે; અને એટલા જ માટે સિંધને જુદો પાડવો,

બંગાળ અને પંજાબમાં બહુમતિ મેળવવી વગેરે ખટપટો તેમના તરફથી થયા કરે છે

૫૨. તેમના આ ઉદ્દેશની ગંધ હિંદુઓને આવવા લાગી છે પોતાની બહુમતિ કરવા માટે અસ્પૃશ્યોને સ્પૃશ્ય બનાવવાનો તેમનો પ્રયત્ન તો ચાલુ જ છે. ઉપરાંત બ્રહ્મદેશ, સયામ, ચીન, જાપાન વગેરે દેશોના બૌદ્ધોની મદદ મળે એ હેતુથી બૌદ્ધ સંસ્કૃતિને પણ હિંદુ સંસ્કૃતિમાં દાખલ કરી લેવાની મહેનત તેઓ કરવા લાગ્યા છે. ભિક્ષુ ઉત્તમને હિંદુમહાસભાએ પોતાના પ્રમુખ નીમ્યા એ આ મહેનતનું એક તાજું ચિહ્ન છે.

૫૩. મુસલમાનોનો પ્રયત્ન જેમ દેશાભિમાનને ઘાતક છે, તેમ હિંદુઓનો પ્રયત્ન પણ ઘાતક થવા લાગ્યો છે હિંદુસ્તાનની બહાર જઈને જો હિંદુઓ ચીનજાપાનની અપેક્ષા રાખે તો પછી દેશાભિમાન ક્યાં રહ્યું ? શુદ્ધ દેશાભિમાન તો પાશ્ચાત્યોની જેવું હોવું જોઈએ સ્વદેશાભિમાનથી પ્રેરિત થઈને જર્મન કૅથોલિક ફ્રેંચ કૅથોલિકોને મારી નાખતા હતા તે જ મુજબ ફ્રેંચોની સાથેનું પોતાનું હાડવેર ભૂલી જઈને તેમની જ મદદથી અંગ્રેજો જર્મન ધર્મબાંધવોને મારી નાખતા હતા આવું દેશાભિમાન જો હિંદુસ્તાનમાં આવે તો, હિંદુ અને મુસલમાન એક થઈને એક બાજુથી બૌદ્ધોને અને બીજી બાજુથી હિંદ બહારના મુસલમાનોને ઘડીભરમાં પાદાક્રાંત કરે એટલે આવા દેશાભિમાનની સ્થાપના હિંદુસ્તાનમાં થઈ શકતી નથી એ એક રીતે આસપાસના દેશોનું ભાગ્ય જ ગણવું જોઈએ '

## રશિયન ક્રાંતિ

૫૪ રશિયન રાજકીય ચળવળ અને હિંદી રાજકીય ચળવળ વચ્ચે ઘણો સંબંધ હોય એવું ભાસે છે ૧૯૦૫ પહેલાં રશિયામાં બૉંબનો પ્રચાર થયો હતો બૉંબ ફેંકીને ઝાર તથા તેના મોટા મોટા

અધિકારીઓનાં ખૂન કરવા માટે ઘણી ગુપ્ત મંડળીઓ તે સમયે અસ્તિત્વમાં આવી હતી. બંગભંગ પછી આપણા દેશમાં તેનો જ પડઘો પડયો હોય એવું દેખાય છે, અને આજે પણ ક્યાંક ક્યાંક તેના અવાજો હજી સંભળાય છે. આવી જાતનાં ખૂનો કરવાથી દુઃખી ત્રાસી ગએલી જનતા મુક્ત થવાની નથી એમ બોલ્શેવિકો નિશ્ચિત રૂપે માને છે. આ જાતના મતનો પ્રચાર લેનિન જેવા આગેવાનો ખૂબ જોસથી કરતા હતા, છતાં ઝારશાહીથી કંટાળી ગએલા યુવાનો આ વાત સાંભળતા નહિ. તેમણે આ ખૂનનું સત્ર ચાલુ જ રાખ્યું હતું.

૫૫. ઈ. સ. ૧૯૦૫ માં રુસો-જપાનીઝ યુદ્ધને પરિણામે રશિયામાં લગભગ દુકાળ જેવી પરિસ્થિતિ ઉભી થઈ. આ વખતે બોલ્શેવિકોએ આખા દેશમાં હડતાળ પડાવી. એક પાદરી પીટર્સબર્ગના ભૂખ્યા ગરીબ માણસોને લઈને ઝાર પાસે અન્નની યાચના કરવા ગયો; ત્યારે તે લોકો ઉપર ગોળીબાર કરીને ઝારે તેમની કત્તલ કરાવી. ફ્રેંચોએ ઝારને ઘણી રકમ દેવા તરીકે આપ્યાથી એ પૈસા વડે લશ્કરમાં શાંતિ રાખીને તેમની મારફત મજૂરોની હડતાળોને તોડી પાડવામાં આવી. આખા દેશમાં દમનચક્ર જોરથી ફરવા લાગ્યું; અને ગરીબ લોકોનાં દુઃખોનો પારાવાર ન રહ્યો. બોલ્શેવિકોનું ઝારશાહી પાસે કંઈ ચાલતુ નથી એ જોઈને યુવાન લોકો નિરાશ થયા. બોંબશાહી ઉપરથી તેમનો વિશ્વાસ ઘટવાને બદલે વધવા લાગ્યો.

૫૬. પરંતુ નુકસાનીના વેપારથી ઝારશાહી ઢીલી પડતી ગઈ અને ૧૯૧૭ ની સાલમાં તે આપોઆપ નાશ પામી. એકાએક રશિયાના રાજ્યની આગેવાની મધ્યમ વર્ગના હાથમાં આવી પડી. કેરેંસ્કી તેનો આગેવાન બન્યો. ઝારે જાતે રાજીનામું આપ્યુ. પીટર્સબર્ગમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ. પણ આ પ્રજાસત્તાક ટકે

કઈ રીતે? અમેરિકા જો કરજે નાણા ન આપે તો કેરેન્સ્કીનુ રાજ્ય કેમ ટકે? અમેરિકા તે વખતે જર્મનીની વિરુદ્ધ મિત્રરાજ્યોને મળેલુ હતુ. એટલે રશિયા યુદ્ધક્ષેત્ર છોડીને પાછુ ન હઠે એ એક જ શરતે અમેરિકા પૈસા આપવા તૈયાર હતુ. અર્થાત્ આ શરત કબૂલ કરીને જ કેરેન્સ્કીને પૈસા લેવા પડયા. પરતુ રશિયન ખેડૂત વર્ગ લડાઈથી બીલકુલ કંટાળી ગયો હતો. ઝાર જેમ રાજીનામુ આપીને મુક્ત થયો તેમજ આ ખેડૂતો પણ પોતપોતાની બંદૂકો લઈને પરભાર્યા ઘેર ચાલ્યા ગયા અને યુદ્ધમાંથી એ રીતે તેમણે મુક્તિ મેળવી. પોતાના વક્તૃત્વના બળે યુદ્ધ ચાલુ રાખવાનો કેરેન્સ્કીનો પ્રયત્ન હાસ્યાસ્પદ નીવડયો.

૫૭ આ તકનો લાભ લઈને લેનીન આગળ આવ્યો. પીટર્સબર્ગ તાબે કરવામા તો લેનિનને જરા પણ રક્તપાત કરવાની જરૂર પડી નહિ. મોસ્કોમા ઝારપક્ષે થોડોક વિરોધ કર્યો, પરતુ ઝાઝા રક્તપાત વગર જ આખુ રશિયા બોલ્શેવિકોએ હસ્તગત કર્યું. જમીન ખેડૂતોની, કારખાના મજૂરોના, અને યુદ્ધ બધ, આ ત્રણ વાક્યોમા લેનિનનુ સામર્થ્ય સમાએલુ હતુ એમ કહેવામા વાધો નથી. લડાઈ તો બધ થઇ જ હતી. પણ લડાઈના સમયે મળેલી બદૂકો અને ગોળીઓનો ઉપયોગ ખેડૂતોએ જમીનો પોતાને કબજે કરવામા કર્યો. ખેડૂતોને લેનિનનું વાક્ય જોઈતું હતુ ને વૈદે કીધુ, એના જેવુ લાગ્યુ હોવુ જોઈએ. હવે માત્ર કારખાના મજૂરોના હાથમા આવવાના બાકી હતા પણ એ બાબતમા મજૂરોને શક રહ્યો નહોતો.

૫૮. મિત્રરાજ્યો ઉપર આ એક મહા આપત્તિ હતી હજી તો જર્મનીને હઠાવવાની શરૂઆત થઈ હતી, ત્યા તો બોલ્શેવિઝમની ઉત્પત્તિ થઈ. અને હવે આ બોલ્શેવિઝમ મૂડીવાદને ગળી જશે કે શુ એવો ડર બધા મુત્સદ્દીઓને લાગવા લાગ્યો તેમણે આ નવા ઉત્પન્ન થએલા પથને દરેક રીતે અડચણ કરવાના પ્રયત્નો

શરૂ કર્યો. રશિયન ક્રાન્તિની અસર જર્મની ઉપર પણ થવાથી, તથા અમેરિકાની મદદને લીધે મિત્ર રાજ્યોનું જોર વધતું જવાથી જર્મની થાકયું, અને તેણે ૧૯૧૮ મા વિલ્સનની ચૌદ કલમોને આધારે યુદ્ધ મોકૂફ કર્યું. આથી મિત્રરાજ્યોને પોતાના પૂર્વ તરફના દેશો તરફ ધ્યાન આપવા વધારે સગવડ મળી. તેમની પાસે યુદ્ધસામગ્રી વિપુલ હતી. પણ બધા જ દેશોના લોકો યુદ્ધથી થાકી ગયા હતા. આથી કોઈ પણ મિત્રરાજ્ય પોતાનું મોટું સૈન્ય રશિયામાં ઉતારી શકે એવો સંભવ નહોતો. બીજો એક ડર એ હતો કે, બોલ્શેવિકોના પ્રચારકાર્યને પરિણામે જો આ સૈન્ય જ ફરે તો તેનું પરિણામ આત્મઘાતમાં જ આવે. મિત્રરાજ્યોના સુદૈવે રશિયામાંથી નાસી છૂટેલા ધનિક લોકો અને સરદારજમીનદારો આખા યુરોપમાં ચારે બાજુ ફેલાઈ ગયા હતા. ઉપરાંત ઝેકોસ્લોવેકિયાના ઘણા સૈનિકો રશિયાની કેદમાં પડેલા હતા. જર્મનીની વિરુદ્ધ વાપરવા માટે તૈયાર કરેલી યુદ્ધસામગ્રીની મદદ જો આ લોકોને આપવામાં આવે તો તેઓ બોલ્શેવીઝમનો પરબાર્યો નાશ કરશે એમ મિત્રરાજ્યોના ધુરંધરોને આ વખતે લાગ્યું હોય તો તેમાં નવાઈ નથી.

૫૯. આ પ્રમાણે બધા મિત્રરાજ્યોએ મદદ કરીને રશિયન ગોરાઓની* તથા ઝેકોસ્લોવેકીયન કેદી સૈનિકોની નવી રચના કરીને બોલ્શેવીકો ઉપર ચારે બાજુથી હુમલા કર્યા. આ સંકટમાંથી પાર ઉતરાશે એવી બોલ્શેવિકોના મનમાં પણ ઝાઝી આશા નહોતી. કારણ કે આખો દેશ વેરાન થઈ ગયેલો હતો અને દારૂગોળો તો બીલકુલ નહોતો. કાં તો લડાઈ લડતાં મરવું કે ફાંસીને માંચડે ચઢીને મરવું એ સિવાય ત્રીજો માર્ગ તેમની પાસે નહોતો. કહેવાની જરૂર નથી કે, બોલ્શેવિકોએ યુદ્ધમાં મરવાનો માર્ગ જ પસંદ કર્યો.

* જે લોકો બોલ્શેવિકોની વિરુદ્ધ હતા તેવા શ્રીમંતોને 'ગોરા' (White) અને બોલ્શેવિકોને 'રાતા' (Red) કહેવાનો રિવાજ છે.

૬૦. પરંતુ જેમ જેમ આ ગોરા રશિયન લોકો મોસ્કો અને લેનિનગ્રાડ તરફ આગળ વધવા લાગ્યા તેમ તેમ તેઓની શક્તિ ઘટવા લાગી. તાજા જ જમીનના માલિક બનેલા ખેડૂતો આ ગોરાઓને મદદ કરવા બીલકુલ રાજી નહોતા. આથી ગોરા રશિયનોને ખેડૂતો ઉપર જુલમ કરીને અન્નસામગ્રી પ્રાપ્ત કરવાની ફરજ પડી. પણ આમ થવાથી તેઓ જેમ આગળ વધતા ગયા તેમ તેમની પાછળ બળવો થવા લાગ્યાં. મિત્રરાજ્યોએ ગોરાઓને મદદ માટે મોકલેલી યુદ્ધસામગ્રી આપોઆપ જ આ નવા બંડવાળા—બોલ્શેવિકોના હાથમાં આવી પડી ! અને જેમ ગ્રીષ્મકાળના સૂર્યનાં કિરણોથી બરફ ઓગળે અને નાબૂદ થાય તેવી દશા આ ગોરા સૈન્યની થઈ. બાકી રહેલા શ્રીમંત કુટુંબોના અનુયાયીઓને પોતાની સાથે લઈને વ્રાંગલ વગેરે સેનાપતિઓને ભાગતાં ભોં ભારે થઈ પડી. યુદ્ધસામગ્રી તો હાથમાંથી ગઈ, પણ ઉલટુ હવે આ રશિયન ગોરા લોકો આશ્રય માટે મિત્રરાજ્યોના આગણે આવીને ઉભા ! પણ હવે મિત્રરાજ્યોને આ લોકોની ક્યાં ગરજ હતી ?

૬૧. આ રીતે બોલ્શેવિકોનો અણધાર્યો વિજય થયો. એસ્તોનિયા, લાતવિયા, લિથુવાનિયા, પોલાંડ, ફિનલાંડ અને બેસારાબિયા બાદ કરતાં બાકીના ઝારના બધા સામ્રાજ્ય ઉપર બોલ્શેવિકોની સત્તા પ્રસ્થાપિત થઈ. પણ આ સત્તા લઈને હવે કરવું શું ? રેલવે રસ્તા બધા તૂટી ગયા હતા, લગભગ બધાં કારખાનાંઓ પણ બંધ પડેલાં હતાં, યંત્રો કટાઈ ગયાં હતા, અને મિત્રરાજ્યોએ ચારે બાજુએથી બોલ્શેવિકોને ઘેરી લીધા હતા. એવામાં ૧૯૨૧નો ભયંકર દુકાળ પડયો. અનાજ વગર લાખો લોકો મરણ પામ્યા. ગોરા રશિયનોનો પરાભવ કરીને બોલ્શેવિકોને પોતાની સત્તા સ્થાપવાનું જેટલું મુશ્કેલ હતું, તેના કરતાં દસ ગણુ વધારે મુશ્કેલ આ બધી સંકટપરંપરામાંથી બહાર નીકળવાનું હતું. પણ તેઓ શું કરે ? આ

બધાં મંકટોની સામે થયા વગર બીજો રસ્તો જ નહોતો. આ વખતે જો મૂડીવાદી મિત્રરાજ્યોએ અન્નસામગ્રી સાથે લઈને રશિયા ઉપર ચડાઈ કરી હોત તો તેઓ ભારે મોટી લડાઈ વગર જ બહુ સહેલાઈથી આખો રશિયા જીતી શકત. પણ આમ કરવામાં મિત્ર-રાજ્યોના આગેવાનોના મનમાં જે ડર હતો તે તો પોતાના જ લોકો પોતાની સામે થશે, અને પોતાના જ દેશમાં ક્રાંતિ થશે, એનો હતો. અને આથી રશિયા ઉપર ચડાઈ ન કરતાં માત્ર ચારે બાજુથી તેમને ઘેરો નાખવામાં જ—બીજાં રાજ્યો સાથેનો આર્થિક સંબંધ તોડી નાખવામાં જ તેમણે સંતોષ માન્યો.

૬૨. ત્યાર પછી બોલ્શેવિકોએ પંચવાર્ષિક યોજનાઓ શરૂ કરીને તેમાં કેવી સફળતા મેળવી, ગ્રામસંઘટના કેમ શરૂ કરી, વગેરે હકીકતો બહુ તાજી છે; તેમજ તેમાં તેઓ યશસ્વી નીવડ્યા છે કે કેમ એ બાબતમાં અનેક દેશોમાં ચર્ચા પણ ચાલુ છે. પણ એટલું તો કબૂલ કરવું જ જોઈશે, કે બહુ વિકટ પરિસ્થિતિમાં બોલ્શેવિકોના હાથમાં સત્તા આવી હતી, છતાં મજૂર અને ખેડૂતોના જોર ઉપર તેમણે તે ટકાવી રાખી; એટલું જ નહિ, પણ એ અસહ્ય આપત્તિમાંથી બહાર નીકળીને આખી દુનિયા સમક્ષ એક નવો જ દાખલો બેસાડ્યો છે.

## જાપાની તથા રશિયન ક્રાંતિની તુલના.

૬૩. સરદારી સત્તા ફગાવીને તેની જગાએ મધ્યમવર્ગના લોકોની સત્તા સ્થાપન કરતાં ઈંગ્લાંડ, ફ્રાન્સ વગેરે દેશોને સેંકડો વરસો લાગ્યાં. પરંતુ એ જ કામ જાપાને માત્ર ત્રીશબત્રીશ વરસમાં કર્યું. ઇ. સ. ૧૮૫૩ની સાલ સુધી જાપાનનો બીજાં રાજ્યોની સાથે બીલકુલ સંબંધ નહોતો એમ કહીએ તો ચાલે. માત્ર કેટલીક કડક શરતોએ ડચ લોકોની કંપની જાપાન સાથે વેપાર કરતી હતી, પણ

એ વરસે અમેરિકન આરમારી અધિકારી કોમોડોર પેરી (Commodore Perry) કેટલાંક લશ્કરી જહાજો લઈને જાપાની બંદરમાં આવ્યો અને ૧૮૫૪ માં જબરદસ્તીથી જાપાની શોગન પાસેથી વ્યાપારી સંધિ કરાવી. ત્યાર પછી તેનું જ અનુકરણ કરીને બ્રિટિશ લોકોએ પણ ૧૮૬૩ મા જાપાનમાં પ્રવેશ કર્યો. અને ૧૮૬૫મા બ્રિટિશ, ફ્રેંચ, ડચ અને અમેરિકન રાજ્યોએ અગાઉ થએલી બધી સંધીઓ જાપાન પાસે કબૂલ કરાવી. આથી જાપાનનુ ભારે અપમાન થયુ. ૧૮૬૬ ની સાલથી પોતાના દેશની ઉન્નતિ કરવા માટે જાપાનની યુવાન પેઢીએ કમર કસી, સારા સારા કુટુબોના યુવાનો અનેક પ્રકારની હેરાનગતિ અને કષ્ટો સહન કરીને અમેરિકા તથા યુરોપ ગયા અને દરેક પ્રકારની વિદ્યામા—ખાસ કરીને યુદ્ધવિદ્યામા—નિપુણ થઈ આવ્યા. તેનુ પરિણામ એ આવ્યુ કે માત્ર ત્રીશ વરસમા જ જાપાને આવડા મોટા ચીન દેશનો પરાજય કરીને ફોર્મોસા બેટ કબજે કરી લીધો, અને કોરિયાને ચીનથી છૂટો પાડીને પોતાની શેહમાં દબાવી દીધો. ત્યારથી જાપાનની સત્તા કેટલી વધવા લાગી છે એ કહેવાની જરૂર નથી.

૬૪. પરંતુ આ જાપાની ક્રાંતિ અને રશિયન ક્રાંતિમા બહુ મોટો તફાવત છે. જાપાની સરદારોએ લગભગ રાજીખુશીથી જ પોતાની સત્તા મિકાડોને હવાલે કરી, અને મિકાડોએ પણ પોતાની સત્તા ઉપર જાતે અંકુશ મૂકીને મધ્યમ વર્ગના હાથમા સત્તા સોંપી. અમેરિકન અને યુરોપિયન રાષ્ટ્રોએ જાપાનની રાજ્યક્રાંતિનો વિરોધ ન કરતાં તેને અભિનંદન આપ્યુ, અને તેમને કેળવવાની બાબતમાં જાપાનને શક્ય એટલી મદદ કરી. બોલ્શેવિકોની બાબતમા આનાથી સાવ ઉલટું જ થયુ. રશિયાનો સત્તાધિકારી જમીનદાર વર્ગ અને પૈસાદાર વર્ગ મિત્રરાજ્યોની મદદથી જ બોલ્શેવિકોની સામે થયો. આખી દુનિયા બોલ્શેવિકોની વિરુદ્ધ હતી. એટલુ જ નહિ પણ

બળવાન મિત્રરાજ્યોએ તો રશિયાને ફરતો આર્થિક ઘેરો નાખેલો હતો. આ બધી આપત્તિમાંથી બોલ્શેવિઝમ સહીસલામત પાર પડ્યા, એ ઇતિહાસનો એક અદ્ભુત ચમત્કાર જ ગણાવો જોઈએ. યુરોપિયન અને અમેરિકન મજૂર વર્ગની સહાનુભૂતિ આ બોલ્શેવિકોને ન મળી હોત તો આ ચમત્કાર બનત કે કેમ એ શંકાસ્પદ છે.

## રશિયન ક્રાંતિનો પ્રભાવ

૬૫ બોલ્શેવિઝમના વિજયની અસર એકલા હિંદુસ્તાન ઉપર નહિ પણ આખી દુનિયા ઉપર થઈ છે. મૂડીવાદી લોકો પોતાના તાબાના વર્તમાનપત્રો મારફત બોલ્શેવિઝમના સંબંધમાં મજૂર વર્ગના મન કલુષિત કરવાનો જબરો પ્રયત્ન સતત ચલાવ્યા કરે છે. પણ એનાથી ક્રાંતિ અટકવાની નથી, એવો મૂડીવાળાઓને ડર લાગવાથી તેમણે ઇટાલિમાં મુસોલિની અને જર્મનીમાં હિટલરને આગળ કર્યો છે. ચીનમાં ચાગ કે શેક જેવા ભાડૂતી સેનાપતિઓ મારફત બોલ્શેવિક ક્રાંતિ અટકાવવાનો યુરોપિયન તેમજ અમેરિકન મૂડીવાળાઓનો પ્રયત્ન ચાલુ જ છે. હિંદુસ્તાનમાં હજી બોલ્શેવિઝમનું નામ ભાગ્યે જ સાંભળવામાં આવે છે. છતાં તેના પડછાયાથી પણ ડરી જઈને સર સેમ્યુઅલ હોર જેવા અંગ્રેજ યોગીઓએ હિંદનું નવું બંધારણ તૈયાર કર્યું છે, જે દ્વારા રાજાઓ, જમીનદારો વગેરે લોકોને મદદ લઈને બોલ્શેવિઝમની વિરુદ્ધ બળવાન કિલ્લો ઊભો કરવાનું તેમનું કામ ચાલુ જ છે. પરંતુ આ નવા બંધારણનો અને આ હિંસાનો ઉપયોગ વિચારક્રાંતિની સામે કરી શકાશે કે કેમ એ ભાગતમાં ખુદ વિચારવાન અંગ્રેજોને પણ શંકા છે.

૬૬ હિંદુસ્તાનમાંના હિંદુ મધ્યવર્ગને સ્વાતંત્ર્ય મેળવવાની તાલાવેલી લાગી છે. અહિંસાને માર્ગે કે હિંસાને માર્ગે, ગમે તે માર્ગે જો સ્વતંત્રતા મળની હોય તો તે તેમને જોઈએ છીએ.

રોગથી પીડાતો માણસ દવા પીતી વખતે એમાં અપવિત્ર વસ્તુઓ છે કે પવિત્ર તેનો વિચાર ભાગ્યે જ કરે છે. તેને જોઈએ છીએ આરોગ્ય; અને તે જેટલું વહેલું મેળવી શકાય તેટલું વહેલું મેળવવા ઉત્સુક હોય છે. આર્યસમાજનું, લોકમાન્યના ગણપતિ ઉત્સવનું અને મહાત્મા ગાંધીજીના અહિંસાત્મક વિધાયક કાર્યક્રમનું ઓસડ તેમણે લઈ જોયું; પણ તેનાથી આરામ થતો નથી. આવી સ્થિતિમાં સ્વાતંત્ર્ય માટે ઉત્કંઠિત થએલા યુવાનોનું મન બોલ્શેવિઝમના ઓસડ તરફ જો વળે તો એ બીલકુલ સ્વાભાવિક છે. બોલ્શેવિક લોકો આખી દુનિયાની સામે યુદ્ધ કરીને પોતાના સરદાર અને જમીનદારોનો નાશ કરીને રશિયન સામ્રાજ્યના બધા વર્ગને સ્વતંત્ર કરી શકયા, તો એ જ માર્ગે આપણા આ પીડિત દેશને સ્વતંત્ર કેમ ન કરી શકાય?

૬૭. છેલ્લા સત્યાગ્રહયુદ્ધમાં લગભગ એક લાખ લોકો જેલ ગયા. આ બધા લોકો મધ્યમ વર્ગના યુવાનો હતા. જેલમાં જોકે કામ કરવું પડતુ છતાં પણ ત્યાં આ યુવાન વર્ગને વાચન અને વિચાર કરવાની ઘણી અનુકૂળતાઓ મળી. અને જે ગ્રંથોમાંથી બોલ્શેવિઝમનો જન્મ થયો તે કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગલ્સ વગેરે વિદ્વાનોના ગ્રંથો વાંચવાની આ યુવાનોમાંના ઘણાએ શરૂઆત કરી. તેનું પરિણામ એ આવ્યું કે ૧૯૩૪ના મે માસમાં પટનામાં આવા લોકોની એક સભા ભરાઈ અને 'મહાસભા સમાજવાદી પક્ષ' નામના નવા પક્ષની સ્થાપના થઈ. ત્યારથી આ પક્ષની પ્રગતિ ઝપાટાભેર થઈ રહી છે. હિંદુસ્તાનમાં કમ્યુનીસ્ટ પક્ષને ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યો છે. આથી આ પક્ષ ખુલ્લી રીતે પોતાના મતનો પ્રચાર કરી શકતો નથી. છૂપી રીતે આ પક્ષ શું પ્રચારકાર્ય કરતો હશે તે તો આપણી સરકારની છૂપી પોલિસને ખબર. અમને જે પક્ષની કંઈક માહિતી છે તે આ મહાસભા સમાજવાદી પક્ષની છે. આ

પક્ષનો સંબંધ જોકે મૉસ્કોની સાથે નથી, છતાં રશિયન ક્રાંતિનો પ્રભાવ આ પક્ષ ઉપર ભારે છે. એટલું જ નહિ, પણ જો રશિયન ક્રાંતિ થઈ જ ન હોત, તો આ પક્ષના ઘણા ખરા આગેવાનોએ માર્ક્સની સામે નજર પણ ન નાખી હોત

૬૮. પાશ્ચાત્યોની સંસ્કૃતિનો ઉદય, તેનો હિંદુસ્તાનમાં પ્રવેશ, અને આપણા હિંદુ સમાજ ઉપર તેની શી અસર થઈ, એનું ટૂંકું વિવેચન અત્યાર સુધીમાં આપણે કર્યું. એ ઉપરથી જણાશે કે પાશ્ચાત્યોના સહવાસથી ઉત્પન્ન થએલ દેશાભિમાનને લીધે પૌરાણિક સંસ્કૃતિનો લોપ થવા લાગ્યો છે. કોઈ પણ દેશકાર્ય માટે સંપ્રદાયની કે કોઈ પણ દેવના ઉત્સવની જરૂર નથી, એ વિચાર સર્વસામાન્ય થતો જાય છે. પરંતુ આ દેશાભિમાનનો મોટો શત્રુ મુસલમાની અભિમાન છે. વળી આ અભિમાનને એક બીજો ડર એ છે કે, જો કદાચ હિંદુસ્તાન સ્વતંત્ર થાય તો, બંગાલી હિંદુઓનું, મહારાષ્ટ્રીય હિંદુઓનું, ગુજરાતી હિંદુઓનું અને રજપૂત હિંદુઓનું અભિમાન, એમ અનેક અભિમાન જાગ્રત થઈને તે બધા એકબીજાની સાથે અથડાવા લાગશે, અને ફરી અંગ્રેજ કે બીજા એવા જ કોઈ પરદેશી રાષ્ટ્રને શરણે જઈને હિંદુસ્તાનમાં શાંતિની સ્થાપના કરવી પડશે. આજે બંગાલી અને બિહારી, મરાઠી અને ગુજરાતી, આંધ્ર અને તામીલ વગેરે લોકોમાં જે ચડસાચડસી ચાલુ છે એ જોતાં આ ડર અકારણ છે, એમ કહી શકાતું નથી.

૬૯. આના ઉપાય તરીકે સમાજવાદીઓ કહે છે કે, ' આ રાષ્ટ્રીયત્વનું શલ્ય કાઢવાનો જ અમારો પ્રયત્ન છે. અમારે મન આખા દેશનો શ્રમજીવી વર્ગ–પછી તે બંગાલી હોય કે બિહારી હોય, મહારાષ્ટ્રીય હોય કે ગુજરાતી હોય–સરખો જ છે. અમે આ મજૂર વર્ગના જોર ઉપર જ સ્વતંત્રતાની ઇમારત ચણવા માગીએ છીએ. રશિયન

સામ્રાજ્યમાં પણ અનેક દેશ અને અનેક ભાષાઓ છે; છતાં આ બધાનું સંગઠન જો સમાજવાદી તત્ત્વ ઉપર કરી શકાયું તો હિંદુસ્તાનમાં પણ એમ શા માટે ન બને?' સમાજવાદીઓની આ વિચારસરણી યોગ્ય લાગે છે. પરંતુ જાતિભેદ અને વર્ગભેદથી ગ્રસ્ત થએલ આ દેશમાં એનો પ્રચાર કેટલા પ્રમાણમાં થશે, એ બાબતમાં વિચારવંત લોકો શંકાશીલ છે.

૭૦. દેશાભિમાન અને સમાજવાદનું એક સુપરિણામ અમને જણાય છે તે એ કે, આપણે આને લીધે પૌરાણિક સંસ્કૃતિના તમોયુગમાંથી બહાર નીકળવા લાગ્યા છીએ; સીધો વિચાર કરવાની આપણને ટેવ પડવા લાગી છે; અને સાંપ્રદાયિક જંગલમાં પ્રવેશ કરવાની હવે આપણને જરૂર જણાતી નથી. આટલા પુરતો તો આપણે પાશ્ચાત્યોનો આભાર માનવો ઘટે.

# વન્ય સંસ્કૃતિ

૧. માનવી સંસ્કૃતિ સાથે અહિંસાનો નિકટનો સંબંધ છે. જેમ જેમ અહિંસાનો વિકાસ થતો જાય છે, તેમ તેમ સંસ્કૃતિ પણ વધતી જાય છે. માબાપના મનમાં જો પોતાનાં બાલકો પ્રત્યે અહિંસક બુદ્ધિ ન હોત તો, મનુષ્ય સમાજની તેમજ પશુપક્ષીઓના સમાજની વૃદ્ધિ થઈ શકત જ નહિ. પ્રાથમિક વન્યાવસ્થામાં બાળકોનું પાલન પોષણ કરવા માટે માનવી માબાપોને કેટલાં કષ્ટો સહન કરવાં પડ્યાં હશે, એની તો કલ્પના જ કરવી રહી. પોતાના તથા પોતાની સંતતિના રક્ષણ માટે જ્યારે મનુષ્ય એક બીજાની ઉપર વિશ્વાસ રાખીને એક આગેવાનની આગેવાની તળે એકત્ર થઈને શિકાર વગેરે કાર્યો કરવા માટે પ્રવૃત્ત થાય છે ત્યારે તેમની વન્ય-સંસ્કૃતિની શરૂઆત થાય છે એમ કહી શકાય.

૨. આવા કોઈ એક વન્ય સમૂહ સંબંધે જો વિચાર કરીએ, તો જણાશે કે, એ લોકો પોતાના આગેવાન ઉપર વિશ્વાસ મૂકે છે; તે જે ન્યાય ચૂકવે તે બધાને માન્ય હોય છે. પોતાની ટોળીમાંના માંદા કે જખમી લોકોને મદદ કરવા તેઓ તત્પર હોય છે; ટૂંકામાં કહીએ તો તેમની અહિંસાત્મક વૃત્તિ તેમની ટોળી પુરતી જ હોય છે. પણ બીજી ટોળીના લોકો જો હાથમાં આવે તો તેમને સ્ત્રી તથા બાલકો સહિત મારી નાખતાં પાછું વાળી જોતા નથી, તેમને જો

જીવતા રાખે તો તેમ કરવાથી કશો લાભ થતો નથી. ઉલટું તેમને ખાવા માટે શિકાર આપવો પડે એટલે પોતાને તો અપવાસ કરવાનો વારો પણ આવે. પણ બીજી ટોળીને મારી નાખીને તેમનો જો નિકાલ કરી નાખવામાં આવે તો તે પ્રદેશનો શિકાર પણ આ ટોળીના હાથમાં આવે છે અને એમ થતાં પોતાના શિકારી સામ્રાજ્યની વૃદ્ધિ થાય છે. વન્યાવસ્થાની ઘણી ટોળીઓની બાબતમાં આવું બન્યું છે અને તેમાંની ઘણી ટોળીઓ તેને લીધે નાશ પામી છે. તેમના ઇતિહાસનું સ્મરણ થતાં શરીરના રોમેરોમ ખડાં થઈ જાય છે!

## સામ્રાજ્ય અને તેના ગુણદોષ

૩. પણ જ્યારે આ ટોળીઓમાંના કેટલાક લોકો શિકારને બદલે અનાજ ઉપર જીવવા લાગ્યા, અને અનાજ ઉત્પન્ન કરવાનાં સાધનો તેમને મળ્યાં ત્યારે આ ઇતિહાસ એકદમ બદલાઈ ગયો. કંઈ નહિ તો, બીજી ટોળીમાંના સશક્ત માણસોને મારી નાખવાની હવે જરૂર રહી નહિ. તેમને પકડીને, જો ખેતીના કામે વળગાડવામાં આવતા તો તેમાંથી ઘણો લાભ થવા લાગ્યો. આ રીતે પકડી આણેલા લોકો મહેનત મજૂરી કરે, અને જીતનારી ટોળીના લોકો નિરાંતે બેઠા બેઠા તેમણે ઉત્પન્ન કરેલી સંપત્તિનો ઉપભોગ કરીને રાજ્યશાસનનો અને ધર્મનો વિચાર કરે. બાબિલોનિયામાં શરૂઆતમાં જે રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં તે સુમેરિયન લોકોની હથિયાર ટોળીઓએ સ્થાપેલાં હતાં. કોઈ ટોળી કોઈ મુલક કબજે કરતી, ત્યાં એક શહેર વસાવતી અને પોતાનાથી હલકા દરજ્જાના લોકોને દાસ બનાવીને તેમની પાસેથી બધાં અંગમહેનતનાં કામો કરાવતી. આ જાતની પ્રથા ત્યાં શરૂ થઈ. વરિષ્ઠ લોકોને મહેનત મજૂરીમાંથી મુક્તિ મળવાથી શિલ્પકલા, લેખનકલા, મુદ્રકલા, ધાતુસંશોધનકલા વગેરે કલાઓનો વિકાસ કરવા માટે તેમને ઘણી સગવડ મળી; અને ઉત્તરોત્તર આ નગરરાજ્યો બળવાન બનતાં ગયાં.

૪. પરંતુ પાડોશનાં નગરરાજ્યો સાથે યુદ્ધ કરવા માટે તેમને કાયમ તૈયાર રહેવું પડતું. આથી ક્ષત્રિયોનો વર્ગ ઉત્પન્ન થયો. દેવની કૃપાથી પોતાના શહેરનું રક્ષણ થઈ શકે છે એવી માન્યતાને લીધે દેવની પ્રાર્થના કરવા માટે એક જૂદો પૂજારી કે બ્રાહ્મણ વર્ગ ઉભો કરવો પડ્યો. ક્ષત્રિયોને યુદ્ધની કવાયત વગેરે શિક્ષણ લેવામાં વખત ગાળવો પડતો. પરંતુ દેવોની પૂજા કર્યા પછી બ્રાહ્મણોને બીજું કશું કામ કરવાનું નહિ હોવાથી લેખન-કલાનો અને જ્યોતિષનો વિકાસ કરવાની તેમને ઘણી તક મળી.

૫. બે શહેરો પાસે પાસે વસ્યાં; તથા તેમની સરહદો એક-બીજાની પાસે પાસે આવી ગઈ. પરિણામે સીમા સંબંધે તકરારો ઉત્પન્ન થવા લાગી; અને કોઈ કોઈ વાર આ તકરારોનો નિકાલ યુદ્ધથી કરવાની જરૂર ઉભી થઈ. આ રીતે ક્ષત્રિયોની વૃદ્ધિ થવા લાગી. તેઓ વધારે દિવસો સુધી નકામા બેસી રહી શકતા નહિ. એટલે હવે કંઈક બહાનું શોધી કાઢીને બીજા શહેર ઉપર હલ્લો કરવાની અને ત્યાંના ક્ષત્રિયોને પોતાના દાસ બનાવીને તેમનો બધો પ્રદેશ પોતાના શહેરની સાથે મેળવવાની પ્રથા શરૂ થઈ. આમાંથી સામ્રાજ્યસંસ્થા ઉભી થઈ. કલ્પના કરો કે, નાનાં નાનાં શહેરોમાં જે સતત લડાઈઓ ચાલુ રહેતી તેને બદલે સમ્રાટ એક સત્તા સ્થાપન કરવાને લીધે લોકોને કેટલી બધી શાંતિ અને સુખ મળ્યાં હશે. બાબિલોનિયામાં જૂદા જૂદા શહેરોના જૂદા જૂદા દેવો હતા. એક શહેર સૂર્યની પૂજા કરતું, તો બીજું ચંદ્રની પૂજા કરતું. જ્યારે સામ્રાજ્ય સ્થાપન થયું ત્યારે આ દેવોની સાથે સમ્રાટની પૂજા પણ થવા લાગી.

૬. જે બીના બાબિલોનિયામાં બની તે જ બીના સિંધુના પ્રદેશમાં પણ બની. સાં પણ નાનાં શહેરો વસ્યાં હતાં અને તેમનામાં ભયંકર ચડાચડસી હશે એવું અનુમાન કરી શકાય છે.

આ શહેરોનો ધ્વંસ કરીને ઈંદ્રે એકસત્તાત્મક રાજ્ય સ્થાપ્યું; આથી તે પુરંદર ( શહેર તોડનારો ) કહેવાયો, અને બીજા દેવોની માફક જ તેની પણ પૂજા થવા લાગી, એ પહેલા વિભાગમાં બતાવ્યું છે.* એટલે ઈંદ્રે ગમે તેટલી ક્રૂરતા કરી હોય તોપણ તેના સામ્રાજ્યને લીધે અહિંસાનો વિકાસ વધારે થયો એમ કહેવામાં હરકત નથી. વરસના બારે માસ જૂદાં જૂદાં શહેરોમાં જે લડાઈઓ ચાલ્યા કરતી તે બધી બંધ પડી, અને લોકો નિરાંતે અને નિર્ભયતાથી આજુબાજુના પ્રદેશોમાં હરીફરી શકવા લાગ્યા. અર્થાત્ આવા સાર્વભૌમ રાજાને લોકો દેવ માને અને તેની પૂજા કરવા લાગે તો એમાં નવાઈ નથી.

૭. સાર્વભૌમ રાજ્ય પણ નિર્ભય હોવું શક્ય નથી. કોઈ એક માંડલિક ધીરે ધીરે પોતાની સત્તા વધારીને પોતે જ સાર્વભૌમ થવા માગે છે, અને એમ થઈ શકે છે. સાર્વભૌમ રાજાની હદ બહાર જે પછાત લોકો હોય છે, તેઓમાં આ સુધરેલા લોકોના અનુકરણને લીધે ઐક્ય થાય છે, અને શસ્ત્રાસ્ત્રની અભિવૃદ્ધિ થાય છે. સામ્રાજ્યની છત્રછાયા તળે રહેનારા ક્ષત્રિયો સંપત્તિમાન થતા જાય છે; અને એશઆરામને લીધે નિરુપયોગી બને છે. આવા સંયોગોમાં સરહદ ઉપર રહેનારી ઉદયોન્મુખ જંગલી ટોળીઓને આવાં સામ્રાજ્યનો વિધ્વંસ કરવાનું બહુ સહેલું થઈ પડે છે, અને નવીન સામ્રાજ્ય ઉપસ્થિત થાય છે. આમ થવાથી સુધારો જ થાય છે એવું નથી; કોઈ કોઈ વાર પીછેહઠ પણ થાય છે. પરંતુ મોટે ભાગે નવું સામ્રાજ્ય સ્થાપનારા પછાત લોકો સુધરેલા લોકો પાસેથી ઘણા પાઠ શીખે છે. આ હકીકત બાબિલોનિયામાં હજારો વરસો સુધી બન્યા કરી.

* વિભાગ ૧–૪૭ તથા ૫૮ જુઓ.

૮. પ્રથમ દક્ષિણ બાબિલોનિયામાં સુમેરિયનોના રાજ્યો ઉદય પામ્યા એશઆરામને પરિણામે જ્યારે આ રાજ્યોની અવનતિ થવા લાગી ત્યારે સંસ્કૃતિમાં પછાત એવા અકકેડિયન કે સેમેટિક લોકોએ તેમને જીતી લઈને પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. આ સેમેટિક લોકોની ભાષા માત્ર જૂદી રહી, બાકીની સુમેરિયન લોકોની બધી જ સંસ્કૃતિ તેમણે સ્વીકારી લીધી. કેશી લોકોની બાબતમાં પણ આવું જ બન્યું આ લોકો માત્ર ઘોડેસ્વારીમાં કુશળ હતા, પણ સંસ્કૃતિની બાબતમાં તો તેઓ બાબિલોનિયન લોકો કરતાં પણ પછાત હતા. તેઓએ બાબિલોનિયામાં પોતાનું સામ્રાજ્ય સ્થાપન કર્યા પછી કેટલેક કાળે ત્યાંની સંસ્કૃતિ જ નહિ, પરંતુ ભાષાનો પણ સ્વીકાર કર્યો રોમન લોકોની બાબતમાં પણ આવું જ બન્યું ગ્રીસ દેશ જીતી લઈને તેમણે ગ્રીક લોકોને પોતાના દાસ બનાવ્યા, પણ આ દાસ જ તેમના ગુરુ બનીને બેઠા '

૯ આપણે ત્યાં શક લોકોની બાબતમાં પણ આવું જ બન્યું. તેમનો કુલદેવ મહાદેવ તે તેમણે એમને એમ રાખ્યો. બાકીની બીજી બધી બાબતોમાં તેમણે હિંદુ સંસ્કૃતિ જ ગ્રહણ કરી શકે ઉપરાંત હૂણ, ગુર્જર, માલવ વગેરે જંગલી લોકોની ટોળીઓએ પણ આ દેશમાં પ્રવેશ કરીને પોતાનાં રાજ્યો સ્થાપ્યાં પરંતુ થોડાક આચારો બાદ કરતાં બાકીના તેમના બધા આચારો અને દેવદેવીઓનો લોપ થયો તેમણે સંપૂર્ણપણે હિંદી સંસ્કૃતિ આત્મસાત્ કરી હૂણો અને ગુપ્તો વચ્ચે ભારે હરિફાઈ ચાલી હૂણોએ ઉત્તર હિંદુસ્તાનમાં ઘણા અત્યાચાર કર્યા પણ જ્યારે આ લડાઈઓ પૂરી થઈ અને તેઓ અહીં સ્થાયી થયા ત્યારે હૂણ* શબ્દની અટક સિવાય તેમનામાં બીજું કશું પરકીયત્વ રહ્યું નહિ.

---

* હૂણ એ અટક ( Surname ) તરીકે આજે પંજાબના કેટલાક લોકો પોતાને માટે વાપરે છે.

પરચક્ર આવે તો તેમા અપડાઈને આ લોકો બિનકુલ કિંકર્તવ્યતા મૂઢ બની બેસે છે

૧૩ મોટી મખ્યાના જનસમાજને દાસ્યમા મનડવુ પડે છે, એ સામ્રાજ્યનુ મોટામા મોટુ દુષ્પરિણામ છે રાજા પોતાની મરજીમા આવે તેને દેવ બનાવે, મરદારો તે દેવની પૂજા કરે, પુજારીઓ (બ્રાહ્મણો કે મૌલવીઓ કે બીજા ગમે તે) દક્ષિણા પ્રાપ્ત કરીને નવરાશમા વખત ગુમાવે, અને બાકીના બધા લોકો આ બીજાના શ્રમ ઉપર જીવતા બ્રાહ્મણો અને ક્ષત્રિયોની ગુલામી કરતા કરતા મહેનત મજૂરીમા જેમ તેમ કરીને દિવસો પસાર કરે, આવી પરિસ્થિતિ સામ્રાજ્યોને લીધે ઉભી થાય છે અને તેથી દમાએલો શ્રમજીવી વર્ગ સ્વદેશ માટે અને પોતાના ભવિષ્ય માટે ઉદાસીન બને છે તેમને ખાતરી થાય છે કે, સ્વરાજ્ય હોય કે પરરાજ્ય હોય, પણ અમારા નસીબમા જે ગુલામી લખી છે તે કશાથી પણ જતી નથી બહારથી એકસપથી હલ્લો કરનાર ગમે તે લોકો આવુ સામ્રાજ્ય સહજમા જીતી શકે છે

## વ્યાપારી ક્રાંતિના ગુણદોષ.

૧૪ વ્યાપારી ક્રાતિ થયા પછી દરેક દેશમા મધ્યમ વર્ગનુ વર્ચસ્વ સ્થપાવા લાગ્યુ, અને તેથી આ રીબાતા લોકને કઈક આરામ મળ્યો વેપાર માટે શાતિની જરૂર હતી આથી વારંવાર જે બડબખેડા થતા તે બધ પડ્યા લૂટફાટ બધ થઈ, અને ખેડૂત અને કારીગર લોકોને પોતાના કામકાજ બહુ શાતિથી કરવાની તક મળી ઉપરાત તેમા જે કોઈ હોશિયાર હતા તેઓ જાતે મૂડીવાળા બની શકયા કેટલુ આ મહદતર' જે દેશોમા વ્યાપારી ક્રાતિ થઈ તે દેશમા જ માત્ર નહિ, પણ હિંદુસ્તાન જેવા જિત દેશોના લોકોને પણ આ ફેરફાર બહુ ગમ્યો અંગ્રેજોના

૧૦. પરંતુ જ્યારે આ પછાત લોકો સુધરેલા લોકોની સંસ્કૃતિમાં દાખલ થવા માગતા નથી, અથવા તો તેઓનો એક નવો જ ધર્મ-પંથ હોય છે, ત્યારે તેઓ જિત લોકો ઉપર ભયંકર આફત સમાન નિવડે છે. પહેલા પ્રકારના લોકો એટલે જંગીસખાન અને તેના વંશજ મોગલો. આ લોકોએ મધ્ય એશિયા અને પૂર્વ યુરોપ કબજે કર્યું; પરંતુ મુસલમાનોની કે ખ્રિસ્તી લોકોની સંસ્કૃતિ તેમણે સ્વીકારી નહિ. આથી સમરકંદ, બુખારા વગેરે મધ્ય એશિયાનાં રાજ્યો તથા રશિયાની અત્યંત અવનતિ થઈ. આ પ્રદેશોની સંસ્કૃતિ લગભગ નાશ પામવાની અણી ઉપર આવી.

૧૧. બીજા પ્રકારના લોકોનું ઉદાહરણ મુસલમાનો છે. અલ્લા-પ્રણીત ધર્મને લઈને તેઓ જ્યારે કોઈ પણ દેશમાં પ્રવેશ કરતા, ત્યારે ત્યાંની સંસ્કૃતિ માટે તેમના મનમાં બીલકુલ આદર રહેતો નહિ. ઈજિપ્ત અને ઈરાન દેશોની ઉત્કૃષ્ટ સંસ્કૃતિનો તેમણે નાશ કરી નાખ્યો. હિંદુસ્તાનની સંસ્કૃતિ જો કે તેઓ સંપૂર્ણપણે નષ્ટ કરી શક્યા નહિ, છતાં પણ તેમની કારકીર્દિમાં તે સંસ્કૃતિ કેવળ મૃતપ્રાય દશામાં આવી, હિંદુઓની લાચારીઓને તો સીમા જ ન રહી.

૧૨. સામ્રાજ્યનો બીજો દોષ એ છે કે, તેના ઉપર તરે રહેતા લોકો બુદ્ધિમંદ બને છે. રાજા વગર ચાલી શકવાનું જ નથી એવી તેમની ચોક્કસ માન્યતા બંધાય છે. રાજા પરમેશ્વરનો અવતાર ગણાવા લાગે છે, એટલે તે જે કંઈ કરે તે બધું સહન કરીને તેને ખુશી રાખવાના પ્રયત્નો કરવા પડે છે. રાજાનો દેવ જો મહાદેવ હોય તો તેની પૂજા, અને વાસુદેવ હોય તો તેની પૂજા કરીને મદદ મેળવવા માટે બ્રાહ્મણો પણ આગળ આવે છે. આવી જાતની બુદ્ધિની મંદતા ઉત્પન્ન થયા પછી જે મુસલમાનો જેવા

પરચક્ર આવે તો તેમાં સપડાઈને આ લોકો બિલકુલ કિંકર્તવ્યતા-મૂઢ બની બેસે છે.

૧૩. મોટી સંખ્યાના જનસમાજને દાસ્યમાં સબડવું પડે છે, એ સામ્રાજ્યનું મોટામાં મોટું દુષ્પરિણામ છે. રાજા પોતાની મરજીમાં આવે તેને દેવ બનાવે, સરદારો તે દેવની પૂજા કરે, પુજારીઓ (બ્રાહ્મણો કે મૌલવીઓ કે બીજા ગમે તે) દક્ષિણા પ્રાપ્ત કરીને નવરાશમાં વખત ગુમાવે, અને બાકીના બધા લોકો આ બીજાના શ્રમ ઉપર જીવતા બ્રાહ્મણો અને ક્ષત્રિયોની ગુલામી કરતાં કરતાં મહેનત મજૂરીમા જેમ તેમ કરીને દિવસો પસાર કરે, આવી પરિસ્થિતિ સામ્રાજ્યોને લીધે ઉભી થાય છે. અને તેથી દબાએલો શ્રમજીવી વર્ગ સ્વદેશ માટે અને પોતાના ભવિષ્ય માટે ઉદાસીન બને છે. તેમને ખાતરી થાય છે કે, સ્વરાજ્ય હોય કે પરરાજ્ય હોય, પણ અમારા નસીબમાં જે ગુલામી લખી છે તે કશાથી પણ જતી નથી. બહારથી એકસંપથી હલ્લો કરનાર ગમે તે લોકો આવુ સામ્રાજ્ય સહજમા જીતી શકે છે.

**વ્યાપારી ક્રાંતિના ગુણદોષ.**

૧૪. વ્યાપારી ક્રાતિ થયા પછી દરેક દેશમા મધ્યમ વર્ગનુ વર્ચસ્વ સ્થપાવા લાગ્યુ, અને તેથી આ રીબાતા લોકોને કંઈક આરામ મળ્યો. વેપાર માટે શાતિની જરૂર હતી. આથી વારંવાર જે બડબખેડા થતા તે બધ પડયા; લૂટફાટ બધ થઈ, અને ખેડૂત અને કારીગર લોકોને પોતાના કામકાજ બહુ શાતિથી કરવાની તક મળી. ઉપરાત તેમા જે કોઈ હોશિયાર હતા તેઓ જાતે મૂડીવાળા બની શકયા. કેટલુ આ મહદ્દતર' જે દેશોમા વ્યાપારી ક્રાતિ થઈ તે દેશમા જ માત્ર નહિ, પણ હિંદુસ્તાન' જેવા જિત દેશોના લોકોને પણ આ ફેરફાર બહુ ગમ્યો. અગ્રેજોના

નાખે તો તે મજૂરની સ્ત્રીની શું સ્થિતિ થાય એની કલ્પના કરવી જ બસ છે! આ રીતે ભયંકર જુગારનું વ્યસન સાર્વજનિક બનાવવામાં વ્યાપારી યુગે ઘણો મોટો ફાળો આપ્યો છે.

૧૭. યુરોપના મજૂરોને બેકારીના ભથ્થાને સ્વરૂપે જેમ તેમ ગુજરાન ચલાવી શકાય એટલું વેતન હજી મળે છે. પરંતુ જિત મુલકોમાં અને પછાત મુલકોમાં આ મૂડીવાદી અમલ તળે મજૂરોની જે દુર્દશા થાય છે તે અસીમ છે. નાનો એવો દુકાળ પડે કે લાખો લોકો અનાજ વગર ભૂખે મરી જાય છે; અને અનાજ જ્યારે ખૂબ પાક્યું હોય ત્યારે પણ મોટો જનસમૂહ તો અર્ધે પેટે જ પોતાનો ગુજારો કરતો હોય છે. ઘણી વાર તો એમ પણ લાગી જાય કે, આ રીતે વર્ષો સુધી દરિદ્રતામાં સબડતાં રહે તેના કરતાં તે બધા મૃત્યુ પામે તે સારું. અને જાણે કે એટલા જ ખાતર હોય તેમ, ઈન્ફ્લુએન્ઝા, કોલેરા, પ્લેગ વગેરે રોગો પણ તેમના ઉપર હુમલા લઈ આવે છે. પણ એનાથી આ પ્રશ્નનો નીકાલ થતો નથી. આવા રોગચાળામાં તો ઘરડાઓ કરતાં સાજા તાજા યુવાનો જ વધારે સપડાય છે, અને બાકી બચેલાની સ્થિતિ અગાઉ કરતાં પણ વધારે વિકટ બને છે.

૧૮. મૂડીવાદી રાષ્ટ્રો પછાત રાષ્ટ્રો કરતાં જો કે વધારે સુસંપન્ન છે ખરાં, પરંતુ તેઓ ઉપર એક બીજું જ સંકટ આવી પડ્યું છે. આ રાષ્ટ્રોમાંના ઇંગ્લાંડ અને ફ્રાંસ બંને શક્ય તેટલો મુલક દબાવીને બેઠાં છે. જર્મનીને ભાગે આફ્રિકાનો થોડોક મુલક આવ્યો હતો, પરંતુ જર્મન લોકોની વસ્તી વધતી જ જતી હતી એટલે તેને મળેલો ભાગ પૂરતો નહોતો. જાપાનના વધતા જતા બળથી અને યુરોપિયન રાષ્ટ્રોના અંદર અંદરના કુસંપને લીધે જર્મની આખો ચીન દેશ તાબે લઈ શક્યું નહિ એટલે

સ્વાભાવિક રીતે જર્મનીની નજર ફ્રાંસ અને ઈંગ્લાંડની વસાહતો ઉપર પડી. અને આ જ કારણને લીધે ગયું મહાયુદ્ધ ઉપસ્થિત થવા પામ્યું. આજે જાપાન ચીનના એક પછી એક ટુકડા તોડવા લાગ્યું છે, અને મુસોલિનીએ આબિસિનિયાને સુધારવાના બહાને પરાસ્ત કર્યું છે. આ પ્રકારની મુલક પચાવી લેવાની પ્રવૃત્તિને લીધે મૂડીવાદી રાષ્ટ્રોમાં ઐક્ય સાધવાનું કાર્ય અશક્ય બન્યું છે; આથી બધાં રાષ્ટ્રોને યુદ્ધની સંપૂર્ણ સજ્જતા રાખવી પડે છે. કઈ જગાએ અને ક્યારે યુદ્ધનો દાવાનળ ફાટી નીકળશે તે નિશ્ચિત નથી. એક બાજુ બીજાં રાષ્ટ્રો સાથે યુદ્ધમાં ઉતરવાનો ભય, અને બીજી બાજુ દબાએલ શોષિત વર્ગ ક્રાંતિ કરશે એ ભય; આ બે ભયના સાણસામાં આજે આ મૂડીવાદી રાષ્ટ્રો સપડાયાં છે. અને ભયભીત રાષ્ટ્ર કે મનુષ્યને સુખ ક્યાંથી મળે!

૧૯. બોલ્શેવિક લોકોને ક્રાંતિનો ભય નથી. કારણ કે બોલ્શેવિક રાજ્યપદ્ધતિને લીધે દલિત વર્ગોને તો ખાસ લાભ થયો છે. આજે જો કોઈ જગાએ બેકારી ન હોય તો તે રશિયામાં; બીજા બધા દેશોમાં ઓછાવત્તા પ્રમાણમાં બેકારી ઉભી જ છે. અને આ હકીકત રશિયન મજૂરો જાણે છે. છતાં રશિયા પણ ભયમુક્ત નથી. પૂર્વ તરફથી જાપાનની નજર બોલ્શેવિકોના મુલક ઉપર છે; અને પશ્ચિમે તો આખું મૂડીવાદી જર્મન તેમની વિરુદ્ધ ઉભું છે. આવા સંયોગોમાં સુખ સગવડના સાધનો વધારવા કરતાં બોલ્શેવિક લોકો યુદ્ધનાં સાધનો, અને તેમાં પણ ખાસ કરીને વિમાનો બંબ પાડનાર વધારવા માંડ્યાં છે. આજે કેટલી માલીકી જરૂર હોતી ન હોવાથી રશિયાનાં કારખાનાંઓને વખતસર કાચો માલ મળી શકતો નથી, ખાણોમાં યંત્રસામગ્રી પૂરતા પ્રમાણમાં ન હોવાથી મજુરો થોડી કાઢવાનું કામ મોકુફ રાખવું પડે છે, છતાં વિમાનો બાંધવાનું અને બીજી યુદ્ધસામગ્રી ઉત્પન્ન કરવાનું કામ તો ઝડપે અને જોશભેર ચાલી રહ્યું છે.

૨૦. આ આગામી યુદ્ધના સંકટમાંથી ઉગરી જવાની આશા હવે લગભગ નષ્ટ થઈ છે. મુત્સદ્દી લોકો માત્ર આજની વાત આવતી કાલ ઉપર ધકેલતા જાય છે એટલું જ. શાંતિપર્વમાં એક વાત છે. 'એક માણસ ભયંકર જંગલમાં આવી ચડ્યો. તેમાંથી બહાર નીકળવાનો રસ્તો તેને ન મળે. સિંહ, વાઘ વગેરે હિંસક પ્રાણીઓના ભયથી તે આમતેમ દોડવા લાગ્યો. તે વનમાં વેલા અને ખડમાં ઢંકાએલી એક વાવ હતી. દોડતાં દોડતાં આ માણસ એ વાવમાં પડ્યો, અને વેલામાં અટવાઈને અદ્ધર લટકતો રહ્યો. તે વાવને કાંઠે આવેલ ઝાડ ઉપર મધનું એક પોડું હતું. તેમાંથી કેટલાંક મધનાં ટીપાં ટપકતાં હતાં. આથી તે માણસ પોતાની જીભ બહાર કાઢીને ઉપરથી પડતાં ટીપાં ચાટવા લાગ્યો.' આ ઉપમા* કેટલેક અંશે યુરોપીય મૂડીવાળાઓને લાગુ પડી શકે તેવી છે. મૂડીવાદે ઉત્પન્ન કરેલી લતાઓની જાળમાં તેઓ અટવાયા છે અને અદ્ધર લટકે છે. એક બાજુ બીજા મહાયુદ્ધને લીધે મૂડીવાદી વેલાઓ તૂટવાનો ભય, અને બીજી બાજુ કારખાનાના મધપૂડામાંની મજૂરરૂપી માખીઓ ખાઈ જાય એ ભય; એવા આ બે ભયમાં આ મૂડીવાળાઓ આજે સપડાયા છે. છતાં પણ એ મધપૂડામાંથી પડતાં થોડાં ઘણાં નફાનાં ટીપાં તેઓ ચાટ્યા કરે છે! આ સંકટમાંથી ઉગરી જવાનો માર્ગ તેમને બીલકુલ દેખાતો નથી.

## દુઃખનું મૂળ તૃષ્ણા.

૨૧. શરીરને ટકાવવા માટે અત્યાવશ્યક એવી ચીજોનો ઉપભોગ કરવો તેને તૃષ્ણા કહેતા નથી. પરંતુ જ્યારે આ ઉપભોગ્ય વસ્તુઓનો મોહ વધતો જાય છે ત્યારે તેને તૃષ્ણા કહેવામાં આવે છે. આ દુર્ગુણ મનુષ્યેતર પ્રાણીઓમાં પણ જોવામાં આવે છે.

* કુંભકોણ સંસ્કરણ, અધ્યાય, ૨૦૫. અહીં મૂળ ઉપમામાં થોડોક ફેરફાર કર્યો છે.

કોઈ કૂતરાને જો આપણે ખૂબ ખાવાનું આપીએ અને એ બધું એનાથી ખાઈ શકાય નહિ, તોપણ, તે ત્યાં જ બેસી રહે છે અને આસપાસ બીજાં કૂતરાંઓને આવવા દેતો નથી. મનુષ્ય જાતિમાં આ તૃષ્ણાની વૃદ્ધિ ખૂબ જોરથી થાય છે. જેને રોજના બે આના ન મળતા હોય તેને જો હવે રોજ પાંચ રૂપિયા મળવા લાગે તો તેટલાથી તેને સંતોષ થાય છે એવું નથી. પાંચને બદલે હવે રોજ દસ રૂપિયા મળે એ માટે તે સતત પ્રયત્ન કર્યા કરશે, અને જેમ લાભ મળતો જાય તેમ તેનો લોભ બમણો વધતો જશે.

૨૨. બૌદ્ધ ગ્રંથોમાં આ તૃષ્ણા ત્રણ પ્રકારની ગણવામાં આવી છે, કામતૃષ્ણા એટલે ઉપભોગ્ય વસ્તુઓની તૃષ્ણા, ભવતૃષ્ણા એટલે પરલોક સંબંધેની તૃષ્ણા અને વિભવતૃષ્ણા એટલે વિનાશ પામવાની તૃષ્ણા. મનુષ્યને પૂરતા પ્રમાણમાં ઉપભોગ્ય વસ્તુઓ મળે તોપણ તેને સંતોષ થતો નથી. મૃત્યુ પછી ચિરકાળ સુધી સ્વર્ગ-સુખનો ઉપભોગ કરી શકાય એટલા માટે તે શ્રમણબ્રાહ્મણોને દાન આપે છે, યજ્ઞયાગ કરે છે, વ્રતોપવાસ કરે છે; સર્વસંગપરિત્યાગ કરીને તપશ્ચર્યા કરવા માટે પણ પ્રવૃત્ત થાય છે. વિભવતૃષ્ણાનો પ્રસાર ઉપરની બન્ને તૃષ્ણાઓ જેટલો ન હોય તોપણ, તેનો પ્રભાવ ઓછો નથી પોતે મુવા પછી આખી દુનિયાનો અંત આવે છે (આપ મુવે પીછે ડૂબ ગઈ દુનિયા), એવું માનનારા લોકો પણ છે જ; અને આ તૃષ્ણાને લીધે પોતાનો અને બીજાઓનો નાશ કરતાં તેઓ જરા પણ આંચકો ખાતા નથી.

૨૩. કામતૃષ્ણા કે વિષયવાસનાને પરિણામે કેટલા અનર્થો થાય છે તેનાં વિસ્તૃત વર્ણનો ત્રિપિટક વાઙ્મયમાં અનેક મળે છે. તેમાંનાં કેટલાંક અવતરણો અહીં આપવાં યોગ્ય જણાય છે. મજ્ઝિમ નિકાયના મહાદુક્ખક્ખંધ સુત્તમાં ભિક્ષુઓને ઉદ્દેશીને ભગવાન કહે

છેઃ " હે ભિક્ષુઓ, વિષયોપભોગમાં દોષ શું છે? કોઈ ઉત્સાહી યુવાન કારકુનનો ધંધો કરીને, વેપારધંધો કરીને કે સરકારી નોકરી કરીને પોતાનો નિર્વાહ ચલાવે છે. આ ધંધાને લીધે તે ઘણો હેરાન થાય છે. છતાં પણ તે ઉપભોગ્ય વસ્તુઓ મેળવવા માટે રાતદિવસ શ્રમ કર્યા કરે છે; અને જો તેમ કરવા છતાં પણ ઉપભોગ્ય વસ્તુઓ તેને મળે નહિ તો શોકાકુલ થાય છે, તથા પોતાનો પ્રયત્ન વ્યર્થ ગયો એવા વિચારથી મૂઢ બને છે. જો એ પ્રયત્નમાં તેને સફળતા મળે અને ઇચ્છેલી વસ્તુઓ' તેને મળે તો તે વસ્તુઓ રાજા અને ચોરો લૂંટી જાય નહિ, આગમાં બળી જાય નહિ, પાણીમાં તણાઈ જાય નહિ, કે અપ્રિય સગાંઓના હાથમાં ન જાય, માટે તેને સાચવવામાં ગરકાવ થાય છે, અને તેથી તે હેરાન થાય છે. પણ આટલી સંભાળ રાખવા છતાં ય રાજાઓ કે ચોરલૂટારા તેની સંપત્તિ લૂંટી જાય છે, આગથી કે પાણીથી તેનો નાશ થાય છે; અથવા અપ્રિય સગાંઓ પડાવી લે છે, એ પ્રસંગે તેને અત્યંત દુઃખ થાય છે.

૨૪. " અને હે ભિક્ષુઓ, આ વિષયોને માટે જ રાજાઓ રાજાઓ સાથે લડે છે, ક્ષત્રિયો ક્ષત્રિયો સાથે, બ્રાહ્મણ બ્રાહ્મણો સાથે અને વૈશ્યો વૈશ્યો સાથે લડે છે; માતા પુત્ર સાથે, પુત્ર માતા સાથે, પિતા પુત્ર સાથે, પુત્ર પિતા સાથે, ભાઈ બેન સાથે, બેન ભાઈ સાથે, અને મિત્રો મિત્રો સાથે લડે છે. તેમના કલહનું પરિણામ ઘણી વાર એવું આવે છે કે, તેઓ હાથથી, પત્થરથી, લાકડીઓથી કે શસ્ત્રોથી એક બીજા ઉપર પ્રહાર કરે છે, અને તેથી તેઓ મરણ પામે છે, કે મરણાંતિક દુઃખ ભોગવે છે...

૨૫. " હે ભિક્ષુઓ, કામોપભોગોની આસક્તિ છોડવાથી જ મનુષ્ય તેમાંથી મુક્ત થાય છે. ( કેવળ બાહ્ય રૂપે કામોપભોગોનો ત્યાગ કરવાથી મુક્તિ મળે છે એવું નથી. )"

૨૬ તે પછી સુત્તનિપાતમા ' કામસુત્ત ' નામનુ એક બીજુ મહત્ત્વનુ સુત્ત છે તે ઘણુ પ્રાચીન છે, અને મહાનિદ્દેસમા તેના ઉપર કરેલી મોટી ટીકા જોવામા આવે છે માટે તે આખુ સુત્ત અહીં આપુ છુ

काम कामयमानस्स तस्स चे त समिज्झति ।
अद्धा पीतिमनो होति लद्धा मच्चो यदिच्छति ॥ १ ॥
तस्स चे कामयानस्स छन्दजातस्स जन्तुनो ।
ते कामा परिहायन्ति सल्लविद्धो व रुप्पति ॥ २ ॥
यो कामे परिवज्जेति सप्पस्सेव पदा सिरो ।
सोम विसत्तिक लोके सतो समतिवत्तति ॥ ३ ॥
खेत्त वत्थुं हिरञ्ज च गवस्स दासपोरिस ।
थियो बन्धू पुथू कामे यो नरो अनुगिज्झति ॥ ४ ॥
अबला न बलीयन्ति मद्दन्ते न परिस्सया ।
ततो न दुक्खमन्वेति नाव भिन्नमिवोदकम् ॥ ५ ॥
तस्मा जन्तु सदा सतो कामानि परिवज्जये ।
ते पहाय तरे ओघ नाव सित्वा व पारगूति ॥ ६ ॥

વિષયોની ઇચ્છા કરનારાની તે ઇચ્છા જો તૃપ્ત થાય તો ઇચ્છિત વસ્તુનો લાભ થયાથી તેને ખરેખર જ આનદ થાય છે ॥ ૧ ॥ પણ વિષયોપભોગમા તે પ્રાણીની વાસનાઓ જો દઢમૂલ થાય, અને તે ઉપભોગ્ય વસ્તુઓ નાશ પામે તો બાણથી વિદ્ધ થયાની માફક તે દુખી થાય છે ॥ ૨ ॥ સાપના મુખ પાસેથી જેમ આપણે આપણો પગ દૂર રાખીએ છીએ, તેમ જે દૂરથી જ કામોપ-ભોગનો ત્યાગ કરે છે, તે સ્મૃતિમાન, આ લોકમા તૃષ્ણાને જીતે છે ॥ ૩ ॥ ખેતર, બાગબગીચા, ધન, ગાય અને ઘોડા, દાસ અને નોકર, સ્ત્રીઓ અને બાન્ધવો, આ પ્રકારના અનેક કામોપ

ભોગોની જે ઇચ્છા ધરાવે છે, તેના અબલ પ્રતિસ્પર્ધી બલવાન થાય છે; અને તેને અનેક વિઘ્નો નડે છે. તેથી તૂટેલી નાવમાં પાણીની માફક તેના અંતઃકરણમાં દુઃખ પ્રવેશ કરે છે. ॥ ૪–૫ ॥ આથી પ્રાણીએ સદા સાવધાનતાપૂર્વક કામોપભોગનો ત્યાગ કરવો. હોડકામાં પેઠેલું પાણી કાઢી નાખવાથી જેમ સામે પાર જવાય છે, તેમ કામોપભોગનો ત્યાગ કરીને તેણે પૂર તરી જવું. ॥ ૬ ॥)

૨૭. મનુષ્યના અંતઃકરણમાં તૃષ્ણાના અંકુર ફુટવા લાગે છે, ત્યારે તે અત્યંત સુંદર લાગે છે, પણ તૃષ્ણાનું જંગલ ઉગી જઈને તેના અંતઃકરણને ઘેરી લે છે, ત્યારે તેના જીવિતનો સમૂળ વિધ્વંસ થાય છે. મજ્ઝિમનિકાયના ચૂળધમ્મસમાદાન સુત્તમાં આ સંબંધે એક ઉત્કૃષ્ટ ઉપમા જોવામાં આવે છે. તે આ છેઃ—“ ગ્રીષ્મ-ઋતુની આખરમાં માલુવા× લતાને ફળો આવ્યાં, અને એક ફળ ફુટી જઈને તેનુ બીજ એક શાલવૃક્ષની નીચે પડયું. આથી તે શાલવૃક્ષ ઉપર વસનાર દેવતા* ભયભીત બની. ત્યારે તેની આપ્ત-મિત્ર બીજી વનદેવતાઓ એકઠી થઈ અને બોલી, ‘ તું ડરીશ નહિ. કદાચ આ બીજ મોર કે મૃગ ખાઈ જશે, અગ્નિ બાળી નાખશે, વનરક્ષકો તેને વધવા દેશે નહિ, ઉધઈ ખાઈ જશે, અથવા તે નિષ્ફળ જશે. ’

૨૮. “ પરંતુ તે બીજને કોઈ પણ પ્રકારની આંચ ન આવવાથી ચોમામામા તેને અંકુર ફુટયા, અને તે તરુણ કોમળ લતાએ તે

× આ લતા હિમાલયની તળેટીમા ઉગે છે. અને તે જે ઝાડ ઉપર ચં છ તેનો સમૂળ નાશ કરે છે એવી માન્યતા હતી.

* દેવતા શબ્દ સ્ત્રીલિંગનો હોય તોપણ તેનો અર્થ દેવ કે દેવી બન્ને થઇ શકે છે. વૃક્ષાધિષ્ઠિત દેવતા એટલે વૃક્ષનો આત્મા જ કહીએ તો ચાલે અહીં દેવતા શબ્દ દેવવાચક ગણવાનો છે.

શાલવૃક્ષને આલિંગન આપ્યું. ત્યારે તે શાલવૃક્ષ ઉપર રહેનારી દેવતાને લાગ્યું કે, 'મારાં આપ્તમિત્રોએ અને આટલી બધી ભયભીત કેમ કરી મૂકી? મને તો આ તરણ લતાનો સ્પર્શ સુખકારક લાગે છે!' પણ ધીમે ધીમે માલુવા લતા વધતી ગઈ. તે આખા વૃક્ષ ઉપર છવાઈ ગઈ, અને તેની ડાળીઓમાં પેસીને ડાળીઓ નીચે પડી ગઈ. ત્યારે વૃક્ષદેવતાએ મનમાં જ વિચાર કર્યો, 'અહાહા! આ જ તે ભય, જેનાથી મારા આપ્તમિત્રો ડરતાં હતાં! જેનાથી આજ હું દુઃખકારક વેદના અનુભવું છું!"

૨૯. તૃષ્ણામાંથી ઉદ્ભવનારી કાર્યકારણ–પરંપરામાંથી કેવી અત્યંત અપાયકારક બાબતો પરિણમે છે, તે દીઘનિકાયના મહાનિદાન સુત્તમાં વર્ણવેલ છેઃ—

**इति खो पनेतं आनन्द वेदनं पटिच्च तण्हा, तण्हं पटिच्च परियेसना, परियेसनं पटिच्च लाभो, लाभं पटिच्च विनिच्छियो, विनिच्छयं पटिच्च छन्दरागो, छन्दरागं पटिच्च अज्झोसानं, अज्झोसानं पटिच्च परिग्गहो, परिग्गहं पटिच्च मच्छरियं, मच्छरियं पटिच्च आरक्खो, आरक्खं पटिच्च आरक्खाधिकरणं दण्डादान-सत्थादान-कलह-विग्गह—विवाद-तुवंतुवं-पेसुञ्ञ-मुसावादा अनेके पापका अकुसला धम्मा संभवन्तीति ॥**

(આ પ્રમાણે, હે આનંદ, વેદનામાંથી તૃષ્ણા, તૃષ્ણામાંથી પર્યેષણા, પર્યેષણામાંથી લાભ, લાભમાંથી નિશ્ચય, નિશ્ચયમાંથી આસક્તિ, આસક્તિમાંથી અધ્યવસાન, અધ્યવસાનમાંથી પરિગ્રહ, પરિગ્રહમાંથી માત્સર્ય,* માત્સર્યમાંથી આરક્ષા, આરક્ષામાંથી દંડાદાન, શસ્ત્રાદાન, કલહ, વિગ્રહ, વિવાદ, હું તું, પૈશુન્ય, અસત્ય ભાષણ વગેરે અનેક પાપકારક અકુશલ બાબતો ઉત્પન્ન થાય છે.)

* માત્સર્યનો અર્થ પોતાની સંપત્તિનો કે જ્ઞાનનો બીજાઓને લાભ ન મળે એવી બુદ્ધિ.

૩૦. કોઈ વ્યક્તિ જ્યારે વિષયવાસનામા બધાય છે ત્યારે તે વ્યક્તિમા ઉપરના ત્રણ અવતરણમા બતાવેલા વિકારો સ્પષ્ટપણે જોવામા આવે છે. ખૂબ મહેનત કરીને થોડાક પૈસા એકમા મૂકે અને જો તે એક ભાગે, તો તેથી માણસ ખિન્ન થાય છે, એટલુ જ નહિ, પરતુ કોઈ કોઈ વાર ગાંડો પણ થાય છે. આ સપત્તિ માટે ક્ષત્રિયો ક્ષત્રિયોમા અને બ્રાહ્મણ બ્રાહ્મણોમા કેવી લડાઈઓ થાય છે એ કોઈને કહેવાની જરૂર નથી જ. કુટુબોમા થનારી તકરારોનુ પ્રદર્શન આજની કોર્ટોમા વારવાર થયા કરે છે આથી વ્યક્તિગત તૃષ્ણામાથી કેટલી ખાનાખરાબી થાય છે એ બાબત ઉપર ઝાઝું વિવેચન કરવાની આવશ્યકતા નથી ઉપરના ઉતારામા જો થોડો ઘણો તફાવત કરવામા આવે તો આજની પરિસ્થિતિને પણ તે બરાબર લાગુ પડી શકે એવો છે પરતુ આ તૃષ્ણા કે વિષયવાસના જ્યારે સામાજીક સ્વરૂપમા પરિણત થાય છે, ત્યારે તેનુ ખરુ સ્વરૂપ જાણવુ ભલભલા વિદ્વાનો માટે પણ મુશ્કેલ બને છે, અને તેઓ પણ પર્યાયે કરીને બધી ઘાતક બાબતો માટે કારણભૂત બને છે

૩૧. ભિક્ષુસઘનો જ દાખલો લઈએ ભિક્ષુની વ્યક્તિગત સપત્તિમા તેના ત્રણ ચીવરો (વસ્ત્રો) અને એક ભિક્ષાપાત્ર, આ ભિક્ષાપાત્ર પણ માટીનુ અને બહુબહુ તો લોખડનુ હતુ, પણ રહેવા માટે મકાનની મનાઈ નહોતી. આથી શ્રદ્ધાળુ લોકો વિહારો બંધાવવા લાગ્યા, અને ભિક્ષુઓની વાસના વધતા વધતા તેનુ પરિણામ પરિગ્રહમા આવ્યુ એટલે કે, વિહારોની સેવાચાકરી માટે નોકરચાકર, જમીનજુમલો વગેરે બધુ જ રાખવુ પડ્યુ અને તેનુ સરક્ષણ કરવા માટે રાજાઓની મદદ લેવી પડી તિબેટ જેવા દેશોમા રાજાઓને એક કોરે બેસાડીને ભિક્ષુસઘે આ કાર્ય પોતાના જ હાથમા લઈ લીધુ કેવળ શાસ્ત્રથી જ શત્રુનો પ્રતિકાર કરવાનુ અશક્ય હોવાથી ભિક્ષુઓને અનેક સાચી ખોટી વાતો રચવી પડી, અને

રાજકારણને રૂપે પૈશુન્યનો પણ અગીકાર કરવો પડ્યો. ભિક્ષુસંઘને આટલી બધી અધોગતિ થયા છતા પણ, તેમાના કેટલાક ભિક્ષુએ માટે તો, પોતાની અવનતિ થતી જાય છે એ સમજવુ પણ મુશ્કેલ બન્યુ. 'હું મારા આચાર બરાબર પાળુ છુ. શીલના નિયમોનુ પૂર્ણ રીતે પાલન કરૂ છુ ધ્યાન સમાધિમાં દક્ષ છુ. અને જો કદી કદી દંતકથાઓ રચુ છુ તો તે કેવળ સંઘના લાભ માટે જ રચુ છુ. તેમ કરવામા મારે કોઈ જાતનો સ્વાર્થ નથી.' આવી જાતના વિચારોથી પ્રેરાઈને જ ભિક્ષુઓ સાચી ખોટી વાતો લખવા પ્રવૃત્ત થયા હશે એટલે કે, સાધિકતૃષ્ણાને કારણે પોતાની આ અધોગતિ થતી જાય છે એ સમજવું તેમને માટે કઠીન થતુ.

૩૨. 'ઊટ સોયના કાણામાથી નીકળી શકશે, પણ શ્રીમત માણસ સ્વર્ગમા જઈ શકશે નહિ,' એવો ઉપદેશ આપનારા ઇસુ ખ્રિસ્તના ભક્તો પરિગ્રહવાન કેમ બન્યા એ પણ ઉપર બતાવેલ બુદ્ધના ભિક્ષુસંઘના ઉદાહરણ ઉપરથી સમજાશે. પાદરીઓનો સઘ આ બાબતમા ભિક્ષુસંઘને વટી ગયો, એ બાબતમા શક નથી. ભિક્ષુઓ માત્ર પોતાના વિહારોના રક્ષણ ખાતર જ પુરાણો રચતા પણ આ પાદરી લોકોએ તો આખા જગતનુ સામ્રાજ્ય મેળવવાનો ઘાટ ઘડયો, અને ક્રુઝેડ જેવા ભયંકર ધર્મયુદ્ધો શરૂ કર્યા' મતલબ કે, જે તૃષ્ણા વ્યક્તિમા પરિણત થાય ત્યારે અલ્પકાળમા કુરૂપ દેખાય છે અને અપાયકારક બને છે, તે જ તૃષ્ણા જ્યારે સાધિક સ્વરૂપે પરિણત થાય છે ત્યારે તેનુ સૌન્દર્ય ઝટ નાશ પામતુ નથી, અને તેના ભયકર પરિણામો જોતા અને સમજતા ઘણો સમય લાગે છે.

૩૩. પાદરી લોકોના કુકૃત્યો બહાર આવવા લાગ્યા. પ્રસિદ્ધ ફ્રેંચ ગ્રંથકાર વૉલ્ટેર તો તેમની પાછળ જ ખાઈ પીઈને પડ્યો. તેમના ઉપરની બહુજનસમાજની શ્રદ્ધા ઘટવા લાગી. આથી આ

પાદરીઓના સંઘનું આશ્રયસ્થાન તૃષ્ણાને જોખમકારક જણાયું. તેણે એક નવું સ્થાન શોધી કાઢ્યું. વૃદ્ધ બનતી વેશ્યા જેમ શૃંગારાભૂષણની મદદથી યુવાન બને છે, અને સ્થાનાંતર કરીને પુરુષોને મોહ પમાડે છે, એમ તૃષ્ણાએ પોતાના અભિનવ વેશથી લોકોને મોહ પમાડવાની શરૂઆત કરી. તેનું આ નવું સ્થળ રાષ્ટ્રીયત્વ હતું. અહીં તેનો પ્રભાવ વધારે પડ્યો. પાદરીનો સંઘ તો સામાન્ય જનતાથી અલિપ્ત હોય, તેથી તે સંઘ સંબંધે જનતામાં અનાદર ઉત્પન્ન કરવાનું કાર્ય સરળ હતું. પરંતુ આ રાષ્ટ્રીયત્વનું એવું નથી. રાષ્ટ્ર તો નાના મોટા બધા લોકોનું ગણાય. આથી તૃષ્ણાને આ સ્થાન બહુ સારું મળી ગયું અને છેલ્લા મહાયુદ્ધ સુધી તેનું અહીં ઠીક ચાલ્યું.

૩૪. મહાનિદાન સુત્તમાં બતાવેલી કાર્યપરંપરા હાલના રાષ્ટ્રીયત્વને કઈ રીતે લાગુ પડે છે, એનું એક ઉદાહરણ આપણી સાથે જેમનો બહુ નજીકનો સંબંધ છે એવા અંગ્રેજોના રાષ્ટ્રીયત્વના આધારે બતાવવા માગીએ છીએ.

૩૫. દુષ્કાળ અને રોગો વારંવાર જગતનાં બધાં રાષ્ટ્રોમાં ફેલાતા હતા જ, પરંતુ બહુ જ થોડાં રાષ્ટ્રોને તેની જાણ થતી. સોળમા સૈકામાં આની જાણ ઈંગ્લાંડને પહેલી વાર થઈ એમ કહી શકાય. આ વેદનાને લીધે ઈંગ્લાંડના વરિષ્ઠ વર્ગમાં રાષ્ટ્રીય તૃષ્ણા ઉત્પન્ન થઈ. ગમે તેમ કરીને પણ, પોતાના રાષ્ટ્રની સંપત્તિ વધવી જોઈએ એમ તેમને લાગવા લાગ્યું. આ તૃષ્ણાને લીધે પર્યેષણાની શરૂઆત થઈ. એક બાજુ અમેરિકામાં વસવાટ કરવા માટે તે દોડ્યા, બીજી બાજુ ઈસ્ટ ઈંડિયા કંપની સ્થાપીને પૂર્વ તરફના વ્યાપારમાં લાભ મેળવવાની ધમાધમી કરવા લાગ્યા; આવા આવા પ્રકારના પ્રયત્નો તેમણે શરૂ કર્યા. આ પર્યેષણામાં કોઈ વાર લાભ થયો તો કોઈ વાર અલાભ. આથી તેને માટે નિશ્ચય કરવાની જરૂર પડી. જ્યાં

લાભ થાય એમ હોય ત્યાં જ આપણું ટટ્ટુ હંકારવું, અને જ્યાં અલાભ થાય ત્યાં પાછા હઠવું, એવું શરૂ થયું. આથી લાભ મળે એવી જગાઓ દૃઢ કરવાનું અધ્યવસાન બળવત્તર થયું; અને તેથી પરિગ્રહ જન્મ્યો. આ મારી હદ, અને તે બીજાની, એવી રીતે અધિકારક્ષેત્રનું જાળું ફેલાવા લાગ્યું. આથી પોતાની સંપત્તિને માટે માત્સર્ય પેદા થયું; અને તેની રક્ષા કરવાની જરૂર પડી. સમુદ્ર ઉપર સ્વામિત્વ રહે એ માટે બીજાં રાજ્યોના નૌકાસૈન્ય કરતાં ઈંગ્લાંડનું નૌકાસૈન્ય બળવાન હોવું જોઈએ, એવી રાષ્ટ્રીય દૃષ્ટિ ઉત્પન્ન થઈ, અને બીજાં રાજ્યોની થોડી ઘણી પણ હરિફાઈ જણાય કે તરત જ તેમનો પ્રતિકાર કરવા માટે આ શસ્ત્રસામગ્રીનો ઉપયોગ થવા લાગ્યો; અને કલહ, વિગ્રહ, વિવાદ, હોંસાતોંસી, પૈશુન્ય કે રાજકારણ અને અસત્ય ભાષણ અથવા વર્તમાનપત્રનો પ્રચાર વગેરે અનેક પાપકારક અકુશલ બાબતોનો પ્રાદુર્ભાવ થયો.

૩૬. આ વધતી જતી રાષ્ટ્રીય તૃષ્ણાથી ડરનારા લોકો ઈંગ્લાંડમાં નહોતા એમ નહિ. ગોલ્ડસ્મિથ કહે છે—

'Ill fares the land, to hastening ills a prey,
Where wealth accumulates, and men decay.'

(આ દેશની દુર્દશા થવા લાગી છે. ત્વરિત આવનારી આપત્તિઓનો તે શિકાર બન્યો છે. અહીં સંપત્તિ થોકબંધ એકઠી થવા લાગી છે, પણ માણસોનો હ્રાસ થાય છે.)
વળી તે લખે છે—

'While thus the land, adorn'd for pleasure all
In barren splendour feebly waits the fall.'

(આ રીતે આખો દેશ એશઆરામને અર્થે નિર્જીવ ભપકાથી શણગારવામાં આવ્યો છે ખરો, પરંતુ દુર્બળતાને લીધે ચ્યુત થવાની તૈયારીમાં છે.) ગોલ્ડસ્મિથનું આ આખું કાવ્ય (The

Deserted Village ) ઇંગ્લાંડને ભાવિ સંકટોની સૂચના કરનારા વિચારોથી ભરપૂર છે. પણ તેનો ભાવ કોણ પૂછે ? તરુણ માલુવા લતાના આલિંગનથી જેમ શાલવૃક્ષનો આત્મા ગ્રસ્ત થયો હતો તેમજ આ તરુણ રાષ્ટ્રીય તત્ત્વને લીધે ઇંગ્લાંડનો અંતરાત્મા ગ્રસ્ત થયો હતો–તેને કશું સૂઝતું નહોતું. મોટા મોટા રાજકારણી પુરુષો, જેમનું ખાનગી વર્તન અનિંદ્ય હતું, તેવા પણ, આ રાષ્ટ્રીય લોભ માટે ગમે તે રાજખટપટ કરવા તત્પર હતા; અને એમાં કંઈ જ ખોટું નથી એવી તેમની પાકી ખાતરી હતી ! દેશકાર્યને માટે એટલે કે દેશમાં બીજા દેશોની સંપત્તિ ઢસડી લાવવા માટે કરવામાં આવતાં કોઈ પણ કુકર્મને સત્કર્મ માનવામાં આવતું !

૩૭. આ રાષ્ટ્રીય તૃષ્ણાનો વિકાસ થતાં થતાં તેણે પ્રથમ અંગ્રેજી સામ્રાજ્યની ઉત્તર અમેરિકા રૂપી મોટી શાખા તોડી નાખી. એટલામાં પૂર્વ તરફ આ વૃક્ષને હિંદી સામ્રાજ્યના રૂપે નવા ફણગા ફુટવા લાગ્યા. આથી ઈંગ્લાંડને આ તૃષ્ણાનો તિરસ્કાર ન થતાં વધારે મોહ ઉત્પન્ન થયો. પરિણામે ગત મહાયુદ્ધ ઉદ્દભવ્યું. તે સમયે આ તૃષ્ણાના કાર્યની શરૂઆત સ્પષ્ટતાથી જોઈ શકાઈ. વસાહતો લગભગ વિભક્ત થઈ, અને આયર્લેંડ સામ્રાજ્યથી છૂટું પડ્યું, એટલું જ નહિ, પણ મૂળ વૃક્ષને બહુ હેરાન કરવા લાગ્યું. છતાં હજી આ તૃષ્ણાને આફ્રિકાની અને પૂર્વ તરફની શાખાઓનો આશ્રય છે. અને એ શાખાઓને પણ સંપૂર્ણપણે તોડ્યા સિવાય આ તૃષ્ણા આપોઆપ મરી જાય એવાં ચિહ્નો જણાતાં નથી.

૩૮. સ્પેનના નૌકાસૈન્યનો વિધ્વંસ કર્યા પછી, અંગ્રેજોની આ રાષ્ટ્રીય તૃષ્ણાને વિકસવા માટે પુષ્કળ અવકાશ મળ્યો. યુરોપનાં રાષ્ટ્રો અંદર અંદરની તકરારોમાં પડેલાં હોવાથી નૌકાસૈન્યની બાબતમાં તેઓ અંગ્રેજોની હરિફાઈ કરી શકે એ અશક્ય હતું. અમેરિકા પોતાનું નૌકાસૈન્ય વધારીને ઇંગ્લાંડને વટી જાત ખરું; પરંતુ તેમ

પરિગ્રહી બન્યા, અને પરિગ્રહમાંથી ઉત્પન્ન થનારા બધા દોષોના ભોગ બન્યા. સારાંશ, બીજી સામાન્ય પ્રજાની માફક આ સંઘો પણ પરિગ્રહથી મુક્ત રહી શક્યા નહિ. અપરિગ્રહ માત્ર ઉપદેશમાં જ રહ્યો.

૪૨. બૌદ્ધો અને જૈનો બધા પરિગ્રહોમાં સ્ત્રીના પરિગ્રહને મોટો ગણતા. એ તો ખુલ્લું જ છે કે, એક વાર સ્ત્રી આવી કે, તેની પાછળ ઘરબાર, નોકરચાકર, વાડીવજીફા બધું ક્રમે ક્રમે આવવાનું જ. આથી તેમના મત પ્રમાણે તો સ્ત્રીપરિગ્રહ જેવો બીજો કોઈ મોટો પરિગ્રહ નહોતો, અને આથી જ સંઘોના નિયમોમાં અગત્યનો નિયમ સ્ત્રીની સાથે કોઈ પણ રીતે સંબંધ ન રાખવાનો હતો, અને એ નિયમનો ભંગ એ મોટો ગુન્હો માનવામાં આવતો. ભિક્ષુણી-સંઘની કોઈ ભિક્ષુણી પણ પુરુષોની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખી શકતી નહિ. સ્ત્રીપુરુષનો સંબંધ એક બીજાને નુકશાનકારક છે અને તેમાંથી જ સંસારના બધા દુઃખો વધે છે એવું તેઓ માનતા. પરંતુ હવે અનુભવ ઉપરથી એવું જણાય છે કે, આ રીતે ભિક્ષુઓના અને ભિક્ષુણીઓના જૂદા જૂદા સંઘો સ્થાપવાથી લાભને બદલે હાનિ જ વધારે પ્રમાણમાં થઈ છે. શરૂઆતમાં જો કે, આ સંઘો નીતિમાન હતા, તોપણ પરિગ્રહી થયા પછી તેમની નીતિમત્તા ઘટવા લાગી, અને તેમાંથી જ અનેક તંત્રો, લિંગપૂજા વગેરે બીભત્સ બાબતોનો જન્મ થયો.

૪૩. હમણાં હમણાં સ્ત્રીસ્વાતંત્ર્યનો વિચાર ફેલાવાને લીધે, સ્ત્રી એ પરિગ્રહ નથી એવા વિચારની સતત અભિવૃદ્ધિ થવા લાગી છે. જ્યાં સુધી સ્ત્રીને પરિગ્રહ માનવામાં આવશે, ત્યાં સુધી સમાજની નૈતિક ઉન્નતિ થશે એમ માની શકાય નહિ. સ્ત્રીસ્વાતંત્ર્ય એ અહિંસા અને સંસ્કૃતિની કસોટી છે. મનુષ્યની હિંસક બુદ્ધિએ [illegible] સ્ત્રીઓને ગુલામ બનાવી. સ્ત્રીઓના અંતઃકરણમ

ન હોત, તો આ ગુલામી સ્ત્રીઓએ કદી પણ સ્વીકારી ન હોત; તેઓએ આત્મહત્યા કરીને સમગ્ર માનવજાતિનો અંત આણ્યો હોત. પડદા જેવી ભયંકર રૂઢીઓ સહન કરીને પણ જો સ્ત્રીઓએ આપણને આજ સુધી જીવતા રાખ્યા હોય તો તે કેવળ આ માતૃપ્રેમને જ આભારી છે. પણ સ્ત્રીઓને આવી રીતે ગોંધી રાખીને મનુષ્યોએ તો પોતાની હિંસક બુદ્ધિની પરાકાષ્ઠાનું પ્રદર્શન કર્યું છે. આથી અહિંસાત્મક સંસ્કૃતિનો જો પૂર્ણપણે વિકાસ કરવો હોય તો, સ્ત્રીઓને પરિગ્રહ ન ગણતાં સર્વોપરિ સ્વતંત્રતા આપવી પડશે. સ્વતંત્ર સ્ત્રીઓની મદદથી જે સંસ્કૃતિનો ઉદય થશે, તે જ સંસ્કૃતિ અહિંસાત્મક બનશે, અને તેથી જ માનવજાતિને માટે સુખકારક અને હિતાવહ થશે.

૪૪. આજે પાશ્ચાત્ય દેશોમાં જે સ્ત્રી-સ્વાતંત્ર્ય છે. એ ઉપર છ'નું છે એવું અમારું માનવુ છે. લગભગ બધી સ્ત્રીઓ આર્થિક રીતે પુરુષો ઉપર અવલંબેલી હોવાથી ખરી રીતે સ્વતંત્ર હોતી નથી. પોતાનો પતિ દુર્વ્યસની હોય તો પણ કેવળ સંતતિના મોહને લીધે તેઓ છૂટાછેડા કરીને મુક્ત થઈ શકતી નથી એકાદ સ્ત્રી ધણીની સાથે છૂટાછેડા કરીને પોતાના જીવનનો નિર્વાહ જેમ તેમ કરીને ચલાવી શકશે ખરી, પરંતુ પોતાનાં બાળકોનું શું થશે, એ વિચારથી તે છૂટાછેડા કરતી નથી, અને ધણીનું બધું દુર્વર્તન મૂંગી મૂંગી સહન કરે છે. કારકૂની વગેરે ધંધા કરીને નિર્વાહ કરનારી ઘણી સ્ત્રીઓ આજે પાશ્ચાત્ય દેશોમાં છે, પરંતુ તેઓ પણ સ્વતંત્ર નથી. તેમાંની કોઈક બાઈને એકાદ બાળક હોય એવી ઉત્કટ ઇચ્છા થાય તોપણ તે ઇચ્છા તે પૂરી પાડી શકતી નથી. તેમ કરવા જતાં તેને કાયમને માટે પુરુષનું દાસ્ય સ્વીકારવું પડશે, એવા ડરથી તે ઠેઠ સુધી અપરિણિત રહે છે, અને પરિણામે માતૃપ્રેમથી વંચિત રહે છે.

૪૫. સોવિએટ-રશિયામાં સ્ત્રીઓને સાચું સ્વાતંત્ર્ય આપ-

કરવાની તેને બીલકુલ જરૂર નહોતી. કારણ ખુદ અમેરિકામાં જ મરજી પડે તેટલી સંપત્તિ મેળવી શકાય એમ હતું. આથી ઈંગ્લાંડ 'સમુદ્રરાજ્ઞી'ની પદવી સહેલાઈથી પ્રાપ્ત કરી શક્યું. પરંતુ કામસુત્તમાં બતાવ્યા પ્રમાણે, આજે તેના અબલ પ્રતિસ્પર્ધી બળવાન થતા જાય છે (**अचला नं चलीयन्त**). ભૂમધ્ય સમુદ્રમાં ઇટાલિ અને ફ્રાંસ બન્ને દેશોનાં નૌકાસૈન્યો એકત્ર થાય, અને તેની મદદમાં તે દેશોનાં યુદ્ધવિમાનો ઉતરે તો ભૂમધ્ય સમુદ્ર ઉપનો ઇગ્લાંડનો કાબૂ નાબૂદ થતાં ઝાઝા દિવસ લાગે નહિ. અને જો એકવાર આ જલમાર્ગ ઇગ્લાંડના હાથમાંથી ચાલ્યો જાય તો, તેનું પૂર્વ તરફનું સામ્રાજ્ય ટકી શકે એમ નથી. મતલબ, ઇગ્લાંડના સામ્રાજ્યલોભને લીધે ઇગ્લાંડ પોતે કમતાકાત બનતું જાય છે, અને બીજાં દુર્બળ રાષ્ટ્રો બળવાન થતાં જાય છે. આને પરિણામે ઇગ્લાંડના માર્ગમાં અનેક વિઘ્નો ઉપસ્થિત થતાં જાય છે (**मद्दन्ति नं परिस्सया**).

૩૯. ટૂંકમાં, વ્યક્તિગત તૃષ્ણા કરતાં સાંઘિક તૃષ્ણા વધારે ભયંકર છે, અને સાંઘિક તૃષ્ણા કરતાં રાષ્ટ્રીય તૃષ્ણા વધારે હાનિકારક છે. શરુઆતમાં આ તૃષ્ણા જો કે બહુ નાજુક અને સુંદર દેખાય છે, છતાં કેટલાક કાળ પછી તેનાં પરિણામ ઘાતક થયા વગર રહેતાં નથી. સાંઘિક કે રાષ્ટ્રીય તૃષ્ણા વરિષ્ઠ વર્ગોમાં ઉત્પન્ન થાય છે, અને બુદ્ધિમત્તામાં પછાત એવા લોકો ઉપર પોષાય છે. પરંતુ આ પછાત લોકો તરફથી જ્યારે પ્રતિકારની શરૂઆત થાય છે ત્યારે તે જ તૃષ્ણા સંઘ તેમજ રાષ્ટ્રને નડતરરૂપ બને છે. આ તૃષ્ણાને લીધે સ્પેન દેશે અનેક પછાત દેશો ઉપર અનેક પ્રકારના અત્યાચાર કર્યા તેથી તે દેશો સ્પેનથી છૂટા પડયા, અને ખુદ સ્પેન નિર્વીર્ય અને હતાશ થઈને બેઠું. આમ છતાં આજે ઇટાલિ અને જર્મની આ જ તૃષ્ણાલતાને બહુ આનંદપૂર્વક આલિંગન આપીને ઉછેરી રહ્યાં છે. આમાં જ બધાં યુરોપીય રાષ્ટ્રોનાં દુઃખનું મૂળ છે.

અપરિગ્રહ

૪૦. તૃષ્ણા અને કામવાસના દૂર કરવા માટેનો ઈલાજ તરીકે અપરિગ્રહ છે, એમ પાર્શ્વ અને બુદ્ધનુ કહેવું જણાય છે. પાર્શ્વે તો પોતાના ચાર યામમા અપરિગ્રહનો સમાવેશ કર્યો છે, અને ઉપરના ચાગ અવતરણોમાં જ નહિ, પણ બીજી અનેક જગાએ ઉપભોગ્ય વસ્તુઓનો ત્યાગ કરવાનો બુદ્ધે ઉપદેશ કરેલો છે એમ દેખાય છે. બુદ્ધ અને તેના સમકાલીન પાર્શ્વની પરંપરા અનુસરનાર વર્ધમાન તીર્થંકર વચ્ચે પરિગ્રહ સંબધે મતભેદ હતો ખરો, પણ તે વિગતોનો મતભેદ હતો, મુદ્દાનો નહિ. સ્ત્રી, દાસદાસી, જમીન-જુમલો વગેરે બધી ઉપભોગ્ય વસ્તુઓનો ત્યાગ કરવાનો બન્ને ઉપદેશ કરતા હતા. માત્ર બુદ્ધનુ કહેવુ એટલુ હતુ કે, શરીરને અત્યત ઉપયોગી હોય એટલા કપડા રાખવા, જ્યારે તેટલા કપડાનો પણ ત્યાગ કરવાનુ વર્ધમાન તીર્થંકર કહેતા હતા. પરંતુ જૈનોનો અને બૌદ્ધોનો અપરિગ્રહનો આ વિચાર તેમના સઘ પુરતો જ હતો. એક બાજુ પાચસો ભિક્ષુઓ પોતાના સ્ત્રીપુત્ર અને નોકર-ચાકરોનો ત્યાગ કરીને સઘમા પ્રવેશ કરતા, તો બીજી બાજુ એક જ રાજા તેમના કરતા બમણી સ્ત્રીઓ અને ચાર ગણા નોકર-ચાકર રાખે, એવુ આ અપરિગ્રહનું બનતુ હતું આ પ્રમાણે આ અપરિગ્રહનુ ક્ષેત્ર સકુચિત થયાથી તેમાથી ઈષ્ટ પરિણામ નીપજવાને બદલે અનિષ્ટ પરિણામો નીપજ્યા.

૪૧. ધનસપત્તિ, સ્ત્રીઓ અને દાસદાસીઓનો ત્યાગ કરીને ઘણા બુદ્ધિમાન લોકો ભિક્ષુઓ તથા જૈન સાધુઓ થયા, પરંતુ નિર્વાહની તથા રહેવા માટે જગ્યાની આવશ્યક્તા તેમને હતી જ, અને આ આવશ્યક્તાઓ સામાન્ય જનસમાજ પૂરી પાડી શકે એવુ નહોતું, કારણ કે આ સઘો તો ખૂબ વધતા જતા હતા. આથી રાજાઓ પાસેથી બક્ષિસો મેળવવાની આ સઘોને જરૂર પડી પરિણામે તેના

વામાં આવ્યું છે, અને એ બાબતમાં તો બધા મૂડીવાદી રાષ્ટ્રોએ તડી પાડી છે. સ્ત્રીઓને રાષ્ટ્રીય માલમત્તામાં દાખલ કરવામાં આવી છે, એવી બૂમ મૂડીવાદી વર્તમાનપત્રો કરી રહ્યાં છે અને તેનો પ્રતિધ્વનિ હિંદમાં દિલ્હી સુધી પણ પહોંચ્યો છે * સપ્ટેમ્બરની ૧૨ મી (ઈ. સ. ૧૯૩૫) તારીખે મધ્યવર્તી ધારાસભામાં ભાષણ કરતાં નામદાર સરકાર બોલ્યા, "હાલના કાયદા મુજબ માલમત્તા જપ્ત કરવી, કે ઉત્પાદનના સાધનોને રાષ્ટ્રીય માલીકીનાં કરવાં, એવી જાતની કોઈ પણ કલ્પનાનુ પ્રતિપાદન કરવા માટે સજા બતાવવામાં આવી નથી, અને સ્ત્રીઓ એ પણ એક ઉત્પાદનનું સાધન જ છે." (ઓર્ડર, ઓર્ડર, એવો અવાજ)

શ્રી૦ સત્યમૂર્તિ—ધારાશાસ્ત્રી પણ સભ્યતાના નિયમનું ઉલ્લંઘન ન કરી શકે

---

* કમ્યુનિસ્ટ લોકો સ્ત્રીઓને રાષ્ટ્રીય કરવા માગે છે, એ બૂમ તો ઘણી જૂની છે. ઇ. સ. ૧૮૪૮ મા માર્ક્સ અને એંગલ્સે પ્રસિદ્ધ કરેલ સામ્યવાદી જાહેરનામામાં નીચે પ્રમાણે હકીકત જોવામા આવે છે—

"તમે કમ્યુનિસ્ટ લોકો સ્ત્રીઓને રાષ્ટ્રીય કરવા માગો છો, એમ એક સ્વરે બધા મૂડીવાદીઓ બૂમ પાડી રહ્યા છે

"મૂડીવાળા સ્ત્રીઓને ઉત્પત્તિનું સાધન માને છે સંપત્તિના સાધનો સાર્વજનિક કરવા એવુ તેઓ સાંભળે છે, ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ એમ માને છે કે, બીજી બાબતોનુ ભવિષ્ય એ જ સ્ત્રીઓનું પણ થશે

"હાલ સ્ત્રીઓને સાધન તરીકે ગણવામા આવે છે, એ પરિસ્થિતિ નાબૂદ કરવી એ અમારૂ ખરું ધ્યેય છે, પણ એની તો તેમને શંકા પણ ઉપજતી નથી."

આ બૂમને આજે ૮૦-૯૦ વરસ થયા. હજી કેટલા દિવસ મૂડીવાળાઓ આ બૂમ ચાલુ રાખશે, એ કોણ કહી શકે?

નામદાર સરકારઃ—મેં એમ નથી કહ્યું કે આ કલ્પનાનું હિંદુસ્તાનમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. કેટલાંક પુસ્તકોમાં તેનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે...

૪૬. હાલનો અધિકારી વર્ગ કેટલી બેજવાબદારીથી અને ઉદ્ધતાઈથી વર્તે છે, તેનો આ ઉત્તમ દાખલો છે. આપણા આ ધારાશાસ્ત્રીએ મૂડીવાદી રાષ્ટ્રોમાંના સોવિએટવિરોધી વર્તમાનપત્રો સિવાય આ વિષય ઉપરનાં બીજાં કોઈ પુસ્તકો વાંચ્યાં હોય એવો સંભવ નથી. જો તેમણે વધારે વાંચ્યુ હોત તો તેઓ આવું વિધાન ન કરત. રશિયામાં બધી સંપત્તિના માલેક જેમ બધા કામદાર પુરુષો છે, તેવી જ રીતે સ્ત્રીઓ પણ છે. ફેર એટલો કે, પુરુષો કરતાં સ્ત્રીઓને વધારે સગવડતાઓ આપવામાં આવેલ છે. કામગાર સ્ત્રી જો ગર્ભવતી હોય તો સુવાવડ પહેલાં ત્રણ મહિના અને પછી ત્રણ મહિના, એમ છ મહિના ચડતે પગારે હક્કની રજા મળે છે, અને પછી તે જ્યારે કામ ઉપર હોય ત્યારે તેના બાળકની માવજત સરકાર તરફથી રાખવામાં આવેલી સુશિક્ષિત આયાઓ કરે છે. તે બાળક જરા મોટું થયા પછી તેના શિક્ષણની તો બધી જ જવાબદારી સરકાર પોતાને શિર ઉપાડી લ્યે છે, એટલું જ નહિ પણ બપોરનું ભોજન પણ તેને સરકારી શાળામાં જ મળે છે. જે દેશમાં સ્ત્રીઓને આટલી બધી સગવડો આપવામાં આવે છે તે દેશમાં સ્ત્રીઓને રાષ્ટ્રીય માલેકીની ગણવામાં આવી છે, કે કમ્યુનિસ્ટ લોકો બધા જ દેશોની અંદર આવું કરવા માગે છે, એમ કહેવું એ નરી દુષ્ટતા છે. આમ કહેવાને બદલે રશિયામાં પુરુષોને રાષ્ટ્રીય માલેકીના ગણવામાં આવ્યા છે એમ કહેવું, એ કદાચ વધારે શોભશે. કારણ કે સ્ત્રીઓને આટલી સગવડો આપવાનો, અને ભાવિ પ્રજાને ઉત્કૃષ્ટ શિક્ષણ આપવાનો ભાર સ્ત્રીઓ કરતાં પુરુષો ઉપર વધારે મૂકવામાં આવ્યો છે.

૪૭. નામદાર હિંદીસરકારના જેવા વિધાનો બીજા દેશોના અધિકારીઓએ કરેલાં અમારા જાણવામાં નથી. પરંતુ દરેક જગાએ અધિકારી વર્ગની વિચારસરણી એક જ પ્રકારની છે. તેમને પડાત વર્ગ ઉપર જ નહિ, પણ પોતાના જ વર્ગની સ્ત્રીઓ ઉપર પણ અધિકાર ભોગવવાની ટેવ પડી છે, અને તેમની દૃષ્ટિએ સ્ત્રી એ પોતાના એશઆરામનું, અને ભાવિ યુદ્ધમાં તોપને મોઢે દેવાના નવા પ્રાણીઓ ઉત્પન્ન કરવાનું એક જીવતું જાગતું યંત્ર છે! આથી બીજા યંત્રોની માફક આ યંત્ર ઉપર પણ પોતાનો જ અધિકાર હોવો જોઈએ એમ તેમને લાગે છે. અને જે કોઈ સ્ત્રીસ્વાતંત્ર્ય માટે ઉત્સુક હોય છે તેમના ઉપર તેઓ આ રીતે તૂટી પડે છે

૪૮ આજે જેટલું પ્રાચીન સાહિત્ય જગતમાં અસ્તિત્વમાં છે, તેમાં સ્ત્રીને પરિગ્રહ માનવો નહિ, એવો વિચાર કોઈ જગાએ જોવામાં આવતો નથી. અર્થાત્, તે જમાનામાં સ્ત્રીઓને સ્વાતંત્ર્ય મળે એ શક્ય જ નહોતું 'न स्त्री स्वातन्त्र्यमर्हति'* આ મનુનું વાક્ય પ્રસિદ્ધ જ છે. બૌદ્ધો અને જૈનોએ ભિક્ષુઓના અને સાધ્વીઓના સંઘ સ્થાપીને સ્ત્રીઓને ઘણું સ્વાતંત્ર્ય આપ્યું પરંતુ આ સ્વાતંત્ર્ય તેમના સંઘો પુરતું જ હતું, અને આ સ્વાતંત્ર્ય મેળવવા માટે પણ તેમને અપત્યપ્રેમની કિંમત આપવી પડતી. તે જો વિવાહબંધનમાં બંધાય તો તેમની ગણના ઉત્કૃષ્ટ સંપત્તિમાં કરવામાં આવતી અર્થાત્ વૈદિક વાઙ્મયની માફક શ્રમણવાઙ્મયમાં પણ સ્ત્રીઓનો સમાવેશ પરિગ્રહમાં જ કરવામાં આવ્યો છે

* अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥
पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥
મનુસ્મૃતિ, અ० ૯ ૨-૩

૪૯. મધ્યયુગના ગ્રંથકારોમાં માત્ર એકલો વરાહમિહિર સ્ત્રીઓના પક્ષકાર તરીકે જણાય છે. તે લખે છેઃ—

येऽप्यङ्गनानां प्रवदन्ति दोषान् वैराग्यमार्गेण गुणान्विहाय ।
ते दुर्जना मे मनसो वितर्कः सद्भाववाक्यानि न तानि तेषाम् ॥५॥

प्रब्रूत सत्यं कतरोऽङ्गनानां दोषोऽस्ति यो नाचरितो मनुष्यैः ।
धार्ष्ट्येन पुम्भिः प्रमदा निरस्ता गुणाधिकास्ता मनुनात्र चोक्तम् ॥६॥

बहिर्लोम्ना तु षण्मासान् वेष्टितः खरचर्मणा ।
दारातिक्रमणे भिक्षां देहीत्युक्त्वा विशुध्यति ॥ १३ ॥

अहो धार्ष्ट्यमसाधूनां निन्दतामनघाः स्त्रियः ।
मुष्णतामिव चौराणां तिष्ठ चौरेति जल्पताम् ॥ १४ ॥ *

(જેઓ વૈરાગ્યમાર્ગનું અવલંબન કરીને સ્ત્રીઓના ગુણ ન જોતાં દોષોનું વર્ણન કરે છે, તેઓ દુર્જન છે, અને તેમનું કથન શુદ્ધ હેતુવાળું નથી, એમ હું માનું છું. ॥ ૫ ॥ સાચું બોલજો કે, એવો ક્યો દોષ સ્ત્રીઓમાં જોવામાં આવે છે, જેનું પુરુષોએ આચરણ નથી કર્યું? કેવળ ધૃષ્ટતાને લીધે જ પુરુષોએ સ્ત્રીઓ ઉપર કબજો મેળવ્યો. તેઓ પુરુષો કરતાં વધારે ગુણવાન છે, એમ મનુ પણ કહે છે. ॥ ૬ ॥ જે પોતાની પત્નીનું અતિક્રમણ કરે છે, તેનું પ્રાયશ્ચિત એ છે કે, તેણે રૂંવાટી બહારની બાજુએ આવે એવી રીતે ગધેડાનું ચામડું ઓઢવું, અને છ માસ સુધી ઘેર ઘેર ભિક્ષા માગવી. ॥ ૧૩ ॥ નિષ્પાપ સ્ત્રીઓની નિંદા કરનારા દુષ્ટોની આ કેટલી હિંમત? ચોરી કરનાર ચોરો, 'ચોર, ઉભો રહે' એમ રાડો પાડે તેના જેવું જ આ છે. ॥ ૧૫ ॥)

૫૦. સ્ત્રીઓની આટલી તરફેણ કરવા માટે વરાહમિહિરના

* બૃહત્સંહિતા, અધ્યાય ૭૪.

જેટલા ગુણગાન કરીએ તેટલા ઓછા છે એમ મને લાગે છે છતા પણ સ્ત્રી એ અમૂલ્ય રત્ન છે, એટલે અત્યંત પ્રયત્નપૂર્વક તેનું જતન કરવું જોઈએ, એ કલ્પનાથી તો વરાહમિહિર પણ મુક્ત નહોતો * મૂડીવાદના શિખરે પહોચેલા અમેરિકા જેવા દેશમા આજે પણ સ્ત્રી સબંધેની કલ્પના ઓછાવત્તા પ્રમાણમા આના જેવી જ છે સ્ત્રીના સુખ માટે અને એશઆરામ માટે વરિષ્ઠ વર્ગના પુરુષો પુષ્કળ પ્રયત્નો કરે છે અને આટઆટલું કર્યા છતા પણ પુષ્કળ છૂટાછેડાના કિસ્સાઓ તો બન્યા જ કરે છે ' આનુ કારણ એ છે કે, જેવી રીતે અમૂલ્ય રત્નની પેઠે સભાળ રાખવાથી સ્ત્રીઓની સ્વાતંત્ર્ય તૃપ્તિ થતી નથી પોતાની કમાણી ઉપર સ્ત્રી જ્યા સુધી જીવી ન શકે, ત્યા સુધી ખરુ સ્વાતંત્ર્ય મળ્યુ છે, એમ તેને લાગશે નહિ અને માતૃપદ મેળવવાની ઇચ્છા રાખનારી સ્ત્રીઓ આજના મૂડીવાદી જગતમા પોતાની કમાણી ઉપર આધાર રાખીને જીવી શકે એ શક્ય નથી

૫૧ આર્થિક સ્વાતંત્ર્ય વગર સ્ત્રીઓને સાચુ સ્વાતંત્ર્ય મળવાનુ નથી, એવા વિચારનો પુરસ્કાર કાર્લ માર્ક્સે કર્યો અને તેના અનુયાયી બોલ્શેવિક આગેવાનો આજે તે વિચારને અમલમા મૂકવા માગે છે તેમના માર્ગમા અનેક વિઘ્નો ઉભા છે એમા શક નથી. તેમા સૌથી મોટુ વિઘ્ન ખુદ સ્ત્રીઓના જ સસ્કાર છે. હજારો વર્ષો સુધી પારતંત્ર્યની અધારી કોટડીમા પૂરાએલી સ્ત્રીઓને એકાએક સ્વાતંત્ર્યના પ્રખર સૂર્યપ્રકાશમાં પગ મૂકતા જોખમ લાગે એમા નવાઈ નથી પેરિસના બાસ્તિલના કિલ્લામા ત્રીશ વર્ષ સુધી પુરાએલી

* આ જ અધ્યાયમા તે કહે છે —

श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ह्लादजननं
न रत्नं स्त्रीभ्योऽन्यत् क्वचिदपि कृतं लोकपतिना ॥

એક સ્ત્રીની વાતનું અહીં સ્મરણ થાય છે. ફ્રેંચ રાજ્યક્રાંતિની શરૂઆતમાં સામાન્ય લોકોએ જ્યારે આ કિલાના પાયા પણ ખોદી નાખ્યા, ત્યારે ત્યાં પૂરાએલા રાજકીય કેદીઓની સાથેસાથ આ સ્ત્રીને પણ સ્વતંત્રતા મળી. પણ તે સૂર્યપ્રકાશ જોઈને અત્યંત ગભરાઈ ગઈ અને બોલી, 'જો તમે મને મારી અંધારી કોટડીમાં ફરી પૂરશો નહિ, તો હું કોઈકનું ખૂન કરીને ફાંસીએ લટકીશ!' ચિરકાલ સુધી જે સંસ્કારોથી મનુષ્ય ટેવાઈ ગએલ હોય છે તે સંસ્કારો ગમે તેટલા ઘાતક હોય તોપણ માણસને કેટલા પ્રિય લાગે છે!

૫૨. આથી કેવળ આર્થિક સ્વાતંત્ર્યથી સ્ત્રીસ્વાતંત્ર્યના પ્રશ્નનો નિકાલ નહિ આવે. તે માટે સ્ત્રીઓને અને પુરુષોને યોગ્ય શિક્ષણ મળવાની જરૂર છે. સ્ત્રીઓને પોતાના માતૃપદની યોગ્યતા સમજવવાની જરૂર છે, અને સ્ત્રીઓ એ ઉપભોગ્ય વસ્તુઓ નથી, પણ ભાવિ પેઢીની માતા છે, અને તેથી તે પૂજ્ય છે, એવી શ્રદ્ધા પુરુષોમાં ઉત્પન્ન થવાની જરૂર છે. બોલ્શેવિકોએ પ્રથમ—સ્ત્રીઓના આર્થિક સ્વાતંત્ર્યની—પાયરી દૃઢ કરી છે; અને હવે બીજી શિક્ષણની પાયરી તેઓ મજબૂત પાયા ઉપર રચવાની તૈયારીમાં છે. દરમ્યાન સ્ત્રી—પુરુષોના હાથે કોઈ નૈતિક દોષો થાય તો તે ક્ષમ્ય ગણાવા ઘટે. માત્ર મશ્કરી કરીને કે નિંદા કરીને બોલ્શેવિકોના પ્રયત્નને ધિક્કારી કાઢવો એ અક્ષમ્ય અપરાધ છે. સ્ત્રીપરિગ્રહમાંથી માનવ-જાતિને મુક્ત કરવાનો જો કોઈએ સાચો પ્રયત્ન કર્યો હોય તો તે માર્ક્સના અનુયાયી બોલ્શેવિકોએ જ કર્યો છે; અને એથી અમે તેમને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

૫૩. બુદ્ધના સમયમાં સ્ત્રીઓથી ઉતરતો બીજો પરિગ્રહ દાસ-દાસીઓનો ગણવામાં આવતો હતો. બાબિલોનિયા, ઈજિપ્ત, ગ્રીસ વગેરે બધાં પ્રાચીન રાષ્ટ્રોમાં આ દાસદાસીઓની પ્રથા અસ્તિત્વમાં

હતી જ. એટલું જ બસ નથી; પણ આ દાસોની સંખ્યા ઉપર જ તે દેશની સંસ્કૃતિનો આધાર હતો. આપણે ત્યાં આ વર્ગના લોકો તે શુદ્ર હતા. વૈદિક કાળમાં દાસોની માફક આ શુદ્રોનું પણ ખરીદી વેચાણ થતું. ધીમે ધીમે તેમનું પરિવર્તન નિકૃષ્ટ જાતિમાં થતું ગયું. કારણ કે તેમની સંખ્યા એટલી બધી વધતી ગઈ કે, વરિષ્ઠ જાતિના લોકોને આ શુદ્રોને દાસ તરીકે સાચવવાનું ભારે અશક્ય થઈ પડ્યું. યુરોપમાં પણ આવું જ બન્યું. દાસોની સંખ્યા વધતી ગયા પછી તેમની ગણના કુળોમાં કરવાની ફરજ પડી. આ કુળોને જમીનોની સાથે જ વેચી શકાતાં. આ પદ્ધતિ રશિયામાં ઈ. સ. ૧૮૬૧ સુધી પ્રચલિત હતી.

૫૪. ઉત્તર અમેરિકામાં ઇંગ્લીશ વસાહતો વધવા લાગી ત્યારે આ દાસોની પ્રથાનું પુનરુજ્જીવન વેગપૂર્વક થયું. દસ બાર અંગ્રેજ કંપનીઓએ ગુલામોનો નફાવાળો વેપાર શરૂ કર્યો. આ કંપનીના લોકો હથિયારબંધ લોકોની મદદથી આફ્રિકાનાં સાજાં તાજાં મજબૂત સ્ત્રીપુરુષોને અને યુવાન છોકરાછોકરીઓને પકડતા, વહાણમાં નાખીને તેમને અમેરિકા લઈ જતા અને ત્યાંની મોટી મોટી બજારોમાં તેમનું ખુલ્લું વેચાણ કરતા. આ અત્યંત ક્રૂર વ્યાપાર ઘણાં વર્ષો ચાલ્યો, અને અમેરિકાના જમીનદારોને આમાં કશું જ ખોટું છે એમ લાગ્યું નહિ. અમેરિકાના સ્વાતંત્ર્યનો પાયો નાખનાર ખુદ જ્યોર્જ વૉશિંગ્ટન પાસે પણ સેંકડો ગુલામો હતા.

૫૫. અમેરિકામાંથી આ ગુલામીને નિર્મૂળ કરવાનું માન અબ્રાહમ લિંકનને મળ્યું. કારણ કે, આ ગુલામીને લીધે ગોરા લોકો ઉપર જ આપત્તિ આવી પડવાનો સંભવ દેખાવા લાગ્યો, અને ગુલામીની વિરુદ્ધનાં ઉત્તર અને પશ્ચિમનાં બધાં સંસ્થાનોના ગોરાઓની આગેવાની અકસ્માત્ લિંકનને મળી. ઉત્તરના ગોરા લોકોનાં ખેતરો

નાના નાના હતા, અને તે પણ બહુ ફળદ્રુપ નહોતા આથી આ લોકો દક્ષિણના ગુલામોના સ્વામી જે જાતની મોટા પાયા ઉપરની ખેતી ચલાવતા હતા, તેમની સાથે હરિફાઈ કરી શકે એવું નહોતું ગુલામોના માલેકો પોતાનું ધાન્ય સોઘી કિંમતે વેચી શકતા, અને તેથી ઉત્તરના ખેડૂતોના ધાન્યની કિંમત પણ બજારમા બીનકુન ઓછી ઉપજતી આથી દક્ષિણના જમીનદાર અને ઉત્તરના ખેડૂતો વચ્ચે વૈમનસ્ય વધતું જાય એ સ્વાભાવિક હતું.

૫૬ આયોવા વગેરે પશ્ચિમના સંસ્થાનો હજી તાજા જ ગોરા લોકોએ વસાવેલા હતા, અને દાસોના માલેકો પોતાના દાસોને લઈને આ નવા મુલકમા પ્રવેશ કરવા માગતા હતા બેકાર પણ ફળદ્રુપ જમીન ઘણી પડી હતી પણ ત્યાના ગોરા વસાહતવાળાઓને એવો ભય લાગ્યો, કે જો એકવાર આ ગુલામોના માલેકો અહીં આવશે તો પોતાના ગુલામોના જોરે બધા જ સંસ્થાનો ઓહિયા કરી જશે, એવો તેમને ડર પેઠો અને તેથી તેઓ તથા ઉત્તરના ગોરા ખેડૂતો વચ્ચે મૈત્રી બધાઈ આવી પરિસ્થિતિમા ઉત્તરના તથા પૂર્વના સંસ્થાનોના લેખકો દ્વારા દક્ષિણના ગુલામોના માલેકો ઉપર જોરદાર હલ્લા થવા લાગ્યા, અને દિવસે દિવસે વિરોધ વધવા લાગ્યો એવામા અચાનક ઉત્તરના અને પૂર્વના ખેડૂતોની બહુમતિથી એક ગરીબ ખેડૂતનો દીકરો સંસ્થાનોના પ્રમુખ તરીકે ચુંટાયો આ જ અમેરિકાનો સુપ્રસિદ્ધ અધ્યક્ષ અબ્રાહમ લિંકન હતો ગુલામીની પ્રથા દક્ષિણના અગિયાર સંસ્થાનોની બહાર ન ફેલાય એ માટે તેણે પ્રથમ પ્રયત્ન શરૂ કર્યો પરંતુ આ પ્રયત્ન એ દક્ષિણના દાસોના માલેકો માટે તો દાસ્યવિમોચનના પહેલા પગલા તરીકે લાગ્યો, અને તેથી તેમણે પોતાનો સ્વાતંત્ર્યનો ઝંડો ફરકાવ્યો ચાર વરસ સુધી યુદ્ધ ચાલ્યું અને તેમા ઉત્તર અને પૂર્વના સંસ્થાનોનો વિજય થયો, અને પરિણામે અમેરિકાની ગુલામી જ નહિ પણ બધા જ સુધરેલા રાષ્ટ્રોમાથી ગુલામીની પ્રથા નાબૂદ થઈ

૫૭. આ રીતે સુધરેલાં રાષ્ટ્રોમાં જૂની દાસ્યપદ્ધતિનો અંત આવ્યો ખરો, પણ તેથી દાસપરિગ્રહની મનોવૃત્તિ હજી સુધી નાશ પામી નથી. અમેરિકાના નીગ્રો લોકો કાયદાથી જો કે ગુલામીમાંથી મુક્ત થયા છે, છતાં પણ તેમની સ્થિતિ તેમના દાસપૂર્વજો જેટલી જ વિકટ છે. નાના એવા કારણ માટે ધોળે દિવસે મોટા ગોરા જનસમૂહ સમક્ષ હજી આજે પણ નીગ્રોને જીવતા બાળી મૂકવામાં આવે છે! અમેરિકામાં આને લિંચિંગ (Lynching) કહે છે. ગોરી સ્ત્રીઓ પણ નીગ્રો લોકોને બાળવામાં સામેલ થાય છે! બીજી અનેક રીતે પણ નીગ્રો લોકોને હેરાનગતિ ભોગવવી પડે છે. આટલાં કષ્ટો સહન કરતાં કરતાં પણ નીગ્રો લોકોની દિવસે દિવસે અભિવૃદ્ધિ થતી જાય છે અને કોઈ વાર તેઓ આનું વેર વાળશે, એવો ગોરાઓને ડર લાગે છે.

૫૮. યુરોપીય ગોરા લોકોની દાસપરિગ્રહની લાલસા આફ્રિકાના અને પછાત એશિયાખંડના ભાગલા પાડીને પોતાને કબજે કરવામાં પરિણત થઈ છે. બધા કાળા લોકોને પકડીને તેમને પોતાના ગુલામ બનાવવાની જવાબદારી તેમને નથી જોઈતી. કાળા લોકોના દેશમાં જઈને તેમના ઉપર કાબૂ જમાવવો, તેમની પાસેથી કાચો માલ તૈયાર કરાવીને યુરોપમાં લાવવો, અને પોતાનાં કારખાનાંમાં આ કાચા માલનો પાકો માલ તૈયાર કરીને અત્યંત ધનાઢ્ય થવું, એ એમનું ધોરણ છે. કાળા લોકો કાચો માલ તૈયાર કરે છે, એટલું જ નહિ, પણ તેમને જો આધુનિક સુધારાનો ચસકો લગાડવામાં આવે તો, પોતાના ગોરા માલેકોએ તૈયાર કરેલો પાકો માલ તેઓ ખરીદે છે. આમ આ પછાત લોકો એકી વખતે ગુલામ અને ઘરાક બને છે; ઉપરાંત તેમને પોષવાની જવાબદારી ગોરા માલેકો ઉપર રહેતી નથી.

૫૯. અમેરિકન જમીનદારોને જેમ તેમનો દાસપરિગ્રહ નડ્યો,

તેની જ રીતે તેની આ નવી આવૃત્તિ યુરોપીય ગોરા માલેકોને નડશે એમા શક નથી. દક્ષિણના સંસ્થાનોને જ નહિ, પણ બધા જ અમેરિકન સસ્થાનોને તેમની આ ગુલામીનુ પરિપાલન પોતાની તરુણ પેઢીના રક્તપ્રવાહથી કરવુ પડયુ. દાસ્યવિમોચનના યુદ્ધમા લાખો યુવાન અમેરિકનો માર્યા ગયા એ ઇતિહાસપ્રસિદ્ધ હકીકત છે. યુરોપિયન ગોરાઓએ પોતાના પાપના પ્રક્ષાલનની શરૂઆત ગત મહાયુદ્ધથી કરી છે. પરતુ તેમના આ રક્તસ્નાનો કયારે પૂરા થશે એ કહી શકાય એમ નથી. કાળા લોકો ઉપર કાબૂ મેળવવાનો તેમનો લોભ ઓછો થયો નથી. અને જ્યા સુધી તેમની આ દાસ-પરિગ્રહની વાસના ચાલુ રહેશે, ત્યા સુધી ઉત્તરોત્તર વધારે મોટા રક્તસ્નાનો કરીને તે પાપવાસનાનુ તેમણે પ્રક્ષાલન કરવુ પડશે.

૬૦. આ અભિનવ દાસવાસનામાથી માત્ર રશિયા મુક્ત થયુ છે સમરકદ, બુખારા, વગેરે જગાના પછાત લોકો ઉપર ઝારશાહીમા જે અત્યાચારો થતા, તે હાલની કમ્યુનિસ્ટ કારકીર્દિમા બધ થયા છે. એટલુ જ નહિ, પણ આ લોકોને સમાનતા ઉપર લઈ આવવાના બોલ્શેવિકોના પ્રયત્નો ચાલુ જ છે આ મુસલમાન દેશોમા સ્ત્રીઓ પડદામા સબડતી હતી, તેમને બોલ્શેવિકો પડદામાથી બહાર લાવ્યા, અને તેમના શિક્ષણની બધી જવાબદારી પોતાને માથે લઈ લીધી જેઓને માટે શક્ય હોય એવા વાચકો આ સબધેનુ 'The Red Star in Samarkand' નામનુ Anna L Strong નામની અમેરિકન વિદુષીનુ લખેલુ પુસ્તક જરૂર વાચે અને એ પુસ્તકની તથા મિસ મેયોના 'Mother India'ની તુલના કરે

૬૧ પરતુ મિસ મેયોના વખાણ કરનારા મૂડીવાળાઓને બોલ્શેવિકોનુ આ કાર્ય કેમ રુચે ? તેઓ એવો બૂમાટો ઉઠાવી રહ્યા છે કે, બોલ્શેવિકો પોતાનુ 'રાતુ સામ્રાજ્ય' (Red Empire)

બચે કે નાવવા માગે છે આધુનિક ગુલામોને મુક્ત કરવા, એ જો રાતી સામ્રાજ્યશાહી ગણાય તો નીગ્રોને મુક્ત કરનાર લિંકનને કાળી સામ્રાજ્યશાહીનો સ્થાપક કેમ ન ગણવો? મતલબ કે, આ અભિનવ ગુલામીના દુષ્પરિણામોનો અનુભવ હજી યુરોપના મૂડી વાળાઓને મળ્યો નથી જ્યાં સુધી પોતાના દેશના બેકાર લોકોને થોડું ઘણું વેતન આપીને શાંત રાખી શકાય છે, ત્યાં સુધી તેઓ આ ગુલામી ચાલુ રાખી શકશે પરંતુ તેમનો અંદર અંદરનો કનહ કઈ રીતે બંધ થાય? ઇંગ્લાંડ અને ફ્રાંસ પાસે પુષ્કળ પ્રમાણમાં ગુલામો છે, તો ઇટાલિને પણ કેમ ન હોય? અને જે ગુલામો જર્મનીના હાથમાથી છૂટીને ઈંગ્લાંડ અને ફ્રાંસના તાબામાં ગયા તે જર્મનીને પાછા કેમ ન મળે?

૧૨ રશિયન લોકો આ અભિનવ દાસ્યના દુષ્પરિણામો આટલા વહેલા જોઈ શક્યા તે માટે તેમનું ખરેખર અભિનંદન કરવું જોઈએ આખી દુનિયાને આ દાસ્યમાથી મુક્ત કરવા તેઓ અસમર્થ છે છતાં પોતાના સામ્રાજ્યમાથી તો આ પ્રથાને તેમણે સમૂળ નાબૂદ કરી છે અને ચીન દેશ આમાથી મુક્ત થાય એ માટે તેઓ ઉત્કંઠિત જણાય છે આમાં એમનો સ્વાર્થ હોઈ શકે દક્ષિણ અમેરિકાના નાના નાના રાજ્યોને યુરોપીય રાજાઓની પરાધીનતામાથી મુક્ત કરવામા સંયુક્ત સંસ્થાનોના આગેવાનોનો સ્વાર્થ હતો જ પણ એ સ્વાર્થ ઉંચા દરજ્જાનો હતો પોતાની આસપાસ જો રાજસત્તા બળવાન થતી જાય તો, પોતાની પ્રજાસત્તાક પદ્ધતિનો લોપ થશે, એ તેમને ભય હતો અને આ કારણથી જ યુરોપીય રાજાઓની ધૂસરીમાથી મુક્ત થવામા દક્ષિણ અમેરિકાના સંસ્થાનોને તેમણે મદદ કરી બોલ્શેવિકોનો સ્વાર્થ પણ આ જાતનો જ છે ચીન દેશની સરહદ તેમની અડોઅડ આવી ગઈ છે ત્યાં જો જાપાનની મૂડીવાદી સત્તા સ્થિર થાય, તો તેનાથી

પોતાની સમાજસત્તાને નુકશાન થશે, એવો તેમને ભય છે, અને કેવળ પોતાની સમાજસત્તાના રક્ષણ માટે, ચીનમા પણ તેઓ સમાજસત્તા સ્થાપવા માગે છે આવો સ્વાર્થ એ સ્વાર્થ હોય તો પણ ઉચ્ચ કોટિનો છે, એ કોણ કબૂલ નહિ કરે ?

૬૩. ઉપરના વિવેચન ઉપરથી એટલુ જણાશે કે, સ્રીને કે દાસદાસીઓને પરિગ્રહમા દાખલ કરવાથી મનુષ્યજાતિ ઉપર અનેક સકટો આવી પડે છે. તેમને સપૂર્ણ સ્વતત્રતા આપીને તેમની સાથે સમભાવથી વર્તવુ, એ મનુષ્યજીવનના વિકાસ માટે અત્યત આવશ્યક છે. બૌદ્ધોની અને જૈનોની માન્યતા પ્રમાણે સ્રીપુત્રોનો અને દાસદાસીઓનો ત્યાગ કરીને સન્યાસ લેવાથી, આ બન્ને પરિગ્રહોમાથી મનુષ્યજાતિ મુક્ત નહિ થાય, એ ઇતિહાસનો અનુભવ છે આખી મનુષ્યજાતિ તો એક બાજુએ રહી, પણ આ શ્રમણો પોતે પણ આ પરિગ્રહોમાથી મુક્ત થઈ શકતા નથી આરામિક અને વિહારસેવકોના રૂપે તેઓ દાસપરિગ્રહ સ્વીકારે છે, અને એ માટે સાચાખોટા પુરાણો રચીને અતિપરિગ્રહી રાજાઓની ખુશામદ કરવાનો વારો તેમને માથે આવે છે, એ બીજા વિભાગમા બતાવ્યુ છે * એટલે આ બાબતમા કાર્લ માર્ક્સ અને તેના સમાજવાદી અનુયાયીઓ જે માર્ગ બતાવે છે તે જ યોગ્ય લાગે છે

૬૪ સ્રીઓ અને ગુલામો પછી જમીનજુમનાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. બધી સ્રીઓને સ્વાતત્ર્ય આપવામા આવે, કાળા ગોરામા ભેદ ન રહેતા સર્વ મનુષ્યના હક્કો સમાન થાય, તો પણ જમીન અને બીજા ઉત્પાદનના સાધનો જો ખાનગી માલેકીના રહે, તો સ્રીઓની કે દાસોની સ્વતત્રતા અલ્પકાળ પણ ટકી શકશે નહિ જમીન ઉપર મહેનત કરીને પેટ ભરનારા બધા કુળોનુ જીવિત જમીન-દારોના હાથમા રહેવાનુ, અને કારખાનામા કામ કરનાર મજૂરોનુ

* વિ૦ ૨. ૧૦૨-૧૧૯ જુઓ

જીવન કારખાનાના માલીકના હાથમાં રહેવાનું એ સ્પષ્ટ છે. આવું ન બને માટે બોલ્શેવિકોના મત પ્રમાણે જમીન, કારખાનાં અને તેને ઉપયોગી–બેંકો, રેલવે વગેરે–બધાં સાધનો સામાજીક માલીકીનાં બનાવવાં જોઈએ.

૬૫. બૌદ્ધો અને જૈનોનો ઉપાય આ બાબતમાં પણ નિરુપયોગી નિવડ્યો છે. ઘણાં માણસો જો જમીનો ને ઘરબાર છોડીને સંન્યાસી થાય તો તેનાથી આખા સમાજનું અને કાળાંતરે આવા સંન્યાસી સંઘોનું પણ અહિત જ થાય છે. જમીન ઉપર ખેડનારા ને કામ કરનારા કોઈક તો જોઈએ જ. બધાં સ્ત્રીપુરષો જો જમીનોનો ત્યાગ કરીને સંન્યાસી થાય, તો થોડા કાળમાં જ બધાને ભૂખે મરવાનો વારો આવે. પોતાનો જીવનનિર્વાહ ચલાવવા માટે જ આ સંન્યાસી સંઘોને રાજાઓ પાસેથી ઈનામો મેળવવાં પડ્યાં. અને તેમ કરવાથી તેમની અધોગતિ કેમ થઈ એ ત્રીજા ભાગમાં વિસ્તારપૂર્વક દર્શાવવામાં આવ્યુ છે. અર્થાત્ જમીનજુમલાનો ત્યાગ કરવાથી આ અપરિગ્રહની સિદ્ધિ થવી શકય નથી. જો બધાને જીવવું હશે, તો બધાએ મહેનત કરવી પડશે. રાજા અને જમીનદારો ભયંકર એશઆરામમાં દિવસો ગાળે, અને શ્રમણબ્રાહ્મણો એદીપણામાં દિવસો ગાળે તો શ્રમજીવી સમાજ ઉપર અતિશય બોજો આવીને તે ભાર નીચે તેઓ છુંદાઈ જાય, અને તેનાં દુષ્પરિણામો બધાને જ એક સરખી રીતે ભોગવવાં પડે. આથી જમીનજુમલાના પરિગ્રહનો ત્યાગ કરવો એટલે આ પરિગ્રહ સામાજીક માલીકીનો બનાવવો, એવો જે સમાજવાદીઓનો સિદ્ધાન્ત છે, તે જ માનવજાતિની ઉન્નતિ માટે હિતકારક છે.

**સત્યાગ્રહ**

૬૬. સત્યાગ્રહ એટલે અહિંસા અને સત્ય એ બે થાંભલા પાયા ઉપર ઉભા રહીને દુષ્ટ કાયદાઓનો પ્રતિકાર કરવો, અને તેમ કરતાં

જે કષ્ટો સહન કરવા પડે તે સંતોષપૂર્વક સહન કરવા. પરંતુ આ સત્યાગ્રહથી આપણે જે સ્વરાજ્ય મેળવવાના છીએ તે કેવા પ્રકારનું હશે, તેની ઘણાને ખબર નથી, અને સત્યાગ્રહના અધિનાયક મહાત્મા ગાધીજી પણ આ સબધમાં વિશદતાથી સ્પષ્ટતા કરતા નથી. આથી કેટલાક લોકો મોહમા પડ્યા છે, અને વારંવાર મહાત્મા ગાધીજીને આ બાબતના ખુલાસા પૂછે છે દાખલા તરીકે ૧૯૩૪ ના જુલાઈમા મહાત્મા ગાધીજી સયુક્ત પ્રાંતમા પ્રવાસ કરતા હતા ત્યારે, ત્યાના જમીનદારોએ તેમને પ્રશ્ન પૂછ્યો કે, આપ જે સ્વરાજ્ય મેળવવા માગો છો તેમા અમારૂ શુ થશે? મહાત્માજીએ જવાબ આપ્યો કે, 'તમે જનતાના પાલક છો એમ સમજીને જો વર્તશો, તો સ્વરાજ્યમા તમારે કોઈનાથી ડરવાનુ કારણ નથી.' એ જ રીતે ગાધીજી કોઈ રાજાના મહેમાન થાય છે ત્યારે, 'રાજાઓએ રામરાજ્યનો આદર્શ પોતાની નજર સામે રાખીને વર્તન કરવુ' એવો ઉપદેશ કરે છે.

૬૭ મહાત્માજીના આ ઉપદેશથી મોટા માણસોને સંતોષ મળતો હશે, પરતુ અમારા જેવા સામાન્ય માણસને આ ઉપદેશ ગળે ઉતરતો નથી ઇતિહાસના પરિશીલનથી અમારી એવી માન્યતા બધાઈ છે કે, ઉપર વર્ણવેલ અપરિગ્રહ સિવાય સત્ય અને અહિંસા કદી પણ ટકવાના નથી રાજા કે જમીનદારનો અમે દ્વેષ કરતા નથી. પરિસ્થિતિએ તેમને ઉત્પન્ન કર્યા છે પરતુ તેમને આપણા પાલક ગણવા એ સર્વથા અયોગ્ય છે. તેમના પૂર્વજોએ કેવળ હિંસાત્મક બુદ્ધિ તથા બળથી સપત્તિ મેળવી, અને આજે પણ હિંસાના બળથી જ તેઓ તેનુ રક્ષણ કરે છે આ રીતે હિંસામા રચીપચી રહેલા લોકોને સત્યના અને અહિંસાના પાલક બનાવવા એ ચોરના હાથમા તિજોરીની ચાવીઓ સોંપી દેવા જેવુ હાસ્યાસ્પદ ગણાય'

૬૮ ઇસુખ્રિસ્તની પાસે એક જુવાન ધનાઢ્ય ગૃહસ્થ આવ્યો અને બોલ્યો, 'સદ્‌ગુરુજી, ચિરજીવ થવા માટે મારે કેવા પ્રકારનુ

આચરણ કરવું?' ઈસુએ જવાબ આપ્યો, 'મને તું સદ્‌ગુરુ શા માટે કહે છે? માત્ર પરમેશ્વર સત્ છે. છતાં પણ જો તારે જીવનમાં પ્રવેશ કરવો હોય તો, તું પરમેશ્વરની આજ્ઞા પાળ.' આથી તે યુવાને પૂછ્યું, 'કઈ આજ્ઞાઓ છે?' ઈસુએ જવાબ આપ્યો, 'હત્યા કરીશ નહિ, પરદારાગમન કરીશ નહિ, ચોરી કરીશ નહિ, અને અસત્ય બોલીશ નહિ. માબાપનું માન જાળવજે, અને પાડોશી ઉપર પ્રેમ કરજે.' ત્યારે તે યુવાને કહ્યું, 'આ બધા નિયમો તો હું નાનપણથી પાળતો આવ્યો છું. હવે મારામાં શાની ઉણપ છે?' ઈસુએ જવાબ આપ્યો, 'તું નિર્દોષ થવા માગતો હો, તો જા અને તારી સંપત્તિ વેચી નાખીને તેના જે પૈસા ઉપજે તે બધા ગરીબોમાં વહેંચી દે. એમ કરવાથી તને દિવ્ય ખજાનો મળશે. અને પછી મારી પાસે આવીને મારો અનુયાયી થા.' આથી તે યુવાન જ ખવાણો પડીને ત્યાંથી ચાલતો થયો. કારણ કે, તેનો પરિગ્રહ ઘણો જબરો હતો. પછી ઈસુએ પોતાના અનુયાયીઓને કહ્યું, 'હું કહું છું કે, ધનાઢ્ય માણસનો સ્વર્ગમાં પ્રવેશ થવો મુશ્કેલ છે. અને ફરી તમને કહું છું કે, ઊંટ સોયના છિદ્રમાંથી નીકળી શકશે, પણ શ્રીમંત માણસ ઈશ્વરી રાજ્યમાં પ્રવેશ કરી શકશે નહિ.' (Matthew 19, 16–24)

૬૯. આવી જ જાતનો ઉપદેશ આજના આપણા રાજાઓ અને જમીનદારોને મહાત્માજી આપે એ યોગ્ય છે. અને એવો ઉપદેશ કરવા તેઓ સમર્થ છે: "ભાઈઓ, તમારા પૂર્વજોએ આ સંપત્તિ હિંસક બુદ્ધિ અને બળથી મેળવી છે, અને આજે હિંસાત્મક બળના આધારે જ તેનું રક્ષણ તમે કરો છો. હિંસાત્મક બળ આજે અંગ્રેજોના હાથમાં એકત્રિત થયું છે; અને તેથી તમારે અંગ્રેજોનો આશરો લેવો પડે છે. આવા પ્રકારની સંપત્તિ સાથે લઈને તમે અહિંસાના અને સત્યના સામ્રાજ્યમાં કેવી રીતે આવી શકશો?

ઊંટ સોયના કાણામાં પ્રવેશ કરી શકશે, પણ તમે અહિંસાત્મક સામ્રાજ્યમાં પ્રવેશ કરી શકશો નહિ. છતાં આજે જ તમારી સંપત્તિ વેચી નાખીને ગરીબોને વહેંચી આપો, એવો અમારો આગ્રહ નથી. માત્ર સમય આવે ત્યારે અહિંસા અને સત્યનું સામ્રાજ્ય સ્થાપવા માટે તમે એક પગે તૈયાર રહેજો.

૭૦. " અમારા સ્વરાજ્યમાં તમારા જેવા પરિગ્રહી માણસોનો જો પ્રવેશ થાય તો, તેમાં એક દિવસ પણ અહિંસા અને સત્ય ટકી શકશે નહિ. તમારા પરિગ્રહના રક્ષણ માટે અમારે આઠે પહોર હિંસા કરવા તત્પર રહેવું પડશે અને આટલાથી ન પતવાને લીધે શ્રમણબ્રાહ્મણોને જેમ સાચા ખોટા પુરાણો રચવા પડ્યા તેમ અમારે પણ રચવા પડશે અથવા તો હાલના અધિકારી વર્ગની માફક સેફગાર્ડઝની ઘટના અને રાષ્ટ્રસંઘની રચના કરવી પડશે એટલે અમારે અસત્યના અને હિંસાના મહાપંકમાં આળોટવું પડશે. આથી પરિગ્રહી લોકોને અમે અમારા સ્વરાજ્યમાં જગા આપવા માગતા નથી "

૭૧ આના જવાબમાં હાલના સુસંપન્ન લોકો કહેશે કે, ' જો એમ હોય તો અમે અંગ્રેજોનો છેડો કેમ ન ઝાલી રાખીએ ?' " પણ, ગૃહસ્થો, અંગ્રેજોનો છેડો ઝાલવાથી તમારી એસ્ટેટો અને રાજ્યો તમે ચિરકાળ સાચવી શકશો એમ જો માનતા હો તો તે તમારો ચોકખો ભ્રમ છે ઝારનું અને તેના ઉમરાવોનું સામર્થ્ય અંગ્રેજો કરતાં કેટલાય ગણું વધારે હતું પણ એ સામર્થ્ય ક્યાં ગયું ? જે ઝાર કરોડો માણસોને રણક્ષેત્રમાં મૃત્યુના મુખમાં મોકલી શક્યો, તે જ ઝાર પોતે સ્ત્રીપુત્રો સહિત અસહાય થઈને મરણ પામ્યો. આજે રશિયાના એ ઉન્મત્ત અમીર ઉમરાવો ક્યાં છે ? પેરિસ, ન્યુયૉર્ક વગેરે શહેરોમાં દરવાનના કે મોટર હાંકવાનાં કામો કરીને જેમ તેમ કરીને તેઓ પોતાનો પેટગુજારો કરે છે ' પાશ્ચાત્ય મૂડીવાળાઓએ આટલોય આશરો આજે તેમને આપ્યો છે, પણ તમને

આચરવું કરવું?' ઈસુએ જવાબ આપ્યો, 'મને તું સદ્‌ગુરુ શા માટે કહે છે? માત્ર પરમેશ્વર સત્ છે છતાં પણ જો તારે જીવનમાં પ્રવેશ કરવો હોય તો, તું પરમેશ્વરની આજ્ઞા પાળ.' આથી તે યુવાને પૂછ્યું, 'કઈ આજ્ઞાઓ છે?' ઈસુએ જવાબ આપ્યો, 'હત્યા કરીશ નહિ, પરદારાગમન કરીશ નહિ, ચોરી કરીશ નહિ, અને અસત્ય બોલીશ નહિ માબાપનું માન જાળવજે, અને પાડોશી ઉપર પ્રેમ કરજે.' ત્યારે તે યુવાને કહ્યું, 'આ બધા નિયમો તો હું નાનપણથી પાળતો આવ્યો છું હવે મારામાં શાની ઉણપ છે?' ઈસુએ જવાબ આપ્યો, 'તું નિર્દોષ થવા માગતો હો, તો જા અને તારી સંપત્તિ વેચી નાખીને તેના જે પૈસા ઉપજે તે બધા ગરીબોમાં વહેંચી દે એમ કરવાથી તને દિવ્ય ખજાનો મળશે અને પછી મારી પાસે આવીને મારો અનુયાયી થા' આથી તે યુવાન જખવાણો પડીને ત્યાંથી ચાલતો થયો કારણ કે, તેનો પરિગ્રહ ઘણો જબરો હતો પછી ઈસુએ પોતાના અનુયાયીઓને કહ્યું, 'હું કહું છું કે ધનાઢ્ય માણસનો સ્વર્ગમાં પ્રવેશ થવો મુશ્કેલ છે અને ફરી તમને કહું છું કે, ઉંટ સોયના છિદ્રમાંથી નીકળી શકશે, પણ શ્રીમંત માણસ ઈશ્વરી રાજ્યમાં પ્રવેશ કરી શકશે નહિ' (Matthew 19, 16–24)

૬૯ આવી જ જાતનો ઉપદેશ આજના આપણા રાજાઓ અને જમીનદારોને મહાત્માજી આપે એ યોગ્ય છે અને એવો ઉપદેશ કરવા તેઓ સમર્થ છે "ભાઈઓ, તમારા પૂર્વજોએ આ સંપત્તિ હિંસક બુદ્ધિ અને બળથી મેળવી છે, અને આજે હિંસાત્મક બળના આધારે જ તેનું રક્ષણ તમે કરો છો હિંસાત્મક બળ આજે અંગ્રેજોના હાથમાં એકત્રિત થયું છે, અને તેથી તમારે અંગ્રેજોનો આશરો લેવો પડે છે આવા પ્રકારની સંપત્તિ સાથે લઈને તમે અહિંસાના અને સત્યના સામ્રાજ્યમાં કેવી રીતે આવી શકશો?

ઊંટ સોયના કાણામાં પ્રવેશ કરી શકશે, પણ તમે અહિંસાત્મક સામ્રાજ્યમાં પ્રવેશ કરી શકશો નહિ. છતાં આજે જ તમારી સંપત્તિ વેચી નાખીને ગરીબોને વહેંચી આપો, એવો અમારો આગ્રહ નથી. માત્ર સમય આવે ત્યારે અહિંસા અને સત્યનું સામ્રાજ્ય સ્થાપવા માટે તમે એક પગે તૈયાર રહેજો.

૭૦. "અમારા સ્વરાજ્યમાં તમારા જેવા પરિગ્રહી માણસોનો જો પ્રવેશ થાય તો, તેમાં એક દિવસ પણ અહિંસા અને સત્ય ટકી શકશે નહિ. તમારા પરિગ્રહના રક્ષણ માટે અમારે આઠે પહોર હિંસા કરવા તત્પર રહેવું પડશે અને આટલાથી ન પતવાને લીધે શ્રમણબ્રાહ્મણોને જેમ સાચા ખોટા પુરાણો રચવા પડ્યા તેમ અમારે પણ રચવા પડશે, અથવા તો હાલના અધિકારી વર્ગની માફક સેફગાર્ડઝની ઘટના અને ગળ્ટ્રસંઘની રચના કરવી પડશે. એટલે અમારે અસત્યના અને હિંસાના મહાપંકમાં આળોટવું પડશે. આથી પરિગ્રહી લોકોને અમે અમારા સ્વરાજ્યમાં જગા આપવા માગતા નથી."

૭૧. આના જવાબમાં હાલના સુસંપન્ન લોકો કહેશે કે, 'જો એમ હોય તો અમે અંગ્રેજોનો છેડો કેમ ન ઝાલી રાખીએ?' "પણ, ગૃહસ્થો, અંગ્રેજોનો છેડો ઝાલવાથી તમારી એસ્ટેટો અને રાજ્યો તમે ચિરકાળ સાચવી શકશો એમ જો માનતા હો તો તે તમારો ચોકખો ભ્રમ છે. ઝારનું અને તેના ઉમરાવોનું સામર્થ્ય અંગ્રેજો કરતાં કેટલાય ગણું વધારે હતું. પણ એ સામર્થ્ય ક્યાં ગયું? જે ઝાર કરોડો માણસોને રણક્ષેત્રમાં મૃત્યુના મુખમાં મોકલી શક્યો, તે જ ઝાર પોતે સ્ત્રીપુત્રો સહિત અસહાય થઈને મરણ પામ્યો. આજે રશિયાના એ ઉન્મત્ત અમીર ઉમરાવો ક્યાં છે? પેરિસ, ન્યુયૉર્ક વગેરે શહેરોમાં દરવાનના કે મોટર હાંકવાના કામો કરીને જેમ તેમ કરીને તેઓ પોતાનો પેટગુજારો કરે છે! પાશ્ચાત્ય મૂડી-વાળાઓએ આટલોય આશરો આજે તેમને આપ્યો છે, પણ તમને

તો એ આશરો મળવો પણ અશક્ય છે. હિંદુસ્તાન છોડીને જો તમારે નાસી જવાનો વારો આવે, તો એશિયાટિક તરીકે અમેરિકામાં તો તમારો પ્રવેશ જ થઈ શકશે નહિ, અને યુરોપમાં જો તમને પ્રવેશ મળે તો પણ દરવાન કે મોટર હાંકનારના કામો તમને કોઈ આપશે નહિ. કારણ કે યુરોપના કામદારો જ બેકારીમાં સપડાયા છે. આ પરિસ્થિતિમાં તમે અંગ્રેજોને શરણે જઈને થોડો કાળ આત્મરક્ષણ કરી શકશો, પણ નિર્ભય થઈ શકશો નહિ. અને સતત ભયભીત બનીને જીવન વીતાવવું એ તો ચોકખો નરકવાસ છે. આમાંથી જો તમારે મોક્ષ જોઈતો હોય, તો તમારા પરિગ્રહની વાસનાનો ત્યાગ કરો અને અમારી સાથે આવો. બધા લોકોની સેવામાં જે અપ્રતિમ આનંદ છે, તેના તમે ભાગીદાર થાઓ."* આ ઉપદેશ મહાત્મા ગાંધીજીના મુખમાં નહિ શોભે એમ કોણ કહેશે?

* વિનયપિટકના ચુલ્લવગ્ગમાં શાક્યોના રાજા ભદ્દિયની વાત આવે છે. બીજા પાંચ શાક્યકુમાર અને છઠ્ઠો હજામ, એમ છ જણાની સાથે તે યુવાનીમાં જ ભિક્ષુ થયો અને એકાંતવાસમાં રહેવા લાગ્યો. ત્યારે તે 'अहो सुख अहो सुख' એવા ઉદ્‌ગાર કાઢયા કરતો હતો. આ ઉદ્‌ગાર સાંભળીને કેટલાક ભિક્ષુઓને એવી શંકા ઉપજી કે, તેને પોતાના રાજ્યસુખનું સ્મરણ થતું હોવું જોઈએ. ભગવાનને આ વાતની ખબર પડી, અને તેમણે ભદ્દિયને બોલાવીને આ બાબતમાં તપાસ કરી. ત્યારે ભદ્દિય બોલ્યો, "ભગવન્, હું જ્યારે રાજા હતો ત્યારે મારા રક્ષણ માટે રાજમહેલમાં અને રાજમહેલની બહાર, નગરમાં અને બહાર, દેશમાં અને દેશ બહાર સંપૂર્ણ તૈયારી રાખવામાં આવતી. એમ છતાં પણ હું ભયભીત, ઉદ્વિગ્ન, સાશંક અને ત્રસ્ત વૃત્તિવાળો રહેતો. પરંતુ હવે હું અરણ્યમાં કે એકાંતવાસમાં નિર્ભય, અનુદ્વિગ્ન, નિઃશંક અને નિસ્ત્રસ્તવૃત્તિથી સંચાર કરું છું, અને તેથી જ મારા મુખમાંથી 'अहो सुख, अहो सुख' એવા ઉદ્‌ગાર નીકળે છે."

રાજ્યસુખના ત્યાગથી ઉત્પન્ન થતા આનંદની આ વાત થઈ. વળી શાંતિદેવાચાર્ય પોતાના 'બોધિચર્યાવતાર' નામના ગ્રંથમાં લખે છે —

૭૨. આના ઉપર પરિગ્રહી સંપન્ન લોકો સવાલ કરશે કે, "તમે અમારી જમીનો અને રાજ્યો જબરદસ્તીથી ખાલસા કરશો?" તેનો જવાબ અમે એવો આપીએ છીએ કે,—"એનો આધાર તમારા ઉપર છે. તમારા અંતઃકરણમાં સામાન્ય જનતા પ્રત્યે જે અનુકંપા ઉપજે, પાર્શ્વની જેમ અને બુદ્ધની જેમ પરિગ્રહમાં તમને ભય જણાય, તો તમારી જમીન વગેરે તમારી પાસેથી પડાવી લેવાની જરૂર જ રહેશે નહિ. જાપાનમાં ઘણા માંડળિક રાજાઓ હતા, અને તે બધા પોતપોતાના અધિકાર માટે અંદર અંદર લડતા હતા. પરંતુ જ્યારે તેમનામાં રાષ્ટ્રપ્રેમ જાગ્રત થયો, ત્યારે મિકાડોદ્વારા તેમણે પોતાના બધા અધિકારો સ્વદેશાર્પણ કર્યા. તેમના કરતાં પણ તમે હીન છો એવું અમે માનતા નથી. જે દેશમાં પાર્શ્વ અને બુદ્ધ જેવા ત્યાગી તત્ત્વજ્ઞ અને પ્રાણિમાત્રની સેવામાં દક્ષ રહેનારા અશોક જેવા રાજાઓ જન્મ્યા છે, તે જ દેશના તમે રાજાઓ અને જમીનદારો આવી મહા વિભૂતિઓનું અનુકરણ કરવા અસમર્થ છો એવું અમને લાગતું નથી. કેવળ સ્વદેશ માટે જ નહિ પણ સર્વ માનવજાતિની ઉન્નતિ માટે તમારે

---

सर्वत्यागश्च निर्वाणं निर्वाणार्थि च मे मनः ।
त्यक्तव्यं चेन्मया सर्वं वरं सत्त्वेषु दीयताम् ॥

( સર્વસ્વનો ત્યાગ એ જ નિર્વાણ છે, અને તેની હું ઇચ્છા કરું છું. જો મારે સર્વસ્વ છોડવું હોય તો તે પ્રાણિમાત્રના હિત માટે આપી દેવું સારું. )

मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रामोद्यसागराः ।
तैरेव ननु पर्याप्तं मोक्षेणारसिकेन किम् ॥

( પ્રાણિમાત્ર દુઃખમાંથી મુક્ત થતાં જે આનંદસાગરની પ્રાપ્તિ થશે, તેટલાથી શું તૃપ્તિ નહિ થાય? અરસિક મોક્ષનું શું કામ છે? )

પોતાની મોટી મોટી જાગીરોનો મનુષ્યજાતિ માટે ત્યાગ કરવાથી અમારા ધનિકો આવા અપ્રતિમ આનંદના ભાગીદાર થવાનું પસંદ નહિ કરે?

આ તમારા નાના એવા પરિગ્રહનો ત્યાગ કરવા તત્પર થવું જોઈએ. જો આ ત્યાગનો તમે અમલ કરી બતાવશો તો તમારી કીર્તિ જગતના ઇતિહાસના અંત સુધી અજરામર થશે. પણ જો તમે સ્વાર્થી થઈને તમારી જાગીરો સાચવીને બેસી રહેશો તો તમારા પ્રત્યે કોને આદર રહેશે? તમે આ હીન વૃત્તિ છોડો, અને મહાત્મા ગાંધીજી કહે છે, તે પ્રમાણે હિંદુસ્તાનના ખરા પાલક કે માર્ગદર્શક બનો. એ માટે તમને જાગૃત કરવાનો અમે શક્ય તે પ્રયત્ન કરશું અને તેમાં અમને યશ મળશે એવી આશા રાખીને આગળ વધશું."

૭૩. જેમ રાજાઓનો, જમીનદારોનો અને બીજા ધનિક વર્ગનો સંપત્તિપરિગ્રહ આપણા દેશને અકલ્યાણકારક થાય છે, તેટલો જ કે તેથી પણ વધારે સામાન્ય લોકોનો સાંપ્રદાયિકતાપરિગ્રહ અકલ્યાણકારક થાય છે. સાંપ્રદાયિક્તા એ અફીણ છે એવું સમાજવાદીઓ કહે છે અને અમને આજે એનો અનુભવ થતો જાય છે. પરંતુ સાંપ્રદાયિકતાનું વ્યસન ઓછું કરવા માટે રાષ્ટ્રીયતાનું નવું વ્યસન સ્વીકારવું યોગ્ય જણાતું નથી. સાંપ્રદાયિકતા જો અફીણ છે તો રાષ્ટ્રીયતા દારૂ છે; અને તેનાં દુષ્પરિણામો પાશ્ચાત્ય દેશોને અને જાપાનને આજે કેવાં ભોગવવાં પડે છે એ અમે જોઈએ છીએ. એટલે ધનિકોને સંપત્તિપરિગ્રહમાંથી, સામાન્ય જનતાને સાંપ્રદાયિકતાપરિગ્રહમાંથી અને અનુકરણશાલી શિક્ષિત વર્ગને રાષ્ટ્રીયતાપરિગ્રહમાંથી મુક્ત કરવા એ આજના આપણા આગેવાનોનું મુખ્ય કર્તવ્ય છે. ઓછામાં ઓછું તેઓએ તો આ બધા પરિગ્રહોમાંથી મુક્ત થવું જોઈએ. પોતે જ જો આ પરિગ્રહમાં ખૂંચેલા હોય તો બીજાનો તેઓ ઉદ્ધાર કરે એ અસંભવિત છે. સત્યાગ્રહની સિદ્ધિ માટે આ પરિગ્રહોનું અને તેમાંથી મુક્ત થવાનાં સાધનોનું જ્ઞાન અને તદનુરૂપ આચરણ અત્યંત આવશ્યક છે.

## પ્રજ્ઞા અને અહિંસા

૭૪. પશુપક્ષીઓમાં એક પ્રકારનું જ્ઞાન હોય છે, પણ તેને પ્રજ્ઞા કહી શકાય નહિ. પૂર્વાનુભવથી જે જ્ઞાનનો વિકાસ થાય છે તેને પ્રજ્ઞા કહે છે. આવી પ્રજ્ઞા માત્ર મનુષ્યજાતિમાં જ જોવામાં આવે છે. હાથી વગેરે પશુઓ આજથી પાંચ હજાર વર્ષ પહેલાં ટોળામાં રહેતા હતા, તેવી જ રીતે આજે પણ રહે છે. જૂદી જૂદી જાતનાં પક્ષીઓ આજથી પાંચ હજાર વર્ષ પહેલાં જે જાતના માળા બાંધતા હતા એવા જ માળા આજે પણ બાંધે છે. એટલે કે, આ પશુપક્ષીઓના જ્ઞાનમાં તેમના પૂર્વાનુભવથી અભિવૃદ્ધિ થતી નથી. પરંતુ મનુષ્યનું આવું નથી. તે પોતાના પૂર્વાનુભવનો ઘણો ઉપયોગ કરે છે. માણસ પાસે પશુની માફક પોતાના સંરક્ષણ માટે શીંગડાં, નખો વગેરે સાધનો નથી, છતાં કેવળ પોતાની પ્રજ્ઞાના જોરે મનુષ્ય જૂદી જૂદી જાતનાં શસ્ત્રો તૈયાર કરીને પોતાનું સંરક્ષણ કરવા સમર્થ થાય છે. પ્રજ્ઞાનો વિકાસ થવા માટે જેમ પૂર્વાનુભવની આવશ્યકતા છે તેમજ સામાજીક ઘટનાની પણ આવશ્યકતા છે. માત્ર એક જ મનુષ્યના અનુભવથી જ્ઞાનનો વિકાસ થઈ શકતો નથી. તેના અનુભવનો ઉપયોગ તેના સમકાલીન, કે તેની પછી આવનારા લોકો કરે છે, અને તેમ કરવાથી મનુષ્યસમાજની પ્રજ્ઞાનો સતત વિકાસ થયા કરે છે.

૭૫. પરંતુ પ્રજ્ઞાના પ્રમાણમાં જો અહિંસાનો વિકાસ ન થાય તો તેવી પ્રજ્ઞાથી જેટલો લાભ થવો જોઈએ તેટલો થતો નથી. ધારો કે, એક ટોળીએ નવી જાતનાં હથિયારોની શોધ કરી અને તેના ઉપયોગથી શિકાર વગેરે કરીને પોતાનો નિર્વાહ કરવા લાગ્યા. પણ જો તેમની અહિંસાનો એટલે કે દયાનો જો તેટલા પ્રમાણમાં વિકાસ ન થયો હોય તો, જે જાતનું તેઓ પશુઓ સાથે વર્તન

રાખે છે, એવું જ બીજી રોગીના લોકો સાથે પણ ગણશે. એટલે જો બીજી દુર્બળ રોગીઓ તેમને મળે તો તેમને તેઓ મારી નાખે છે અને કેટલીક રોગીના લોકો તો પોતાના શત્રુઓનું માંસ પણ ખાય છે! મતલબ કે, પ્રજ્ઞા મનુષ્યસમાજની ઉન્નતિમાં કારણભૂત અને પરિણામે તારક બને છે ખરી, પણ જો દયાની સાથે સાથે તે ન ચાલે તો મારક પણ થાય છે

૭૬. આધુનિક મનુષ્યસમાજમાં પણ આવું બનેલું જોવામાં આવે છે ઑસ્ટ્રેલિયા કે અમેરિકામાં ગોરા લોકોએ જઈને ત્યાંની લગભગ બધી મૂળ જાતિઓને નાબૂદ કરી નાખી છે આફ્રિકાના નીગ્રો લોકોનો જો કે તેઓએ સંહાર કર્યો નથી, તોપણ તેમના ઉપર ભયંકર જુલમો કર્યા છે તેમણે લાખો નીગ્રોને આફ્રિકામાંથી પકડીને અમેરિકા લઈ જઈને વસાવ્યાનો ઉલ્લેખ અમે અગાઉ કરી ગયા છીએ * હિંદુસ્તાનમાં તેઓ આવો કેર વર્તાવી શક્યા નથી, છતાં પણ સંપત્તિ–શોષણના સ્વરૂપે તેમણે અહીં પણ પુષ્કળ અત્યાચાર કર્યા છે અને આ બધું શા માટે? કારણ કે, તેઓ પોતાની પ્રજ્ઞાને પરિણામે આગળ વધ્યા, પણ તેમની દયા તેમના દેશ પુરતી જ રહી આ બન્ને ગુણોમાં જે સમત્વ જોઈતું હતું તે તેઓ ઉપજાવી શક્યા નહિ, તેથી તેઓના હાથે આવા અત્યાચારો થયા, અને હજી પણ થયા કરે છે

૭૭ સામાજિક વિકાસનું ઉત્કૃષ્ટ જ્ઞાન ધરાવનારા માર્ક્સ જેવો તત્ત્વવેત્તા ભાગ્યે જ બીજો કોઈ થયો હશે. પરંતુ યુરોપિયન લોકોની સંકુચિત વૃત્તિ તેને પણ નડી, તેણે શાસ્ત્રીય પદ્ધતિથી એમ સિદ્ધ કરી બતાવ્યું કે, આખી દુનિયાના પીડિત લોકોનું જો સંગઠન કરવામાં આવે તો તેનાથી પીડકોને દૂર કરીને એક અત્યંત સુખાવહ એવી સામાજિક ઘટના તૈયાર કરી શકાય.

* વિ૰ ૫, ૫૪

પરંતુ આ કાર્યમાં અહિંસાનો ઉપયોગ કરી શકાશે એમ તેને બીલકુલ સૂઝયું નહિ. આખી દુનિયાના પીડિતોએ એકત્ર થઈને પીડકોનો સંહાર કરવો જોઈએ, એવું તેનું કહેવું હતું અને તેને અનુસરીને જ રશિયન ક્રાંતિ થઈ છે.

૭૮. બધા પીડિત લોકો કે મજૂરો જો એકત્ર થાય તો પછી પીડકોનો સંહાર કરવાની જરૂર જ રહેશે નહિ. પરંતુ જે સંસ્કૃતિમાં માર્ક્સનો જન્મ થયો તે સંસ્કૃતિની પરંપરા જ એવી છે કે, કોઈ વિરોધી ન હોય તો તેને ચેન પડતું નથી. પાશ્ચાત્ય સંસ્કૃતિના આદિ પ્રવર્તકો ગ્રીક લોકો હતા તેમની બધી સંસ્કૃતિ તેમના શહેર પુરતી જ હતી અર્થાત્ બીજા શહેરો સાથે તેમનો પૂર્ણ વિરોધ હતો. આધુનિક યુરોપમાં આ સંસ્કૃતિ રાષ્ટ્રીયત્વમાં પરિણામ પામી છે. પોતાના રાષ્ટ્ર ખાતર કોઈ પણ કુકૃત્ય કરવું યોગ્ય છે, એવું યુરોપીય રાષ્ટ્રના લોકો સમજે છે ગ્રીક લોકોને જેમ બીજા શહેરો વિરોધી લાગતા, તેમ આ રાષ્ટ્રોને બીજા રાષ્ટ્રો વિરોધી લાગે છે, અને આવી ચડાચડી સિવાય સંસ્કૃતિની ઉન્નતિ થવાની નથી, એમ તેમના આગેવાનો પ્રતિપાદન કરે છે. આમાંથી કાર્લ માર્ક્સે એ માર્ગ કાઢ્યો કે, બધા મજૂરવર્ગને એક કરીને મૂડીવાળા લોકોની સામે તેમને કરવા એટલે કે આજે જે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિરોધ છે, તે મૂડીવાળા અને મજૂર વચ્ચે ફેરવી નાખવો. અને એક વાર મૂડીવાદ નાશ પામ્યા પછી આ વિરોધ આપોઆપ નષ્ટ થશે કાંટાથી કાંટો કાઢવા જેવી આ યુક્તિ છે

૭૯ પરંતુ આ યુક્તિમાં એક ભય છે જો કાંટાથી કાઢવા જતાં, પહેલો કાંટો નીકળ્યા પહેલાં, બીજો કાંટો ભાગી જશે અને તેની અણી પગમાં રહી જશે, તો પહેલાં કરતાં પણ વધારે દુઃખ થશે. આજે ઈટાલિ અને જર્મનીમાં આ સ્થિતિ ઉત્પન્ન થઈ છે રાષ્ટ્રીયત્વનો કાંટો કાઢવા માટે સમાજવાદના કાંટાએ પ્રયત્ન કર્યો, પણ પહેલો કાંટો ન નીકળતાં બીજો કાંટો પણ એમાં જ સામેલ થયો.

૮૦. મશસ્ત્ર ક્રાંતિ કરીને મૂડીવાળાઓને મારો, એમ કહેવા કરતાં 'મૂડીવાળાઓ ખાતર શસ્ત્ર ગ્રહણ કરશો નહિ,' એવો ટૉલ્સ્ટોયનો ઉપદેશ વધારે હિતાવહ હતો. રશિયન ક્રાંતિને યશ મળવામાં કેટલેક અંશે આ ઉપદેશ કારણ બન્યો છે. ઝાર લોકોને જબરદસ્તીથી રણમેદાનમાં મોકલી શક્યો. પણ જ્યારે લોકોની જ લડવાની ઇચ્છા નહોતી ત્યારે ઝારશાહી આપોઆપ ઉથલી પડી. મહાયુદ્ધની શરૂઆતમાં જ પાશ્ચાત્ય રાષ્ટ્રોના બધા જ મજૂરોએ જો આવો સત્યાગ્રહ કર્યો હોત, તો તે યુદ્ધ એક અઠવાડિયામાં જ સમાપ્ત થાત, અને મૂડીવાળા સત્તાધિકારીઓનો વર્ગ ઝારશાહીની જેમ આપોઆપ જ ઉથલી પડત. કાર્લ. માર્ક્સની પ્રજ્ઞાને જો મહાત્મા ગાંધીજીની અહિંસાની મદદ મળી હોત તો પાશ્ચાત્ય રાષ્ટ્રો મહાયુદ્ધની ઘોર આફતમાં સપડાયાં જ નહોત.

૮૧. આપણા દેશમાં પાર્શ્વ અને બુદ્ધે 'અહિંસાનો પ્રવાહ સામાન્ય લોકોના હિત તરફ વાળ્યો. પરંતુ રાજકીય ક્ષેત્રમાં તેનો પ્રવેશ ન થયાથી તે સાંપ્રદાયિકતાના ખાબોચિયામાં પડ્યો રહ્યો, અને તેની આસપાસ પુરાણોનું જંગલ ઉગી નીકળ્યું. તે પ્રવાહને ગતિ આપીને રાજકીય ક્ષેત્ર તરફ વાળવાનો મહાત્મા ગાંધીજીનો પ્રયત્ન ખરેખર અભિનંદનીય છે, પરંતુ દિશાભૂલ થવાથી એ પ્રવાહ વચ્ચે જ અટકી પડ્યો છે. એક રીતે આ સારું થયું છે. કારણ, જો તે એમને એમ આગળ જાત તો રાષ્ટ્રીયતાના કીચડમાં પડીને અપાયકારક બનત. અહિંસાને જો સમાજવાદીઓની પ્રજ્ઞાની મદદ મળે તો જ તેનો પ્રવાહ યોગ્ય દિશાએ વળશે અને માનવજાતિના કલ્યાણનું કારણ બનશે.

**સમાપ્ત**

# આધારભૂત ગ્રંથોનું સ્પષ્ટીકરણ

ऋ०=ऋग्वेद.

महाभारत, औंध. શ્રીપાદ દામોદર સાતવળેકરે કરેલા હિંદી અનુવાદ સહિત. શકે ૧૮૪૫–૧૮૫૪.

महाभारत, कुंभकोण. સંસ્કરણ કરનાર ટી. આર. કૃષ્ણાચાર્ય, અને ટી. આર. વ્યાસાચાર્ય. નિર્ણય સાગર પ્રેસ. સને ૧૯૦૬–૧૯૦૯.

बृहत्संहिता. વરાહમિહિરકૃત. લક્ષ્મીવ્યંકટેશ્વર પ્રેસ, મુંબઈ. શકે ૧૮૪૮.

श्रीमञ्जुश्रीमूलकल्प. આનો એક ભાગ. તેનું અંગ્રેજી નામ—Imperial History of India, by K. P. Jayaswal Lahore. 1934.

श्रीकाललोकप्रकाश. વિભાગ ૩–૪. શ્રી જૈનધર્મ-પ્રસારક સભા, ભાવનગર. સને ૧૯૩૪.

तत्त्वसंग्रह. વડોદરા. સન ૧૯૨૬.

---

तिपिटक, મહારાષ્ટ્રીય સંસ્કરણ બૌદ્ધ વર્ષ ૨૪૭૦

जातक-अट्ठकथा. Edited by Fausboll. London. 1877–1896.

---

कबीर साहबका बीजक. વ્યંકટેશ્વર પ્રેસ. શકે ૧૮૨૬.

तुकारामाची गाथा. નિર્ણયસાગર પ્રેસ. સન ૧૯૨૭.

---

A History of Sumer and Akkad, by L. W. King. London 1916.

A History of Babylon, by L. W. King. London. 1915.
Myths of Babylonia and Assyria,
by Donald A. Mackenzie. London.
Buddhist Records of the Western World (Si-yu-Ki).
Translated by Samuel Beal—London 1906
Alberuni's India. Translated by E. C. Sachau.
London 1910.
The Early History of India,
by Vincent A. Smith. Oxford. 1924.
Political History of Ancient India,
by Hemchandra Raychaudhari. Calcutta. 1927.
Ancient India, by Krishnaswami Aiyangar.
London 1911.
Mediaeval India, by S. Lane-Poole.
London. 1926.
Vaishnavism, Shaivism and Minor Religious Systems,
by Sir R. G. Bhandarkar. Poona. 1928.
A Peep into the Early History of India,
by Sir R. G. Bhandarkar.
Tarapore Sons, Bombay. 1930.
The Outline of History, by H. G. Wells, London.

નોંધ—આ ઉપરાંત જે ગ્રંથોના આધાર લેવામાં આવ્યા છે તે ગ્રંથોના સ્પષ્ટીકરણની ખાસ જરૂર નથી.

વિ૦ એટલે આ પુસ્તકનો વિભાગ. દાખલા તરીકે, પૃ૦ ૩૭ ઉપરની ફુટનોટમાં વિ૦ ૧, ૪૮–૫૪ લખેલું છે તેનો અર્થ વિભાગ ૧, ફકરા ૪૮ થી ૫૪ સુધી.

# હિન્દી સંસ્કૃતિ અને અહિંસા

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પેરા | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૬ | ફૂટનોટ | | વિ૦ ૧૨૦-૨૩ | વિ૦ ૧; ૨૦-૨૩ |
| ૭ | ૧૦ | ૩ | દેશી | કેશી |
| ,, | ૧૦ | ૭ | અતે | અને |
| ૨૩ | ૪૬ | ૪ | चत्मा | यत्मा |
| ૭૫ | ૬૦ | ૮ | હોય ?" | હોય ?"× |
| ૭૮ | ૬૮ | ૨-૩ | બ્રાહ્મણોને | બ્રાહ્મણોનો અને |
| ૭૯ | ૭૧ | ૩ | કરવા, વૃથા | કરવા, ગાળભેળ દેવી નહિ અને બીજાને પણ તેથી વિકૃત કરવા, |
| ૮૫ | ૯૦ | ૮ | શિલાદિત્ય | શીલાદિત્ય ( જ્યાં જ્યાં આ નામ આવે ત્યાં શી દીર્ઘ સમજવું ) |
| ૮૭ | ૯૪ | ૩ | वाहु सच्चं | वाहुसच्चं |
| ૯૨ | ૧૦૭ | ૧૩ | બુદ્ધ ધર્મ | બુદ્ધધર્મ |
| ૧૭૬ | ૧૭૨ | ૪ | અને | એને |
| ૧૯૦ | ૧૯૮ | ૯ | સેનેટનું | સૈન્યનું |
| ૧૯૪ | ફૂટનોટ | ૨ | સમયા | સયામ |
| ૧૯૭ | ૨૧૧ | ૭ | પરિણામે ૫ | પરિણામે |
| ૨૦૦ | ફૂટનોટ | | (Foreward) | (Foreword) |
| ૨૦૬ | ૨૩૦ | ૨ | ગોત્તમ | ગોતમ |
| ૨૦૮ | ફૂટનોટ | – | × | * |
| ૨૨૮ | ૨૬૯ | ૪ | અને | અને જૈન |
| ૨૩૨ | ૨૭૮ | ૧ | પંચોતેર | ૪૫ |
| ,, | ,, | ૪ | આ સાધુસંતોનાં વચનોમાં (ન જોઈએ) | |
| ૨૬૧ | ફૂટનોટ | ૧ | Corgnegated | Congregated |
| ૨૯૭ | ૩૬ | ૧૦ | શાસ્ત્રથી | શસ્ત્રથી |
| ૩૦૨ | ૩૮ | ૭ | મમુદ્ર ઉપનો | સમુદ્ર ઉપરનો |
| ૩૦૮ | ૪૭ | ૧ | હિંદી સરકારના | સરકારના— |
| ૩૬૫ | ૫૯ | ૩ | પરિપાલન | પરિક્ષાલન |